શરદ્‌ચંદ્ર ચટ્ટોપાધ્યાય, અવનીન્દ્રનાથ ઠાકુર વિગેરે બંગાળના
લોકપ્રિય બાર ઉત્કૃષ્ટ વાર્તાલેખકો દ્વારા લખાયલી સંપૂર્ણ

નવલકથા

# કમલિની

: અનુવાદક :

આનન્દકુમાર ભટ્ટ



એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ • પબ્લીશર્સ

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨



માતૃ પિતૃ ચરણે

આનન્દકુમાર ભટ્ટ

**કુમલિની** એ બંગાળના સુપ્રસિધ્ધ બાર લેખકો દ્વારા લખાયલી સંપૂર્ણ નવલકથા છે. આ પ્રકારનાં જુદા જુદા લેખકોદ્વારા લખાયલી આ સળંગ વાર્તા બંગાળી ભાષામાં ખૂબજ લોકપ્રિય થયેલ છે. ને આદર પામી છે. ગુજરાતી ભાષામાં પણ આ કૃતી ખૂબજ આદર પામશે એમ ઇચ્છીએ.

# અનુક્રમ

## જુદાં જુદાં લેખકો દ્વારા લખાયલાં પ્રકરણો

૧

એ દિવસે ચૂડામણિ યોગમાં ગંગાસ્નાન કરવાનું ફળ મૈત્ર મહાશયને તરત જ મળી ગયું. એ યોગમાં તેમને જે પુણ્ય મળ્યું હતું તે અનુભવી હરનાથ મૈત્ર બન્ને હાથથી શિર કૂટતા કૂટતા કલકત્તાથી પોતાના ગામમાં પાછા આવ્યા. વાત કોઈ એવી અસાધારણ નહોતી. સાધારણ રીતે એવા અવસરો પર જે થાય છે તેવું જ થયું હતું. એ દિવસે ચૂડામણિ યોગ હતો. બધાની ઇચ્છા ગંગામાં નહાવા જવાની થઈ. હરનાથે એમાં કંઈ વાંધો ન લીધો અને એઓ સહકુટુંબ ગંગામાં નહાવાને માટે કલકત્તા આવ્યા. પણ અહીં એમને જુદો જ અનુભવ થયો. હરનાથ પોતાની જુવાન અને પરણેલી સુન્દરી કન્યા કમલિનીને કલકત્તામાં જ ખોઈ આવ્યા. હરનાથની સ્ત્રીની સાથે આ યોગનો લાભ લેવા માટે ગામની બીજી પણ અનેક સ્ત્રીઓ આવી હતી. નાહ્યા બાદ એક બીજાનાં કપડાંને ગાંઠ બાંધી, એક હાર બનાવી ચાલતાં ચાલતાં આ ગામડાની સ્ત્રીઓને એક જગ્યાએ આવી રોકાઈ જવું પડયું. જે સ્થાને તેઓ અટકી ગયા તે જગ્યાએ એક મોટું મેદાન હતું. અહીં બેસુમાર ભીડ જામી હતી.

એ સ્થળે એક અંગ્રેજ પાદરી કેટલાક દેશી ખ્રિસ્તીઓની સાથે ઊભો રહી બંગાળી ભાષામાં કંઈક કહી રહ્યો હતો. એના કહેવાનો ભાવાર્થ એ હતો કે:–"ભાઈઓ! તમે તે કેવાં માણસ છો? તમારામાં સાધારણ બુદ્ધિ પણ નથી શું? ગંગામાં ડૂબકી મારવાથી મનુષ્ય સ્વર્ગમાં જઈ શકતો હોય તો પછી આ ગંગા નદીમાં સદા રહેતાં મગર અને માછલીઓ પણ સ્વર્ગમાં જ જતાં હશે અને ત્યાં એમના અત્યાચાર જોઈ દેવતા લોકો સ્વર્ગ છોડી જવાની તૈયારીમાં પણ પડ્યા હશે. તમારી સમજવાની – વિચારવાની શક્તિ કયા શયતાને લઈ લીધી છે? જે ગંગામાં સ્નાન કરવાથી ઉજળું વસ્ત્ર પણ મેલું થઈ જાય છે, એ ગંગામાં નહાવાથી મનનો મેલ કેવી રીતે દૂર થઈ શકે છે. વગેરે વગેરે વાતો એ પાદરી ઊભાં મળેલાં લોકોને કહી રહ્યો હતો. સાહેબને ઘેરીને એટલાં બધાં લોકો ઊભાં હતા કે તેમની વચમાંથી રસ્તો કાઢી બહાર ચાલી જવું એ મુશ્કેલ હતું. બધાં ઊભા ઊભા એ તમાશો જોઈ રહ્યા હતા. કોઈ સાહેબના મુખથી બંગાળી ભાષાના ઉચ્ચાર સાંભળી દંગ બની જતું તો કોઈ એની તર્ક બુદ્ધિના વખાણ કરતું હતું.

મૈત્ર મહાશય સ્ત્રીઓની આગળ ચાલી માર્ગ કરતાં કરતાં જઈ રહ્યા હતા. વચમાં વચમાં તેઓ પાછા ફરી સ્ત્રીઓને સાવચેત પણ કર્યાં કરતાં હતાં. આ સ્થળે આવીને તેઓ એકદમ ઊભા રહી ગયાં. હરનાથે ભીડ જોઈને સ્ત્રીઓને કહ્યું –"ખૂબ સાવચેતી રાખી એક બીજાનો હાથ પકડી ચાલજો."

બરાબર આ સમયે એકાએક એક માણસે પાદરીની ઉપર હાથ ઉગામ્યો. સાહેબની ટોપી મસ્તક પરથી ઉડી ધૂળમાં રગદોળાઈ ગઈ. અને તે પછી તો છોકરાંઓ પણ સાહેબના સાથીઓ પર તૂટી પડ્યા. તોફાનની સૂચના મળી ગઈ. બન્ને બાજુના માણસો છૂટા હાથની મારામારી કરવા લાગ્યા. આ મારામારીને લઈને ભીડ છૂટવા

લાગી અને લોકો આગા પાછા થવા માંડયા. સાથે સાથે ધક્કા મુક્કી પણ ચાલી અને ધક્કાને લઈને કોણ કયાં ચાલ્યું ગયું તેની જરા પણ ખબર ન પડી. બિચારા હરનાથ ધક્કા ખાતાં ખાતાં પણ બધાને સંભાળતા સંભાળતા ચાલી રહ્યા હતા. મારફાડ થતી જોઈને નાકા પર ઊભેલો ઘોડેસવાર સિપાઈ દોડી આવ્યો અને ભીડમાં દાખલ થઈ ગયો. તેના ઘોડાના પગ નીચે આવી જવાના ભયે અનેક લોકો આમતેમ નાસવા લાગ્યા. પાંચ – સાત મીનીટમાં તો જે મેદાન લોકોથી છવાઈ ગયું હતું તે એકદમ સાફ થઈ ગયું.

મૈત્ર મહાશયે મહા પ્રયત્ને બધી સ્ત્રીઓને એક જગ્યાએ ભેગી કરી અને કહ્યું:–"આ બાજુ ચાલો."

આ સમયે મૈત્ર મહાશયની સ્ત્રીએ પોતાના પતિને પાસે બોલાવી ધીમા અવાજે કહ્યું:–"કમલિની કયાં છે? એ જણાતી જ નથી."

હરનાથે કહ્યું–"અરે રામ! એ ગઈ કયાં? કયારનો હું કહી રહ્યો છું કે બધા ધ્યાનથી ચાલો કે કોઈ જુદું પડી ન જાય!"

હરનાથે પોતાનામાં જોર હતું એટલા જોરથી બૂમો પાડી–"કમલિની! ઓ કમલિની!"

પણ કમલિનીનો પત્તો જ ન હતો, બધી સ્ત્રીઓને એક જગ્યાએ ઊભી રાખી હરનાથ કલકત્તા મહા નગરીના એ વિશાળ જન–સમુદ્રમાં કમલિનીને શોધવા લાગ્યા. ગાંધી – ટોપી અને ખાદીનો ઝભ્ભો પહેરેલા સ્વયંસેવકો સ્ત્રીઓને માટે ગાડી વગેરેની વ્યવસ્થા કરી રહ્યા હતા. હરનાથે તેમની પાસે જઈને પોતાની પુત્રીના ખોવાઈ ગયાની વાત કરી. એક સ્વયંસેવક તેમની સાથે કમલિનીનો પત્તો મેળવવા તૈયાર થયો. હરનાથ તેની સાથે જઈ ફરીથી રસ્તાની ભીડમાં કમલિનીની શોધ કરવા લાગ્યા. પરન્તુ ગળું બેસી જાય એવા અવાજે કમલિનીને

બૂમો પાડીને પોકારવા છતાં અને બે કલાકની દોડ – ધામ કરવા છતાં પણ તેનું પરિણામ કંઈ જ ન આવ્યું. હરનાથ હવે લાચાર બની ગયા. સ્ત્રીઓને લઈ એઓ મુકામ પર ગયા અને ત્યાં તેમને મૂકી પોલીસ થાણામાં ખબર આપવા દોડ્યા.

લગભગ એક મહિના સુધી પોલીસ, હરનાથ અને સ્વયંસેવક, બધાએ મળીને કલકત્તા શહેરને ખૂંદી નાંખ્યું. પણ કમલિનીનો પત્તો ક્યાંય ન મળ્યો. જુવાન છોકરી – કલકત્તામાં આવી રીતે એકાએક ખોવાઈ જાય અને તેને શોધવાને માટે બાપ જેટલા પ્રયત્ન કરે તે બધા કરવામાં આવ્યા પણ બધી જ મહેનત વ્યર્થ ગઈ. આખરે કંટાળીને પોતાની સાથે જે સ્ત્રીઓ પુણ્ય – સંચય કરવા આવી હતી તેમને બધાને લઈને હરનાથ પોતાના ગામમાં પાછા આવ્યા.

બર્દવાન જીલ્લાના કોઈ એક ગામમાં હરનાથનું ઘર હતું. પોતાના ગામમાં એમની પ્રતિષ્ઠા અને નામ સારું હતું. હરનાથ પોતે સીધા – સાદા માણસ હતા. બીજાની પંચાતમાં એઓ પડતાં નહિ. તો પણ સ્વભાવે એઓ ક્રોધી અને તીખા હતા. તેમના મનમાં જે વાત આવતી તે કહી નાંખ્યા સિવાય તેઓ રહેતા નહિ. વાત કહેતાં – બનાવવાની પણ તેનામાં આવડત નહોતી. એમને કેટલાક શ્રીમંત યજમાન હતા. યજમાનવૃત્તિ ન કરવા છતાં પણ તેમની જીવિકા ચાલે એવા સાધન પણ હતા. હરનાથના વડવાઓ પુરોહિતી કરીને સારું ધન મૂકી ગયા હતા. રોકડ રૂપીઆ ઉપરાંત તેમની પાસે બક્ષીસ મળેલી જમીન પણ સારા પ્રમાણમાં હતી. એની ઉપજ અને આવકથી એમનો નિર્વાહ સારી રીતે ચાલી જતો હતો. શાસ્ત્રના અધ્યયન અને પૂજા – પાઠમાં હરનાથની વિશેષ નિષ્ઠા હતી. સવારથી તે સાંજ સુધી યજમાનવૃત્તિનું કામ કરતાં ફરવાથી એમને પૂજા – પાઠ અને શાસ્ત્ર – ચર્ચામાં વિઘ્ન નડતું હતું. એથી એમણે કેટલાક પસંદગીના ઘર રાખી બીજા ઘરોની યજમાનવૃત્તિ ગામના અન્ય બ્રાહ્મણોને

વહેંચી દીધી. એમના ગામમાં બીજાં પણ અનેક બ્રાહ્મણોના ઘર હતાં. પણ એ બધામાં કોઈની આર્થિક સ્થિતિ હરનાથના જેવી સારી નહોતી. સુખ દુ:ખના સમયમાં હરનાથ બધાને કામ લાગતા અને તેમની દ્વારા તેમને સહાયતા મળતી. આથી ગામમાં તેમની તરફેણ કરનારા અને તેમની વાહવાહ કરનારા લોકોનો ટોટો નહોતો. રોજ સાંજના તેમને બારણે ગામ લોકોની બેઠક ભરાતી અને તેમાં અનેક વિષયો ચર્ચાતા. રડતાં રડતાં હરનાથે કલકત્તામાં કમલિની કેવી રીતે ખોવાઈ ગઈ તેની વાત ગામ લોકો આગળ કરી. પરન્તુ તેમને જણાયું કે કમલિનીની વાત કહેવાની ત્યાં કોઈ જરૂર ન હતી. કારણ આ વાત ગામના બધા લોકો પહેલેથી જ જાણતા હતા. એટલું જ નહિ, હરનાથ જે જાણતા હતા તેનાથી પણ વધુ એ લોકો જાણતા હતા. ઘરની અંદર આવી હરનાથે પોતાની સ્ત્રીને પાસે બોલાવી કહ્યું:- " કમલિની મરી ગઈ હોત તો ઠીક હતું."

સ્ત્રીના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ. પાસે ને પાસે જ મરવા પડેલા રોગીઓમાંનો એક, મૃત્યુ – યંત્રણા સમયે જે ચીસ પાડી ઊઠે અને એ ચીસ સાંભળી બીજો રોગી જે દ્રષ્ટિથી તેની તરફ તાકી રહે તે મુજબ જ સ્ત્રીએ એકવાર પોતાના પતિના મુખની તરફ જોઈ બીજી તરફ મુખ ફેરવી દીધું. પતિની આ માનસિક યંત્રણામાં તેનાથી સહાનુભૂતિનો એક શબ્દ પણ ઉચ્ચારી શકાયો નહિ. આ બનાવ કેવી રીતે બની ગયો તે એની સમજમાં પણ ન આવ્યું. કેટલાક વર્ષ પહેલાં, લગ્ન પછી વિદાય થતી વખતે કમલિનીએ કહ્યું હતું:–" મા, હું તારા વગર રહી શકીશ નહિ!" અત્યારે એના આ શબ્દો માતાના કાનમાં ગૂંજી રહ્યા.

નવ – દશ વર્ષ પહેલાં આ ગામના એક ગૃહસ્થના ઘરમાં કોઈ સ્ત્રીના કલંકની વાત બહાર પડી હતી. આ વાતને લઈ ને ગામના લોકોએ ચાવી – ચાવીને એની ચર્ચા કરી હતી. મામલો એટલે

સુધી વધી ગયો કે કોર્ટમાં જવાની પણ તૈયારી થવા માંડી. પણ વાત પાછી શાન્ત પડી ગઈ અને લોકો નવરા થયા. તે બનાવ બન્યા પછી આજ સુધી એવી કોઈ ઘટના બની નહોતી કે જેથી લોકોમાં ઉત્તેજના વ્યાપે અને પરનિન્દા કરવાની તેમને તક મળે. ગામના પ્રપંચી અને પરનિન્દા પ્રેમી સ્ત્રી – પુરૂષો મન મારીને દિવસો વિતાવી રહ્યા હતા. એટલામાં કમલિનીના ગૂમ થઈ જવાનો બનાવ બન્યો. લોકોમાં ફરી પાછી ઉત્તેજના ફેલાઈ. પ્રપંચી લોકોના મુખ ખુલ્લા થયાં અને તેમની નિર્જીવ બનેલી જીભ ફરી પાછી સજીવ બની જીવ બહેલાવવા લાગી.

હરનાથના દરવાજા આગળ જામતી સાંજની બેઠક ધીરે ધીરે ખસવા લાગી. ક્રમે ક્રમે ત્યાંનો એ અડ્ડો ટૂટીને બીજી જગ્યાએ જામવા લાગ્યો. કમલિનીની બાબતમાં નિત્ય નવી – નવી વાતોની શોધ થવા લાગી. અન્તમાં એક દિવસે માલમ પડયું કે એ ગામના યોગેન્દ્ર મિત્રના પુત્ર હરેન્દ્ર ભૈયાએ જ કમલિનીને ફોસલાવી છે, અને તેની સાથે તે ચાલી ગઇ છે. હરેન્દ્ર કલકત્તામાં રહીને એક કોલેજમાં અભ્યાસ કરી રહ્યો હતો. પ્રથમથી જ એની સાથે કમલિનીને ઠીક – ઠીક બનતું હતું. બન્ને એકબીજાની સાથે ગૂસપૂસ કર્યા કરતાં હતાં. અને હવે તક મળતાંની સાથે જ તે બન્ને જણા છૂ થઇ ગયા. પહેલાંથી જ કમલિનીની સાથે હરેન્દ્રનો પ્રેમ હતો. બન્ને છૂપાઈને એક બીજાને મળતાં અને નાસી જવાની સંતલસ કર્યા કરતાં હતાં. આશ્ચર્યની વાત તો એ હતી કે આ વાતના કેટલાક સાક્ષીઓ પણ મળી આવ્યા. પરન્તુ જમીનદાર યોગેન્દ્રનાથ મિત્રના ભયથી કોઈ, એના પુત્ર સાથે સંબંધ રાખનારી આ વાત મુખથી બહાર કાઢવાની હિંમત આજ સુધી પ્રકટ કરી શકયું નહોતું, કોઈ ને એવી આશા પણ નહોતી કે વાત આટલા સુધી આવી જશે. પણ જ્યારે વાત હદથી વધી ગઈ અને કમલિની નાસી ગઇ ત્યારે કોઈ ચૂપ રહી શકયું નહિ. શશી મુકુરજીએ એક દિવસે સાંજના પંદર – સોળ

માણસોની આગળ બહુ જ છૂપાવતા ભાવે આ ગુપ્ત રહસ્ય પ્રકટ કરી દીધું. સાથે સાથે એણે બધાને એ પણ કહી દીધું કે – "જુઓ ભાઈ, વાત કોઈ પણ રીતે જાહેર થવા પામે નહિ. નહિતો યોગેન્દ્ર મિત્ર મને જીવતો મૂકશે નહિ. તમે લોકો જાણો છો જ, કે હું એમને ત્યાં નોકરી કરું છું."

શશી મુકરજી ગામના જમીનદાર યોગેન્દ્ર મિત્રને ત્યાં નામું લખવાનું કામ કરતો હતો. કેટલાક દિવસ પહેલાં ગામની એક આધેડ કૈવર્ત જાતિની વિધવા સાથે શશી મુકરજીના અયોગ્ય સંબંધની વાત જાહેર થઈ ગઈ હતી. હરનાથ મૈત્રે શશી મુકરજીની વિરૂદ્ધ ઘોર આન્દોલન ઊભું કરી દીધું. માત્ર એટલું જ નહિ, બ્રાહ્મણ થઈને કૈવર્ત વિધવાની સાથે અનુચિત સંબંધ જોડવાના અપરાધ માટે એમણે શશીને સામાજિક શિક્ષા અપાવવાનો પ્રયત્ન પણ કર્યો હતો. આ કારણથી હરનાથ ઉપર શશી બહુ જ ખાર રાખતો હતો. હરનાથને નીચું જોવડાવી પોતાના અપમાનનું વેર લેવાની તમન્ના એ ઘણાં દિવસ થયાં સેવી રહ્યો હતો. આખરે એને એ તક મળી ગઈ અને તેણે એ ઝડપી પણ લીધી.

હરનાથના એ વ્યવહારનો બદલો લેવાની ગરજથી, એ દિવસે સાંજની બેઠકમાં શશી મુકરજીએ કમલિની અને હરેન્દ્રના સંબંધને જોડતી જે વાત કરી હતી તે એની એકદમ મૌલિક કલ્પના પણ નહોતી.

હરેન્દ્ર અને કમલિનીના ઘર પાસે પાસે હતા. બાલ અવસ્થાથી જ એ બંને વચ્ચે સારો મેળ હતો. એક જ ગામના બંને સંતાન હતા. બચપણથી બંને સાથે નાચ્યા – કૂદયા હતા, સાથે જ રહ્યા હતા. હરેન્દ્રની સાથે ગામની બીજી છોકરીઓ પણ રમતી – કૂદતી હતી. પરન્તુ પાસે – પાસે જ બંનેના ઘરો હોવાથી કમલિનીની સાથે એની અત્યન્ત ઘનિષ્ઠતા બંધાઈ ગઈ હતી.

કમલિનીના ગૂમ થઇ જવાની ઘટના બની તેના કંઈક વર્ષ પહેલાં એક દિવસે કોઇ બહાનું કાઢીને હરેન્દ્ર નિશાળે ગયો નહિ. ઘરમાં બેસીને જ્યારે તે કંટાળી ગયો ત્યારે તે ઊઠીને હરનાથ મૈત્રના બાગમાં ગયો અને જમરૂખના ઝાડ પર ચઢીને મજાહથી જમરૂખ ખાવા લાગ્યો. આ સમયે એકાએક જ એણે જોયું તો કમલિની બાગના એક ખુણામાં એકલી ઊભી રહી એક પત્ર વાંચી રહી છે. કમલિનીના લગ્ન થઈ ગયા હતા, અને હાલ જ એ શ્વસુર ગૃહેથી પાછી આવી હતી. હરેન્દ્ર તરત જ સમજી ગયો કે એ પત્ર છે. અને એ પત્ર કોનો છે તેની કલ્પના કરતાં પણ તેને વધુ વાર લાગી નહિ. જમરૂખ ખાતાં ખાતાં તેને કમલિનીની મજાક કરવાનું મન થયું. એ ચૂપચાપ ઝાડ નીચેથી ઊતર્યો અને દબાતે પગલે કમલિનીની પાછળ જઈ ઝપટ મારી તેના હાથમાંથી પેલો પત્ર ઝૂંટવી લીધો. કાગળ હાથમાં આવતાં જ એ દોડીને દૂર નાસી ગયો. કમલિની આ ચીલ ઝડપ માટે સાવધ નહોતી. એણે પાછળ ફરીને જોયું તો હરેન્દ્ર એનો કાગળ લઇને દૂર જઈ રહ્યો છે. પહેલાં તો એ ગભરાઇ ગઈ અને શરમને લીધે ઉંચું પણ જોઇ શકી નહિ પરંતુ તે બાદ એણે કંઇક રોષદર્શક સ્વરમાં કહ્યું: "હરેન્દ્ર દાદા, કાગળ આપી દો નહિ તો સારૂં પરિણામ આવશે નહિ. કહું છું, આપી દો...હાં..."

પરંતુ હરેન્દ્ર પર આ ધમકીની કંઇ જ અસર ન થઇ. એ નચિંત બનીને જમરૂખ ખાતાં ખાતાં કમલિનીને સંભળાવી સંભળાવીને કાગળ વાંચવા લાગ્યો:–

"વહાલી કમલિની..."

હવે કમલિનીથી રહેવાયું નહિ. એ ઝડપથી જઈને પત્ર ઝૂંટવી લેવાને માટે હરેન્દ્રને બાઝી પડી. હરેન્દ્ર એને કાગળ આપવાનું ઇચ્છતો નહોતો અને કમલિની તેની પાસેથી તે લઈ લેવા ચાહતી

હતી. બંને એકમાં ગુંથાઈ ગયા. આ સમયે એમણે જોયું તો શશી બાગની બહાર દરવાજા આગળ ઊભો રહીને તેમની આ લીલા જોઈ રહ્યો છે. શશીને જોતાં જ હરેન્દ્રે પત્ર ફેંકી દીધો અને ત્યાંથી એ એકદમ દોડી ગયો. કમલિની પત્ર ઉઠાવી ધીમે ધીમે ઘરની અંદર ચાલી ગઈ.

એ દિવસે હરેન્દ્રનો સારો ય સમય ભયમાં પસાર થયો. એ વારંવાર વિચારી રહ્યો હતો કે એણે પોતાની ધુનમાં આ કામ શા માટે કર્યું? હરેન્દ્રના પિતા બહુ જ ક્રોધી સ્વભાવના હતા. તેમને જો ખબર પડી જાય કે હરેન્દ્ર કમલિનીની સાથે કાગળ માટે ખેંચતાણ કરી રહ્યો હતો તો તેઓ એને અધમૂઓ કર્યા વગર છોડે એવા નહોતા. કમલિની સાથે સુલેહ કરવા માટે તેમ જ તેના ક્રોધને શાન્ત કરવા માટે હરેન્દ્ર તે દિવસે સાંજે એને ઘેર ગયો અને એકાન્તમાં ચૂપકીદીથી એને કહ્યું– "કમલિની આ વાત કોઈને કહેતી નહિ..."

કમલિનીનો ગુસ્સો હજી નરમ પડ્યો નહોતો. મનમાં ને મનમાં જ એ સમી રહી હતી. હરેન્દ્રના આ શબ્દો સાંભળી એણે ઠણકો કરીને કહ્યું:– "ના, કોઈ ને કહીશ નહિ! કાલે જ જઈને કાકોને કહી આવીશ."

હરેન્દ્રે કાલાવાલા કરીને કહ્યું:– "તારા પગમાં પડું છું બહેન આ વાત કોઈને કહેતી નહિ. લે – કાન પકડી કહું છું કે હવે કદી પણ તારા કાગળને હું વાંચીશ નહિ."

મહા મહેનતે કમલિનીને શાન્ત કરીને હરેન્દ્ર પોતાને ઘેર ગયો. કમલિની તરફથી એને નિરાંત વળી પણ શશી મુકરજી તરફથી હજુ પણ તેને દહેશત રહ્યા કરતી હતી.

શશીનો ચહેરો બહુ જ કદરૂપો હતો. એની એક આંખમાં ફુલુ પણ પડેલું હતું, એટલે એ વધુ બદસૂરત લાગતો હતો. ગામના

કાણા છોકરાઓ એની પાછળ અને ખરાબ છોકરાઓ એની સામે જ એને કાણો શશી કહેતાં હતાં. હરેન્દ્રે પણ એકેક વાર એને કાણો શશી કહી બૂમો મારી હતી. હરેન્દ્ર જાણતો હતો કે હવે કાણો શશી એને સહેજમાં છોડશે નહિ અને પિતાને કહી માર ખવડાવશે. પરંતુ કેટલાક દિવસો ભારે ચિન્તામાં પસાર થઈ ગયા બાદ હરેન્દ્રે જ્યારે જોયું કે શશી એ વાતને પેટમાં ઉતારી ગયો છે ત્યારે તે એના તરફથી પણ નિશ્ચિન્ત બન્યો.

પરન્તુ તે દિવસે શશીએ પોતાની નરી આંખે જે કંઈ જોયું હતું તેને એ ભૂલી ગયો નહોતો. આવી વાત ભૂલી જવાનો એનો સ્વભાવ જ નહોતો. હરનાથની ઉપર એ ચીઢાયલો જ હતો એટલે જ એના પર કલંક લગાડવાના પ્રયત્નમાં એ મચેલો રહેતો હતો. ત્યાં કમલિની અને હરેન્દ્રવાળો બનાવ બની ગયો. પણ આ બનાવને જાહેરમાં મોટું સ્વરૂપ આપતાં તેનું મન ડરવા લાગ્યું. કારણ એમાં એના માલકનો છોકરો પણ સંડોવાયલો હતો અને એટલે જ એ મૌન બેસી રહી કોઈ તકની રાહ જોવા લાગ્યો. એકાએક એ દિવસે કમલિનીના ખોવાઈ જવાથી શશીને જોઈતી તક મળી ગઈ. એણે એ જુના બનાવના આધારે હરેન્દ્રની સાથે કમલિનીના નાસી જવાની વાત બનાવી કાઢી અને ગામવાળાઓને સંભળાવી પણ દીધી.

૨

યોગેન્દ્ર મિત્ર એ ગામના જમીનદાર હતા. આધુનિક કેળવણી મેળવ્યા છતાં પણ તેઓ આ નવી કેળવણી પર બહુ જ નારાજ હતા. પોતે પોતાની સારીય જમીનદારીનો વહીવટ કરતાં અને તેના કામ પ્રતિ ઉત્સાહ દાખવતા હતા. પોતાની બુદ્ધિને જ તેઓ સર્વોપરિ સમજતા હતા. એમનો બોલ એ બ્રહ્માનો બોલ કહેવાતો અને તેને કોઇ ટાળી શકતું નહિ. પોતાના આ સ્વભાવને લઈને યોગેન્દ્રબાબૂને જીવનમાં અનેકવાર મુશ્કેલીઓ ઉઠાવવી પડી હતી; તો પણ તેમના આ સ્વભાવમાં જરા પણ પરિવર્તન થયું નહોતું. ગામમાં એમની માનઆબરૂ સારા પ્રમાણમાં હતી. લોકો એમનું કહેવું માનતા અને તેમનાથી દબાતા રહેતા. ટૂંકામાં કહીએ તો એમના ડરથી વાઘ અને વરૂ એક જ ઘાટ પર પાણી પણ પી શકતાં હતાં. બાલ્યાવસ્થામાં યોગેન્દ્રબાબૂએ પિતાની હયાતીમાં જ કલકત્તા રહીને શિક્ષણ મેળવ્યું હતું. પરન્તુ આગળ ભણવાનું તેમણે કોઈક કારણસર છોડી દીધું અને પોતાના ગામમાં ચાલી આવ્યા. પિતાને તેમણે કહી દીધું – "હવે હું ભણવા માંગતો નથી. આપણી જમીન-

દારીનું કામ સંભાળીશ. યોગેન્દ્રબાબૂના પિતા જૂના જમાનાના માણસ હતા. પુત્રનો આ વિચાર જોઈ નારાજ ન થયા પણ સંતોષ પામ્યા અને તેમણે એ જ ક્ષણે પુત્રને જમીનદારીના કામ પર લગાવી દીધો. ત્યારથી યોગેન્દ્રબાબૂ પોતાની જમીનદારી પોતાની મેળે જ ચલાવતા આવ્યા છે. પિતાના મરણ પછી તેમણે પોતાની જમીનદારી ઓછી કરી નથી બલ્કે વધારી છે. કલકત્તા શહેર પર તેઓ ખૂબ જ નારાજ રહેતા, અને તેના નામથી જ તેઓ ક્રોધે ભરાઈ જતા. કલકત્તાનું નામ સાંભળતાં તેઓ એવી વાતો કરવા મંડી જતાં કે જે સાંભળતાં કલકત્તાવાસીને પણ ધીરજ ધરવી મુશ્કેલ થઈ પડતી. પોતાના ગામમાં એમની પ્રતિષ્ટા અને પ્રભુતાની કોઈ હદ ન હતી. પોતાના ઘરમાં બેસીને એમની પાછળ પણ કોઈ એમની નિંદા કરવાનું સાહસ કરી શકતું નહિ. હરેન્દ્ર જ્યારે શાળાનું શિક્ષણ સમાપ્ત કરી રહ્યો ત્યારે યોગેન્દ્રે તેને પણ પોતાની જેમ જ જમીનદારોના કામમાં લગાવવાનો ભારે પ્રયત્ન કર્યો. પણ તે પછી કોણ જાણે કયા કારણથી, તેઓ પોતાની સ્ત્રીના આગ્રહને વશ થઈ ગયા અને તેને કોલેજનું શિક્ષણ લેવા માટે કલકત્તા મોકલવામાં આવ્યો.

કલકત્તા જઈને કોલેજમાં ભણવાની હરેન્દ્રની ખૂબ ઈચ્છા હતી. પરન્તુ પરીક્ષાનું પરિણામ બહાર પડતાં જ એના પિતાએ કહ્યું હવે તું જમીનદારીનું કામકાજ શીખવાનું શરૂ કર. હરેન્દ્ર તો શું પણ ઘરનું કોઈ પણ માણસ એમની ઈચ્છા વિરૂદ્ધ કંઈ પણ કહેવાનું સાહસ કરી શકતું નહિ. તો પણ એકવાર એની માના મુખથી એ પોતાના મનની ઈચ્છા પૂરી કરી શક્યો..

એ દિવસે યોગેન્દ્રનો મિજાજ કેવી રીતે ઠેકાણે રહેવા પામ્યો અને તેમના મુખથી કેવી રીતે 'હા' પડી ગઈ તે એની સ્ત્રી પણ ન સમજી શકી. એણે નિરાશાની સંપૂર્ણ આશા રાખવા છતાં પણ પોતાના પતિને આગ્રહ કર્યો કે, છોકરાને કલકત્તા મોકલવામાં આવે. અને તેના

ભારે આશ્ચર્ય વચ્ચે તેની આ માગણી મંજૂર પણ થઈ ગઈ. આ આશ્ચર્યકારક બનાવથી તેનું માતૃ-હૃદય કહેવા લાગ્યું કે ભવિષ્યમાં હરેન્દ્ર જરૂર જ એક મોટો માણસ થશે અને તેથી જ ઈશ્વરે દયા કરીને એના સ્વામીને આવી બુદ્ધિ સૂઝાડી હતી.

કમલિનીના ગૂમ થઈ જવાની વાત ગામના બધાજ લોકોમાં પ્રસરી ગઈ હતી. મજૂરો તથા ખેડુતો સુદ્ધાં પણ એ વાત જાણી ગયા હતા. પરન્તુ આમ છતાં પણ ગામના જમીનદાર યોગેન્દ્ર મિત્રથી એ વાત તદ્દન જ છૂપી રહેવા પામી. યોગેન્દ્ર બાબૂ બહુ જ સખ્ત મિજાજના આદમી હતા. એમની પ્રખર અને સતર્ક દૃષ્ટિથી સાધારણમાં પણ સાધારણ વાત છૂપી રહી શકતી નહિ. પરન્તુ આ ખબર ગુપ્ત રીતે એમના કાનોને ભેદીને એકદમ અન્તઃપુરમાં જઈ પહોંચી. જમીનદારની ગૃહિણી હોવા છતાં પણ યોગેન્દ્રની સ્ત્રી ઉમાસુન્દરીનું કોઈ વ્યક્તિત્વ નહોતું. જેવી રીતે મોટાં વૃક્ષની છાયામાં નાના વૃક્ષની છાયા જણાતી નથી તેવી જ રીતે યોગેન્દ્રના સખ્ત મિજાજ અને શાસનની આબોહવામાં રહીને એ ઘરમાં કોઈનું પણ વ્યક્તિત્વ સ્વતંત્ર રૂપથી શિર ઉઠાવવાનો અવકાશ જ મેળવી શક્યું નહોતું. એઓ ઘરની અંદર અને બહાર આવું પ્રભુત્વ ભોગવતાં હતાં અને તેથી જ ઉમાસુન્દરી જેવી સીધી સાદી સ્ત્રી માટે ખુદ સમજી-વિચારીને કોઈ કામ કરવાનો ઉપાય જ રહેતો નહિ. ઉમાસુન્દરીને જ્યારે ખબર પડી કે તેનો પુત્ર કમલિનીને લઈને નાસી ગયો છે ત્યારે તેને સખ્ત આઘાત લાગ્યો. પોતાના પતિને તે આ વાત કહી શકે એમ નહોતું. જો તેમ કરે તો તેના પોતાના જ પગ પર કુહાડી આવી પડે એમ હતું. કારણ, યોગેન્દ્ર પુત્રને કલકત્તા ભણાવવા માટે નારાજ હતા, માત્ર ઉમાસુન્દરીના કહેવાથી જ તેમણે એ કબૂલ્યું હતું. આ ખબર સાંભળી તેઓ હરેન્દ્રને કેવી સખ્ત સજા કરશે તે વિચાર માત્રથી જ ઉમાનું હૃદય કંપી ઊઠ્યું. કદાચ ક્રોધના આવેશમાં તેઓ એને પોતાની મિલ્કતના વારસામાંથી પણ રદ કરી દે. પોતાનો કોઈ વ્યક્તિગત સ્વતંત્ર મત

નજરમાં ન હોવા છતાં પણ મા બનીને પોતાના પુત્રને આવી સખ્ત સજા થાય તે એ કેવી રીતે સહી શકે? કયારેક એને વિચાર થતો કે ગામમાં ચાલતી આ વાત કેટલા પ્રમાણમાં સાચી છે તેની ખાત્રી એ પોતે પોતાના પુત્રને પત્ર લખીને કરાવે. પોતાના હરેન્દ્રે આવું કુકર્મ કર્યું છે તે માનવાને એનું મન ના પાડતું હતું. જે માણસે ઉમાસુન્દરીને આ ખબર આપી હતી તેણે તો કહ્યું હતું કે પ્રથમથી જ કમલિનીની સાથે હરેન્દ્રને પ્રેમ હતો. પરન્તુ મા હોવા છતાં પણ તે હજુ સુધી એ ગુપ્ત પ્રેમનો આભાસ સુદ્ધાં દેખી શકી નહોતી, તે જોઈ એને બહુ આશ્ચર્ય થયું. એણે વિચાર્યું, બનવા જોગ છે કે એવું પણ હોય. કઈ મા પોતાના પુત્રના ચારિત્ર્ય પર શંકા કરી શકે? હરેન્દ્રને પત્ર લખવાની વાત મનમાં આવતી હતી પણ તે સાથે એક પ્રશ્ન પણ ઊઠતો હતો. એ પત્ર કોની પાસે લખાવે? ઉમા પોતે તો લખી-વાંચી શકતી નહોતી. કોઈ એવો વિશ્વાસુ માણસ મળે તો પણ એમાં એક મુશ્કેલી હતી. યોગેન્દ્ર બાબૂ જ્યાંસુધી કોઈ પત્ર-કાગળ વાંચે નહિ અને આજ્ઞા આપે નહિ ત્યાં સુધી એ ઘરનાં દરવાજાની બહાર જઈ શકતો નહિ.

આ વેદના, દુઃખ, અશાન્તિ અને આશા નિરાશાને હૃદયમાં ધારીને ઉમાસુન્દરી બેચેનીમાં પોતાના દિવસો વિતાવવા લાગી. યોગેન્દ્ર બાબૂના ઘરમાં સગાં-સંબંધીની બીજી સ્ત્રીઓ પણ રહેતી હતી. કિન્તુ તેમની સાથે પોતાના પુત્રના સંબંધમાં ઉમા વાતો કરી શકતી નહોતી. આ ચિન્તાનો ઉપદ્રવ અને એને લઈને થતી માતૃ-હૃદયની અસહ્ય યંત્રણા એને એકલીને જ સહેવી પડતી હતી. આ બાજુ હરનાથ મૈત્રની સ્ત્રી – કમલિનીની માતાને જે માનસિક કષ્ટ હતું તેના જેટલું જ કષ્ટ એ પણ ભોગવતી હતી. ઉમા ઈચ્છતી હતી કે એકવાર કમલિનિની માતા પાસે જઈ શું વાત છે તે જાણી આવું. બન્ને વહુઓ બહુ જ નાની વયે પરણી સાસરે આવી હતી. નવી વહુની એ અસહાય અવસ્થાથી માંડીને તે આજસુધી સુખ–દુઃખમાં બન્ને પાડોસણોની પ્રીતિ બરાબર વધતી જ ચાલી હતી.

આ સમયે અકસ્માત જ આ બનાવ બની જવાને લીધે ઉમાને હરનાથની સ્ત્રીની સામે જતાં, મુખ બતાવતાં લજ્જા લાગવા માંડી. પહેલાં હરનાથની સ્ત્રી બપોરના સમયે પોતાનું ઘરકામ કરી આજુબાજુની સ્ત્રીઓને ત્યાં બેસવા માટે પણ જતી હતી. પરન્તુ હવે તે કયે મોઢે લોકોને ત્યાં જાય? ગામમાં મુખ બતાવતાં પણ તેને શરમ આવતી હતી.

કમલિનીને લીધે ગામમાં જે ચર્ચા ઉત્પન્ન થઈ હતી તે દિવસો પસાર થવાની સાથે સાથે શાન્ત પડવા લાગી. ગામના નાના મોટાં બધા લોકોએ પહેલાં આ મામલાને ચાવી ચાવીને સારો જેવો વધારી મૂકયો. પરન્તુ જ્યારે આ ઘટનાની સાથે યોગેન્દ્ર મિત્રના છોકરાનું નામ સંભળાયું ત્યારે બધા એકાએક ચૂપ થઇ ગયા. હવે જુવાનોમાં આ ચર્ચા ફેલાઈ અને તે પછી ગામનાં છોકરાઓ પણ અંદર – અંદર આ વાતો ચર્ચવા લાગ્યા.

કમલિનીને એક નાનો ભાઈ હતો. એનું નામ હતું અરૂણ. અરૂણ હરેન્દ્રના ભાઈ નરેન્દ્રની સાથે ગામની શાળામાં એક જ વર્ગમાં ભણતો હતો. કલકત્તામાં બહેનના ખોવાઈ ગયા પછીથી ઘરમાં અને બહાર જે આન્દોલન ચાલી રહ્યું હતું તેને સમજવાની બુદ્ધિ અરૂણમાં પણ હતી. અરૂણ પોતાના માત – પિતાના દુઃખને, તેમને ભોગવવી પડતી લજ્જા ને સારી રીતે જાણતો હતો. તેનું રોમેરોમ આ વાતનો અનુભવ કરી રહ્યું હતું.

નિશાળમાં શિક્ષક ભણાવતાં ભણાવતાં તિરછી નજરથી યા કયારેક સ્થિર દષ્ટિથી જ્યારે અરૂણની તરફ જોતાં, અથવા સાથે ભણતાં છોકરાઓ જ્યારે એની તરફ જોઈને કે એને આંગળી ચીંધીને અંદર અંદર ગુસપુસ કરતાં ત્યારે એ વાતો કાનથી ન સાંભળવા છતાં પણ અરૂણના હૃદયમાં એક એવી જગ્યા પર–મર્મસ્થાનમાં આઘાત લાગતો કે એની વેદનાથી એ બિચારો બેચેન બની ઊઠતો. હૃદયની

અંદર લજ્જા અને અપમાનનો આ દારુણ ભાર એને એકલાને જ ઊઠાવવો પડતો હતો. કારણ એને એવો કોઈ સમજુ મિત્ર નહોતો કે જે એના આ દુઃખમાં ભાગ પડાવે યા સહાનુભૂતિ દર્શાવી એને સાન્ત્વન આપે. અરૂણ પોતાના મા-બાપને પણ પોતાની બહેનના વિષયમાં કંઈ કહી શકતો નહિ. એના માત-પિતા જે અકથનીય માનસિક કષ્ટ ભોગવી રહ્યા હતા, તેને એ પોતાની સગી આંખે જોઈ રહ્યો હતો. એ એટલું તો અવશ્ય સમજતો હતો કે, જો હું તેમને આ વિષયમાં પૂછીશ તો તેમને વધુ દુઃખ થશે. અને આથી જ તે તેમને કંઈ પણ પૂછવાનું સાહસ કરી શકતો નહોતો.

અરૂણની બહેન અને નરેન્દ્રના મોટા ભાઈનું નામ લઈને લોકો તેમની જે નિન્દા કરી રહ્યા હતા, તેનાથી અરૂણની અને નરેન્દ્રની એક સરખી જ હાલત થવી જોઈતી હતી. પહેલ વહેલાં જ્યારે આ વાત ગામમાં પ્રસરી ત્યારે અરૂણની દેખાદેખીથી નરેન્દ્રને પણ લજ્જા આવવા લાગી; કિન્તુ કેટલાક દિવસ બાદ વર્ગના છોકરાઓએ નરેન્દ્રને સમજાવી દીધું કે, એમાં તારે કંઈ શરમાવાનું નથી. કારણ, જે પક્ષની સ્ત્રી હોય છે તે પક્ષને જ શરમાવું પડે છે. મર્દને માટે તો આવા મામલામાં શરમ જ ન હોવી જોઈએ. અને તે પછી તો શાળામાં એવા દિવસ પણ આવ્યા કે વર્ગના છોકરાઓ નરેન્દ્રના મોટાભાઇની બહાદુરીની પ્રશંસા કરવા લાગ્યા. શાળા શરૂ થાય તે પહેલાં છોકરાઓ ભેગાં થઈ જ્યારે અંદર અંદર વાતો કરતાં અને બહાદુર છોકરો કહી હરેન્દ્રની તારીફ કરતાં ત્યારે એવા મોટાભાઈના ભાઈ થવા માટે એ પોતાની જાતને ભાગ્યવાન ગણતો અને ગર્વનો અનુભવ કરતો. ક્યારેક અરૂણની હાજરીમાં જ છોકરાઓ કમલિનીની વાતો કરી તેને ચિઢવવા માટે પ્રયત્ન કરતાં હતાં. કોઇક વાર કોઈ તોફાની કે ચિબાવલો છોકરો ખુલ્લી રીતે કમલિનીની નિંદા કરી તેની મશ્કરી કરતો ત્યારે અરૂણ ત્રાસી ઊઠતો અને ક્રોધ-દુઃખથી લાલ ચોળ બની જતો. પણ તેમને

સજા કરવા માટે અરૂણુમાં બળ નહોતું. જાણી જોઇને અરૂણુ બળતી આગમાં ઝંપલાવવા ઇચ્છતો નહોતો.

પણુ એની સહનશિલતાને પણુ હદ આવી. જેમ જેમ એ મૌન પકડતો ગયો તેમ તેમ એને વધારે સહેવું પડયું. લોકની જીભે તાળું મારી શકાતું નથી. અરૂણુ લોકોને – છોકરાંઓને પોતાની બહેનની વિરૂદ્ધ બોલતાં અટકાવી ન શકયો. શિક્ષકો પણુ તેનું કહેવું સાંભળવા કે તેની મદદે જવા તૈયાર નહોતા. થોડાંક દિવસ તો તેણે આ લજ્જાજનક જીવન વિતાવ્યુ. પણુ જ્યારે એની હદ આવી ગઈ ત્યારે તેણે પોતાના મનમાં ને મનમાં નિશ્ચય કરી લીધો કે હવે તે શાળામાં જવાનું બંધ કરશે અને કોઈ ને પણુ કહ્યા વગર એકલાં જ કલકત્તા જઈને બહેનનો પત્તો મેળવી કાઢશે.

એક દિવસે શાળામાં જવાના સમયે અરૂણે પોતાની માને સ્પષ્ટ કહી દીધું કે તે હવે સ્કૂલે જશે નહિ. અભ્યાસમાં અરૂણુ બહુ જ ચપળ હતો અને એમાં તેનું મન પણુ લાગતું હતું. અરૂણુના મુખથી શાળા છોડવાની વાત સાંભળી માએ કહ્યું – "સ્કૂલમાં કેમ જવું નથી ? શું થયું છે ?"

આ પ્રશ્નનો કોઈ ઉત્તર ન હતો. શું થયું છે તે બધા જ જાણુતા હતા, પણુ એ વાત અરૂણુ પોતાની માને કહી શકતો નહોતો. એટલે એ કંઈ પણુ જવાબ ન આપતાં મૌન જ રહ્યો. માતાએ પુત્રના મસ્તક પર સ્નેહથી હાથ ફેરવી કહ્યું – "સ્કૂલમાં કેમ જવું નથી બેટા ? શું થયું છે ?"

અરૂણુ એકદમ રડી ઊઠયો. બોલ્યો – "તારા પગમાં પડું છું મા, તું મને સ્કૂલમાં જવા માટે આગ્રહ ન કર."

આટલા દિવસો થયાં એના ઉપર જે જુલ્મ થઈ રહ્યો હતો, એને જે શરમ અને અપમાન સહેવું પડયું હતું તે બધું તેણે જોશમાં

આવીને માતાને સંભળાવી દીધું. પુત્રના મુખથી બધી હકીકત સાંભળીને માતા પણ રડવા લાગી. મૈત્ર મહાશય બહાર ઓટલા પર બેસીને કંઈક કામ કરી રહ્યા હતા. એકાએક પુત્રનું મોટેથી રડવું સાંભળીને તેઓ અંદર દોડી આવ્યા. સ્ત્રીના મુખથી બધી વાતો સાંભળીને તેઓ સમસમી ઊઠયા અને એ પછી ધીરે-ધીરે ઘરમાંથી નીકળીને બહાર ચાલી ગયા.

યોગેન્દ્ર મિત્ર હજુ હાલ જ આવીને કચેરીમાં બેઠા હતા. મોટાં તકીયાને અઢેલીને તેઓ તંબાકુ પી રહ્યા હતા. સામે જ થોડેક દૂર હુક્કો પડેલો હતો. એમની આજુબાજુ આઠ-દશ કારકુનો પોતાની જગ્યાએ બેસીને કામ કરી રહ્યા હતા. કારકુનોની આગળ નાના-મોટા ચોપડા, રજીસ્ટર વગેરે પડેલું હતું. આખી કચેરીમાં શાન્ત રીતે કામ ચાલી રહ્યું હતું. આ સમયે વંટોળના વેગથી હરનાથ મૈત્રે એ કચેરીમાં પ્રવેશ કર્યો. એમનું એ સમયનું ઉગ્રરૂપ જોઈને કચેરીના બધા માણસો ડરી ગયા. જમણા હાથમાં જનોઈ પકડીને હરનાથે દૂરથી જ બૂમ પાડીને યોગેન્દ્ર બાબૂને કહ્યું—" યોગેન્દ્ર બાબૂ, એનો કંઈ ન્યાય કરો, આપ ગામના જમીનદાર છો, અમારા બધાના આપ રક્ષક છો. મેં એવો તે આપનો શું અપરાધ કર્યો છે કે આપ મારી સાથે અવિચારીપણે વર્તી રહ્યા છો? શા માટે મારા પર આવો અત્યાચાર થઈ રહ્યો છે? હું એનું કારણ જાણવા માંગું છું."

હરનાથની વાતચીત કરવાનો ઢંગ અને તેની ઉગ્ર મૂર્તિ જોઈને કચેરીના બધા કર્મચારીઓ એના આગમનનું કારણ સમજી ગયા. માત્ર યોગેન્દ્રબાબૂ જ સમજી શકયા નહિ. એઓ સમજ્યા કે કદાચ જમીન મહેસુલને માટે કોઈની સાથે બ્રાહ્મણને તકરાર થઈ હશે. એમણે હરનાથને કહ્યું—" આવો, બેસો તો ખરા. આટલા ક્રોધે કેમ ભરાયા છો? વાત શું છે, જરા ખુલાસીને તો કહો."

આ સાંભળીને હરનાથની આંખોમાંથી આગ વરસવા માંડી. એમણે બરાડીને કહ્યું –"ખુલાસો કરીને કહેવું પડશે? શું થયું છે એ ગામનું કોણ નથી જાણતું?"

લંબાણથી વાર્તાલાપ કરવાની યોગેન્દ્ર બાબૂની ટેવ નહોતી. વાતચીતને તેઓ ટૂંકમાં જ પતાવતા અને તરત તેનો નિકાલ પણ લાવી દેતા. શું વાત બની છે તે પોતાની સમજમાં ન આવવાથી તેઓ ચિઢાઈ ગયા અને પોતાના માણસોની તરફ જોઈને બોલ્યા – "મૈત્ર મહાશયને કોણે સતાવ્યા છે? તમને લોકોને એની કંઈ ખબર છે ખરી?"

શશી મુકરજી પણ ત્યાં હાજર હતો. એ પોતાના માલિકની સામે કદી પણ બેસતો નહિ. એક ખુણામાં એ એવી જગ્યાએ બેસતો કે જ્યાં યોગેન્દ્રબાબૂની નજર પણ પડતી નહિ. હરનાથને આવી રીતે આવેલો જોઈને તેનું કાળજું થડકી ગયું. એને થઈ આવ્યું કે હવે આજે તેનું આવી બન્યું. સાત વર્ષની જૂની નોકરી છોડીને એને આ ગામથી નાસી જવું પડશે. મનમાં ને મનમાં જ દેવોનું સ્મરણ કરતો કરતો એ એકદમ ચોપડા પર વળીને પોતાનું કામ કરવા લાગ્યો.

કારકુનોમાંના ઘણા યોગેન્દ્રબાબૂના આ પ્રશ્નથી ગભરાઈ ગયા અને નીચા વળીને જાણે કંઈ જ બન્યું નથી તેમ પોતાનું કામ કરવા મંડી પડ્યા. બેએક માણસોએ યોગેન્દ્રબાબૂનો પ્રશ્ન સાંભળી જાણે કંઈ જાણતા ન હોય એવો ભાવ પ્રદર્શિત કર્યો.

યોગેન્દ્રબાબૂ હવે વધારે ચિઢાઈ ગયા. એમણે હરનાથને કહ્યું:– "કેમ મહાશય, કોઈ કંઈ પણ જાણતું નથી. આપ જ સાફસાફ કહી દો ને?"

હરનાથે કહ્યું:– "કમલિનીનો પત્તો નથી એ તો આપ જાણો છો ને?"

યોગેન્દ્રબાબૂને આ વિષયની કંઈ પણ ખબર નહોતી. એમણે અવાક્ બનીને કહ્યું :– "હેં કમલિનીનો? કેમ એ ક્યાં ગઈ?"

હરનાથ બોલ્યો :– "ક્યાં ગઈ?" આપનો જ સાહેબજાદો એને લઈને ક્યાંક નાસી ગયો છે."

અને એ પછી હરનાથે કમલિનીના ગૂમ થઈ જવાનો સારો ય ઈતિહાસ શરૂથી તે અંત સુધી કહી સંભળાવ્યો.

જીંદગીભરમાં યોગેન્દ્રબાબૂને ક્યારેય પણ આટલું આશ્ચર્ય થયું નહોતું. એમને સૌથી વધુ આશ્ચર્ય તો એ માટે થયું કે, જે વાતની ગામના બાલ–બુઢ્ઢાં બધાંને જ ખબર હતી તે વાત તેઓ પોતે જાણતા નહોતા! અને વળી એ વાતમાં મજાહ તો એ હતી કે તેમના પોતાના જ પુત્રની સાથે એનો ગાઢ સંબંધ હતો. બનવાજોગ છે કે આવી કેટલીય વાતો આ ગામમાં, ખુદ એમના ઘરમાં જ થઈ રહી હશે અને જે તેઓ આ પ્રમાણે જાણતા પણ ન હોય! એમણે પોતાના મેજ પર પડેલો ચોપડો જોરથી અફાળ્યો અને ભવાં ચઢાવી બૂમ પાડીઃ– "શશીબાબૂ!"

શશી આ સમયે કાન પકડીને પોતાની બેવકૂફીને માટે મુખ પર થપ્પડ મારી રહ્યો હતો અને સત્યનારાયણ સ્વામીને પ્રાર્થના કરી રહ્યો હતોઃ– "ભગવાન, મારો જીવ બચાવો. હું રોકડા પાંચ આના ખરચીને કાલે જ આપની કથા સાંભળી લઈશ." માલિકના મુખથી પોતાનું નામ સાંભળીને તે બેઠો થયો અને હાથ જોડીને કાંપતો કાંપતો યોગેન્દ્રબાબૂની સામે હાજર થયો.

યોગેન્દ્રે કહ્યુંઃ– "આ વિષયમાં તમે જે કંઈ જાણતા હો તે વિગતવાર મને કહી સંભળાવો. કોઈ પણ વાત તમે છૂપાવશો તો તમને ગામની બહાર કાઢી મૂકવામાં આવશે. જાણો છોને મારું નામ યોગેન્દ્ર મિત્ર છે!"

કચેરીના બધા માણસોએ જાણ્યું કે આજે તેમની બધાની સમક્ષ બ્રહ્મહત્યાનું પાતક થશે. બધા ચૂપચાપ શશીબાબૂ તરફ નજર નાંખી રહ્યા.

એ દિવસે સાંજની બેઠક સમયે બધાની સમક્ષ શશીએ ગુપ્ત રૂપથી જે જે વાતો આ સંબંધમાં કહી હતી તે, એને આજે યાદ પણ રહી નહોતી. તેણે ધ્રુજતાં ધ્રુજતાં લથડાતી જીભે કમલિની અને હરેન્દ્રના સંબંધનો એક નવો જ ઇતિહાસ બનાવી કહી દીધો. શશીએ કહ્યું:—"હરનાથ જ્યારે ગામમાં આવ્યા, તે પછી એના મામાના ભાઈનો સાળો કે જે પશ્ચિમમાં જઈ રહ્યો હતો તેણે એ ગાડીમાં કમલિની અને હરેન્દ્રને એક સાથે જતાં જોઈ ચિઠ્ઠી લખીને મને એ ખબર આપી હતી."

યોગેન્દ્રબાબૂ એકદમ લાલચોળ બની ગયા. મેજ પર હાથની મુક્કી મારીને તેમણે ગર્જના યુક્ત સ્વરે કહ્યું:—"ઉલ્લુ! આ વાત આજ સુધી તેં મને કેમ કહી નહિ?"

શશી પડતાં પડતાં બચી ગયો. પોતાની જાતને પડતાં બચાવી ચાર-પાંચ પગલાં પાછળ હટીને તેણે કહ્યું:—"હજુર, ભયને લીધે........"

યોગેન્દ્રબાબૂ ઊઠીને ઊભા થયા અને કોઈને કંઈ પણ કહ્યા સિવાય ઘરની અંદર ચાલી ગયા.

## ૩

ઉમાસુંદરી સ્નાન કરીને પૂજા કરવા બેઠી હતી. એની એક બાજુએ કામવાળી સ્ત્રી પોતાના કામના પૈસાનો હિસાબ કરી રહી હતી. હિસાબ મળતો નહોતો. બે પૈસા ઘટતા હતા. બિચારી હેરાન થઈ રહી હતી. ઉમાનું ધ્યાન એની તરફ ન હતું. એ એકાગ્ર મનથી ગુરુમંત્રનો જપ જપી રહી હતી. કામવાળી સ્ત્રી ખૂબ મન લગાવીને હિસાબ કરી રહી હતી તે એકાએક ઊભી થઈ ગઈ અને બોલી: – "માજી, મોટા બાબૂ!.........

આટલું કહીને રૂપીઆમાંથી બચેલા પૈસા છેડામાં લપેટીને એ ત્યાંથી ખસી ગઈ. યોગેન્દ્ર મિત્ર ઠાકોરજીના ઓરડાના દરવાજા આગળ આવી ઊભા રહ્યા.

આ સમયે યોગેન્દ્ર મિત્રને અહીં આવેલા જોઈને ઉમાના આશ્ચર્યનો પાર ન રહ્યો. શું વાત છે? ગભરાઈને એણે પોતાના પતિના મુખ તરફ જોયું. આ સમયે ક્રોધને લઈને યોગેન્દ્રબાબુનું સારૂં ય શરીર થર થર કંપી રહ્યું હતું. સ્વામીની આવી ઉગ્ર મૂર્તિ જોઈને ઉમા જપ કરવાનું ભૂલી ગઈ. એણે પૂછ્યું: – "શું થયું છે?"

યોગેન્દ્ર મિત્રે કહ્યું:–"ગુણી પુત્રની કીર્તિ સાંભળી ને?"

આ સાંભળી જાણે આકાશમાંથી એ પડી ગઈ હોય એવો ભાવ ઉમાસુંદરીએ બતાવ્યો. બન્ને આંખો લલાટ પર ચઢાવીને એણે પૂછ્યું:–"કેવી કીર્તિ? કોના પુત્રની?"

"તારા હરેન્દ્રની. કે જેને તેં ખૂબ વિદ્યા ભણવાને માટે કલકત્તા મોકલ્યો હતો–તેની!"

ઉમાસુન્દરી પોતાના પતિના ટાણાનો મર્મ સમજી ગઈ. તે વિચારવા લાગી:– "આ વાત એમને કાને કોણે કરી?"

એને ભય ઉપજ્યો. જ્યારે પતિએ બધી વાતો જાણી છે ત્યારે હવે જરૂર કંઇને કંઇ અનર્થ થશે. મુળમાં વાત એ હતી કે આ અફવા પર એને જરા પણ વિશ્વાસ થતો નહોતો. પોતાના પુત્રના વિષયમાં આવા કલંકની વાત પર કઇ મા વિશ્વાસ કરે! એનો પુત્ર હજુ તો બાલક છે. એનામાં એવી પાપી બુદ્ધિ કેવી રીતે આવે? સરળ અને નિર્મળ હૃદયનું એક બાલક નિંદનીય કાર્ય કરે એ અસંભવિત વાત છે. લોકો કહે છે કે કમલિનીની સાથે પ્રથમથી જ તેને સારાસારી હતી–પ્રેમ હતો. ગાંડાઓ શું કહે છે? ઉમાનું મન ભાર દઇને કહેવા લાગ્યું કે–"ના, ના, એ જૂઠી વાત છે! એકદમ ખોટી અને બનાવટી છે!"

જાણે પોતે કંઇ જ જાણતી નથી એવો ભાવ બતાવીને ઉમાએ કહ્યું:–"આપ કોની વાત કહો છો? હરેન્દ્રની? એણે એવું તે કયું ખરાબ કામ કર્યું છે?"

યોગેન્દ્ર મિત્રે કહ્યું:–"આપણા પાડોસી મૈત્ર મહાશય પોતાની છોકરી તથા બીજી ઘણી સ્ત્રીઓને સાથે લઇને ગંગાસ્નાન કરવા કલકત્તા ગયા હતા. એમની સ્ત્રી પણ સાથે ગઈ હતી. ત્યાંથી બધા

પાછા આવ્યા; માત્ર કમલિની જ નહિ આવી. માલૂમ પડે છે કે હરેન્દ્ર તેને ફોસલાવી લઇ ગયો છે અને ક્યાંક છૂપાવી રાખી છે."

આ સાંભળીને ઉમાસુન્દરીના શરીરમાં આગ લાગી ગઈ. એણે જોરથી કહ્યું:–"હરેન્દ્ર એને લઇ ગયો છે?"

"હાં જી, તારો હરેન્દ્ર!"

ઉમાસુંદરી આસન છોડીને ઊભી થઇ અને એકદમ ગર્જના કરીને બોલી:– "જૂઠ્ઠી વાત! એકદમ જૂઠ્ઠી વાત! કોણે આ વાત કહી?"

યોગેન્દ્ર મિત્ર કંઇક બબડીને ચૂપ થઇ ગયા. કારણ, ઉમાસુંદરીની આવી પ્રચંડ મૂર્તિ તેમણે ક્યારેય પણ જોઇ નહોતી. તેમણે સ્વસ્થ ભાવથી કહ્યું;–"શશીનો કોઇ સગો આગગાડીમાં બેસીને ક્યાંક જઈ રહ્યો હતો. એ જ ગાડીમાં તેણે હરેન્દ્ર અને કમલિનીને એક સાથે ક્યાંક જતાં દેખ્યા હતા."

"શશી કહે છે? એ બદમાશ શરાબી શશીને?"

"પણ એવું ખોટું બોલવામાં એનો શું સ્વાર્થ છે? શા માટે એ એવી બનાવટી વાત કહે?"

"ઠીક કહ્યું." ઉમાસુંદરી વિચારવા લાગી. શશી એમનો નોકર છે. માલિકના છોકરા પર ખોટું તહોમત લગાવી તેને બદનામ કરવામાં એને જ નુકશાન છે, લાભ નથી. તો પછી એના સિવાય બીજાઓ કેમ આ વાત કહેતાં ફરે? ગામમાં હરેન્દ્રના સિવાય બીજા પણ અનેક માણસો છે. કલકત્તામાં પણ માણસોની કમી નથી. તો આ બધાને છોડીને હરેન્દ્રને જ કેન્દ્ર બનાવી શા માટે આ નિંદા ચક્ર ચાલી રહ્યું છે? આ 'કેમ'નું તો કંઇ સમાધાન પણ થતું નથી!

ઉમાસુંદરીએ કહ્યું:–"હવે આપ શું કરશો?"

"મારે શું કરવું તે પણ મેં નક્કી કરી રાખ્યું છે. હરેન્દ્રને હાલ જ હું એક પત્ર લખું છું. એ આવીને મારી સામે ઊભો રહે, અને ઊભા રહીને જવાબ આપે કે આટલા લોકો હોવા છતાં પણ તેનું જ નામ શા માટે લેવામાં આવે છે? એ પછી હું એનો યોગ્ય ન્યાય કરીશ."

ઉમાએ કહ્યું:– "પણ લોકોના મુખની ઉડતી આ અફવાઓ સાંભળીને પ્રથમથી જ પુત્રની સાથે કંઈ કઠોર વ્યહવાર કરી બેસતાં નહિ. ગમે તે હોય, હવે એ ડાહ્યો બન્યો છે. કોઈપણ પ્રકારની જબરજસ્તી ન ગુજરવી જોઈએ. જુઓ, કયારેય પણ મેં તમારી મરજી કે ઈરાદા વિરૂદ્ધ કંઈ કહ્યા–કરવાનું સાહસ કર્યું નથી. તેમજ એ કરી શકું એમ પણ નથી. મહા દુઃખ સાથે આપને પ્રાર્થના કરું છું કે, પ્રથમ સારી રીતે તપાસ ચલાવો અને તે બાદ એ તપાસમાં પુત્રનો વાંક જણાય તો જીવ ચાહે, તે સજા એને આપજો."

યોગેન્દ્ર મિત્રે કહ્યું:– "એમાં તો મને કંઈ વિશેષ તપાસ કરવાની જરૂર જ પડતી નથી. કલકત્તા જેવા શહેરમાં જ્યારે છોકરાને એકલો છોડી દીધો છે, ત્યારે એક દિવસે આવી કોઈ વાત એનાથી થઈ જાય તો તેમાં આશ્ચર્ય પણ શું? ખેર, પણ તને સાફ જણાવી દઉં છું કે, એ પછી મારી આગળ રડવા કૂટવાથી પણ તારું કંઈ વળશે નહિ. આ બનાવના સંબંધમાં હરેન્દ્રની પાસેથી હું સ્પષ્ટ ઉત્તર માંગુ છું. એ પછી મારે જે કરવું હશે તે હું કરીશ."

આટલું બોલીને યોગેન્દ્ર મિત્ર ત્યાં એક ક્ષણ પણ ઊભા રહ્યા નહિ. તેઓ સીધા જ પોતાની કચેરીમાં ચાલી ગયા. હરેન્દ્રને આ સમયે જ પત્ર લખવાનો હતો.

સ્વામીના ચાલી ગયા પછી ઉમાસુંદરી એક જડની જેમ એ પૂજાના આસન પર ઊભી રહી. એ વિચારવા જ લાગી. તે બાદ દેવ–મૂર્તિની સામે પૃથ્વી પર શિર નમાવી પ્રણામ કરી એ બોલી:– "પ્રભુ! આ વિપત્તિમાંથી મારી રક્ષા કરો! માતાની આબરૂ રાખો. એની આશા પર પાણી ન ફેરવો!"

એની બન્ને આંખોનાં ખુણામાં આંસુના બૂંદ મોતીની જેમ ચમકી ઊઠ્યા.

## ૪

ક્ષિતીશચન્દ્ર ચૌધરી કપિલડાંગાના જમીનદારનો એકનો એક પુત્ર હતો. કલકત્તામાં રહીને એ ભણી રહ્યો હતો. પટલડાંગાની એક ગલીમાં મધ્યમ વર્ગના એક નવાં-જૂના મકાનમાં એ ભાડે રહેતો હતો. ક્ષિતીશે એ મકાનને ઢંગ વગરની અંગ્રેજી ઢબથી સજાવ્યું હતું. એ પ્રેસીડન્સી કોલેજમાં બી. એ. ના વર્ગમાં ભણી રહ્યો હતો. ઘરમાં એક નોકર અને એક મહેતો જ માત્ર એની સાથે રહેતા હતા. પરંતુ ઘરમાં દોસ્તબિરાદરોની એટલી ધમાચકરી રહેતી કે એમની ગરબડ, અવાજ વગેરે જોઈને બહારના કોઈ અજાણ્યા માણસને એવું જ માલમ પડી આવે કે એ ઘરમાં કોઈ લગ્ન-કાર્ય થવાનું છે અને તેની જ આ ધામધૂમ મચી રહી છે.

ક્ષિતીશની વય ૨૪-૨૬ વર્ષની હશે. એ ખૂબ જ શોખીન છોકરો હતો. ચહેરો પણ સુંદર હતો. દાઢી મૂછ સફાચટ રાખતો. આંખપર ઉંચી જાતના ચશ્મા ચઢાવતો અને એક ફાંકડાની તરેહ રહેતો હતો. એ હાર્મોનિયમ વગાડવું જાણતો

હતો. ગાયન પણ લલકારી શકતો. ચિત્ર ચિતરવાની કલામાં પણ કંઈક નિષ્ણાત હતો. મોટાં ઘરનાં જમીનદારનો લાડીલો પુત્ર હોવા છતાં પણ એ હદથી પણ વધુ નાજુક પરિશ્રમ કરવામાં તદ્દન અસમર્થ કે ભોટ જેવો પણ નહોતો. ચાર દોસ્ત બિરાદરો કે પછી બહારના લોકો એની પ્રશંસા કરે એ એને બહુ ગમતું. લોકોના મુખથી પોતાના વખાણ સાંભળવા એ સદા ઉત્સાહિત રહેતો. પોતાના મિત્રો–હાજી હા કરનારાઓમાં એ એક મોટા ચિત્રકાર તરીકે પ્રસિદ્ધ હતો. એના મિત્રો કહેતાં કે–એના માથા પરની વાળની સેંથીમાં કે ગળામાં રેશમી બેશ નાંખવાની રીતમાં અરે, એટલું જ નહિ પણ એનાં ચાલવા – ફરવામાં પણ એક તરેહની ખાસ ખૂબી છે! સુચિપત્રક જોઇને ક્ષિતીશે મુંબઈથી ઇબ્સન અને જ્યોર્જ બર્નાર્ડ શોના પુસ્તકોના સેટ જે દિવસે મંગાવ્યા તે દિવસે ઇબ્સનનું એક પુસ્તક ઊઘાડીને એનું પ્રથમ જ પાનું ફેરવતાં પુસ્તક અને લેખકનું નામ જોઈને એનો મિત્ર જગદીશ એકાએક બરાડી ઊઠયો:–"આજ તો આર્ટિસ્ટના લક્ષણ છે!"

અથાગ દોલતનો અધિકારી હોવાથી ક્ષિતીશે પ્રથમ યૌવનનાં નશામાં સંપૂર્ણ વિશ્વને બહુ જ સુલભ દ્રષ્ટિથી જોયું. સુલભને પોતાના હાથમાં કરી લેવાની ઇચ્છા રોજ – બ રોજ તેના મનમાંથી દૂર ને દૂર જવા લાગી. આ ઉપરાંત બધી જ સુલભ વસ્તુઓને ગ્રહણ કરી લેવાની તેને ઇચ્છા પણ થતી નહોતી.

એના ગામના ઘરમાં એની વિધવા મા અને એનાથી બહુ જ નાની એક બહેન રહેતી હતી. ક્ષિતીશના લગ્ન હજુ સુધી થયાં ન હોતા. વિધવા માતાએ જે દિવસે એક સુંદર કન્યાની સાથે તેના લગ્નની વાત – ચીત કરવાનું ઠીક જાણ્યું, તે દિવસે જ એક લાંબી અંગ્રેજી નવલકથાને પૂરી કર્યા પછી એક લાંબો શ્વાસ નાંખીને ક્ષિતીશે પોતાના મનમાં વિચાર્યું–સાચે જ આ તે કોઈ લગ્ન છે! નહિ

જાણુ કે નહિ પિછાન. બનારસી સાડીમાં વિંટાયલી કોઈક છોકરીને કોણ જાણે કયાંથી મારી સામે ઊભી કરી દેવામાં આવી! એને પીઠ પર ઉપાડી જિંદગી સુધી એ ભાર સહું ? એની સાથે મન મળવાની જ મુશ્કેલી છે. જે સમયે હું ટેનિસનના કાવ્યો વાંચતા – વાંચતા નીલા આકાશમાં ઉડી રહ્યો હોઈશ, તે સમયે એ દેવી, બન્ને આંખોમાં આંસુઓ ભરીને પોતાની માની પાળેલી બિલાડીની જેમ રડવા બેસશે! વાહ! આ તે કંઈ પ્રેમ છે? આ તે કંઇ લગ્ન કહેવાય!

એણે જઈને માતાને કહી દીધું:– "લગ્નની હજુ કોઈ ઉતાવળ નથી! જે દિવસે મને લાગશે કે હવે મારે પરણવું પડશે તે દિવસે હું તને કહી દઈશ. આજે હું કલકત્તા જાઉં છું. કાલે જ મારી કોલેજ ઊઘડવાની છે."

પુત્રની આ વાત સાંભળી માએ સનસનાટી અનુભવી. એને લાગ્યું કે આ સમયે કંઈ ખેંચતાણ કરવી જરૂરની નથી. પછી વાત. આકાશ તરફ એક વાર જોઈને લાંબો શ્વાસ છોડયા સિવાય તેણે કંઈ પણ કહ્યું નહિ. છોકરાએ એમ કયાં કહ્યું છે કે લગ્ન કરીશ નહિ. અને આથી જ તેને જરા આશ્વાસન મળતું હતું.

કલકત્તા આવીને ક્ષિતીશે પોતાના મિત્ર-મંડળમાં જાહેર કરી દીધું કે પ્રેમ વગર પ્રથમ લગ્ન થઈ શકે નહિ. જૂની રીતે લગ્ન કરી લેવા એ જખ મારવા જેવું છે.

ક્ષિતીશનો મિત્ર ગણેશ બધા મિત્રોમાં એનો કટ્ટો ભક્ત, સમર્થક અને સમજદાર હતો. એનું મુખ્ય કારણ એ હતું કે ગણેશ ગરીબ હતો. એની આર્થિક અવસ્થા સારી નહતી. એટલે સમયે સમયે એને ક્ષિતીશ તરફથી ધનની મદદ મળ્યા કરતી હતી. ફરવા જઈ રહ્યા હોય અને એકાએક ગણેશના જોડા ફાટી જાય તો તરત જ

ક્ષિતીશના કોઈ કિંમતી જોડા એ પોતાના પગમાં પહેરી લેતો અને તેના પર એનો સદાને માટેનો અધિકાર પણ થઈ જતો. કયારેક સ્ત્રી કે બાલ – બચ્ચાંની તબીયત ખરાબ થઇ જતી કે તરત જ ગણેશ ક્ષિતીશની પાસે દોડી આવતો અને ડૉકટરની ફી, દવા – દારૂના પૈસા માંગી લેતો. આમ કરવામાં એ અભિન્ન હૃદય મિત્ર કદી પણ રતીભાર સંકોચ કરતો નહિ. ક્ષિતીશ પણ એ સંબંધી કંઇ બોલતો નહિ. ચૂપકીથી નોટ કાઢી એને આપી દેતો. આવી સ્થિતિ હોવાથી ગણેશના મુખથી ક્ષિતીશની પ્રશંસાની માત્રા બીજા બધાં મિત્રો કરતાં વધુ હોય તો એમાં આશ્ચર્ય પણ શું છે?

ક્ષિતીશના મુખથી લગ્નના સંબંધમાં આવો વિચાર સાંભળીને એ તરત જ બોલી ઊઠયો – બેશક, બેશક, એવું જ હોવું જોઈએ."

પણ ગણેશના લગ્ન થઈ ગયા હતા અને તે પણ જૂની રીત – રસમ મુજબ જ. લગ્ન પહેલાં પ્રેમ કરવાનું તો બાજુએ રહ્યું પણ વહુની શિકલ પણ એણે જોઈ નહોતી કારણ એ બહુ જ દૂરના ગામમાં રહેતી હતી. ગણેશે એનું પહેલ વહેલું મુખ લગ્નનાં માયરામાં જ જોયું હતું.

ગણેશની વાત સાંભળી રમેશ બોલી ઊઠયો:– "ગણેશ, તારાથી આવું ન કહેવાય! તું આવો અભિપ્રાય ઉચ્ચારે એ તને શોભે નહિ. તને તો પહેલાં સ્ત્રી મળી હતી, પછી ભલે તારો પ્રેમ થયો હોય. 'લગ્ન પહેલાં પ્રેમ' એ સૂત્રમાં સમાયલા આનન્દની તને શું ખબર પડે?"

ક્ષિતીશથી હવે ન રહેવાયું. એણે હસતાં હસતાં કહ્યું :– "જરા પણ સબૂરી ન પકડી શકયો ગણેશ?"

કરૂણ ભાવ સાથે હસીને ગણેશે કહ્યું : – "મોટી ભૂલ થઈ ગઈ, ભાઈ! શું કરું?"

આ પ્રકારે ક્ષિતીશ પોતાની મિત્ર મંડળીમાં બેસી રોજ રોજ નવા તુક્કાઓ જન્માવતો હતો. રોજ-બ-રોજ એનો શોખ પણ વધતો જતો હતો. એક દિવસે એને એક નવી ઈચ્છા થઈ આવી. એ હતી મોટર ખરીદવાની.

પટલડાંગાની જે ગલીમાં ક્ષિતીશ રહેતો હતો, એ ગલીના નાકા પર જ રહેતા એક બાબૂ સાહેબે નવી ગાડી ખરીદી હતી. આ ગાડી લઈ તેઓ રાત-દીન ભુંગળું વગાડતાં રસ્તામાંથી પસાર થતાં હતા. આ જોઈને ક્ષિતીશના એક મિત્રે એક દિવસે કહ્યું :– "આ તો અસહ્ય થઈ પડયું છે ભાઈ ક્ષિતીશ! હવે તમારે પણ એક મોટર ગાડી જરૂર ખરીદવી જોઈએ."

"સારૂં!" ક્ષિતીશે જવાબ આપ્યો.

એ પછી એ જે બોલ્યો હતો તે જ એણે કરી બતાવ્યું. એક અઠવાડિયામાં તો સ્ટુઅર્ટ કંપનીની એક કિંમતી મોટર ખરીદી લેવામાં આવી.

મોટર આવતાં જ ક્ષિતીશના બધા શોખ સૂકાઈ ગયા. મોટરના નશા આગળ ગાવા-વગાડવાનું ભૂલાઈ ગયું. ઈબ્સન અને બર્નાર્ડ શોના પુસ્તકોનું અધ્યયન બાજુએ રહી ગયું. ક્ષિતીશની એક ટેવ બહુ જ ખરાબ હતી. એ જે ચીજ હાથમાં લેતો, જે કામ એ શરૂ કરતો તેને આદિથી તે અન્ત સુધી પૂરૂં કર્યા વગર છોડતો નહિ. મોટર લીધા પછી તેને ડ્રાઈવીંગનો શોખ થયો. અને એ શોખ પૂરો કરવા તે મોટર ડ્રાઈવીંગ શિખ્યો. લાયસન્સ લીધું અને પછી કલકત્તાના રસ્તાઓ પર, ગલીઓમાં મોટર લઈ ઘૂમવા લાગ્યો.

જ્યારે જુવો ત્યારે એ મોટરમાં બેઠેલો જ હોય. મોટર ચલાવી તેમાં ફરવું એ હવે તેની એક લત જ થઈ ગઈ. કોલેજના લેકચર સાંભળવા તરફ એનું ધ્યાન ન રહ્યું. એક દિવસે મોટરના આ શોખે એક નવી ઘટના જન્માવી.

એ દિવસે કોઈ ભારે યોગ હતો. દેશ – પરદેશથી સંખ્યાબંધ યાત્રાળુઓ એ અવસર પર ગંગા – સ્નાન કરવા કલકત્તા આવ્યા હતા. રસ્તાઓ પર ભારે ભીડ જામી હતી. ક્ષિતીશના બધા મિત્રોએ સ્વયંસેવકોમાં પોતાનું નામ લખાવ્યું હતું. એટલે એ દિવસે ક્ષિતીશના ઘર પર કોઈ ધમાલ નહોતી. ગણેશ એક ચાલાક છોકરો હતો. એણે સ્વયંસેવકોમાં પોતાનું નામ લખાવ્યું નહોતું. શા માટે એ એવી મહેનતમાં પડે! વાતવાતમાં એક દિવસે ક્ષિતીશે કહ્યું હતું – " તમે બધા લોકો તો સ્વયંસેવક બની મેળામાં કામ કરવા જાવ છો, હું એકલો ઘરમાં બેસી શું કરું? હું પણ તમારી ટુકડીમાં મારું નામ લખાવી દાખલ થઈ જઇશ. "

બધા મિત્રોની હાજરીમાં મોટરમાં બેસી આરામથી ફરવામાં ખલેલ પડતું હતું. એથી ગણેશે નિશ્ચય કરી રાખ્યો હતો કે એ યોગના દિવસે ક્ષિતીશને લઈને મોજથી મોટરની સહેલ કરીશું. કિન્તુ ક્ષિતીશના મુખથી સ્વયંસેવકોમાં દાખલ થવાની વાત નીકળવાથી ગણેશનો જીવ ધડકી ગયો. એને ચટપટી થઈ આવી. તે બોલી ઊઠયો:– " હવે તો એ લોકોએ નવા સ્વયંસેવકો લેવાનું બંધ કર્યું છે. જરૂર કરતાં પણ વધુ નામો આવી ગયા છે. હું ખુદ ગયો હતો, પણ મને લેવાની તેઓએ ના પાડી. "

જો આ સમયે કોઈ મિત્રે એના કથન પર શુંબેશ ઊઠાવી હોત તો એમાં જરૂર ગણેશની હાર થાત અને એ શરમિંદો બની જાત. પણ એ સમયે બધાને પોતાની ફરજની જ ફિકર હતી, એટલે કોઈ તકરાર કરવા નવરું નહોતું. ગણેશના મનની ઇચ્છા જરા પણ વિઘ્ન વગર પાર પડી. ક્ષિતીશે સ્વયંસેવકોમાં પોતાનું નામ લખાવવાનો વિચાર પડતો મૂક્યો.

# ૫

લોકોની ભીડ એટલી હતી કે વાહન વ્યહવાર પણ ખેરવાઈ ગયો હતો. ગાડી – મોટરને જવાનો માર્ગ મુદ્દલ રહ્યો નહોતો. પોલીસનો પણ સખ્ત જાપ્તો હોવાથી એ ભીડમાં કોઈ બળજબરીથી વાહન પણ લાવી શકે એમ નહોતું. આખરે લાચાર બનીને ક્ષિતીશે એ રસ્તો છોડી, ભીડમાંથી બચવાને માટે, અહીંરીટોલ્લાની એક ગલીમાં પોતાની મોટર લઈ લીધી. એ રસ્તામાં કેટલેક દૂર આગળ વધ્યા પછી ક્ષિતીશે જોયું તો એક દુકાનની સામે લોકોની ભારે ભીડ જામી છે. ક્ષિતીશે પોતાના મનમાં વિચાર્યું, ગંગાએ જવાનો આ રસ્તો નથી તો પછી અહીં શા માટે આટલી ગરદી થઈ હશે? એ પોતાની મોટરની ગતિ ધીમી કરી ધીરે ધીરે આગળ વધવા લાગ્યો. મોટરમાં એની સાથે એનો મિત્ર ગણેશ જ માત્ર હતો. એણે વિચાર્યું, કોઈ અકસ્માત તો થયો નથીને?

આગળ જઈને ક્ષિતીશે જોયું તો એક દુકાનની આગળ એક ગુલાબ જેવી સુકુમાર યુવતી જમીન પર બેહોશ પડી છે. એના લાંબા કાળા વાળ વિખરાઈ જઈ મુખ પર અવ્યવસ્થિત રૂપમાં છવાઈ

ગયા છે. યુવતીનું મુખ વાળથી આચ્છાદિત થયેલું હોવા છતાં પણ તેના મુખ પરનાં સૌન્દર્યની આભા જરા પણ કમી થઈ નહોતી, બલ્કે વધી હતી અને એની રૂપ–રાશિને વધુ ઉજાળતી હતી. યુવતીને મૂર્છા આવી ગયેલી હોવાથી તેને જાગ્રત કરવા માટે પાણીની છાલકો મારવામાં આવતી હતી.

ક્ષિતીશ મોટર અટકાવી નીચે ઊતરતો હતો ત્યાં તો જમા થયેલા લોકોમાંથી બેએક જણ બોલી ઊઠ્યા – "લો, એક મોટર પણ આવી ગઈ. એમાં બેસાડી એને કોઈ હોસ્પીટલમાં મોકલાવી દો તો સારું." કોઈ બોલ્યું: – "કદાચ આ ગૃહસ્થના જ ઘરની સ્ત્રી હશે." પરન્તુ ક્ષિતીશના મુખનો ભાવ જોઈને લોકોના મનમાં નક્કી થઈ ગયું કે એ યુવતી આ લોકોના ઘરની નથી. ટોળામાંના લોકો કહેવા લાગ્યા: – "બાબુ સાહેબ, ઓ બાબુ સાહેબ!"........સાથે સાથે પ્રશ્ન પણ થવા લાગ્યા – "કોણ છે? માલમ પડે છે કે કોઈ યાત્રી છે, કેમ ખરુંને?" – કોઈ પૂછવા લાગ્યું – "કેમ સાહેબ, આપનું ઘર ક્યાં છે?"

આ પ્રકારના પ્રશ્નોના મારાથી, ત્યાં ઊભા રહેલા લોકોના ગરબડાટથી જરા પણ ગભરાયા વગર ભીડને ભેદીને આગળ આવતાં જ ક્ષિતીશે જે કંઈ જોયું તેનાથી એના સારાય શરીરમાં રોમાંચ થઈ આવ્યો. મનુષ્યના શરીરમાં આટલું રૂપ હોઈ શકે છે! ક્ષિતીશે મૂર્છિત યુવતીનો એક હાથ પોતાના હાથમાં લઈને નાડી પકડીને, કંઈક ગંભીર ભાવ ધારણ કરી કહ્યું: – "મગજની નબળાઈને લઈને આ થયું છે." ભીડની અંદરથી કોઈ બોલી ઊઠ્યું – "ડોકટર છે! ડોકટર સાહેબ છે! ઠીક થયું."

લોકો તરફ જોઈ ક્ષિતીશે પ્રશ્ન કર્યો: – "એનું ઘર ક્યાં છે?"

જવાબ મળ્યો – "અમને ખબર નથી. માલમ પડે છે કે એ આ શહેરથી અજાણી પણ હોય."

ક્ષિતીશે ફરી પૂછ્યું:–"અહીં એનું કોઈ સગું છે? એની સાથે કોઈ હતું ખરું?"

"ના." જવાબ મળ્યો.

"અહીં કેટલા વખતથી એ પડી છે?"

"એ તો અમને ખબર નથી. રસ્તા ઉપર પડી હતી. અમે એને ઉઠાવીને અહીં લાવ્યા છીએ. અમે પોલીસમાં ખબર આપવાનો વિચાર કરતાં હતાં ત્યાં તો તમે આવી પહોંચ્યા." ટોળાંમાંથી જવાબ મળ્યો.

એની સાથે જ અસ્પષ્ટ રૂપથી ક્ષિતીશના કાનોમાં અવાજ પણ આવ્યો–"કોણ જાણે, કઈ જાતિની સ્ત્રી છે? કેવી હશે?" એક ખુણામાંથી તો કોઈકે નિર્લજ્જ ઈશારો પણ કર્યો. ક્ષિતીશે યુવતીના મુખ તરફ ફરીથી જોયું. સુન્દર નિર્મળ મુખ હતું. તેનામાં ખરાબ ભાવોની ઝલક પણ નહોતી. ક્ષિતીશનું મન કહી ઊઠયું–"જેનું મુખ આવું સુન્દર અને નિર્મળ છે, તે એક બજારૂ સ્ત્રી હોય એ સર્વથા અસંભવિત છે. એણે બૂમ મારી:–"ગણેશ."

ગણેશ આગળ આવ્યો. બોલ્યો:–"શું છે?"

ક્ષિતીશે કહ્યું:–"ચાલો, મોટરમાં બેસાડીને એને હોસ્પીટલમાં લઈ જઈએ. નહિ તો બિચારી મરી જશે."

ગણેશના મુખમાંથી 'હા' કે 'ના' કંઈ પણ નીકળી શકી નહિ, એ અવાક્ બનીને એ રૂપ–રાશિની તરફ જોઈ રહ્યો હતો. એકાએક ક્ષિતીશના શબ્દોએ એને ચોંકાવી દીધો. એ બોલી ઊઠયો:–"હાં ચાલો."

એ પછી વિસ્મિત, સ્તંભિત, લુબ્ધ જનતાની વચમાંથી

પદ્મવનના પદ્મપુષ્પની જેમ એ રૂપવતી યુવતીને એ બન્ને મિત્રો ઉંચકીને મોટરમાં લઈ ગયા. ક્ષિતીશે મોટર મારી મૂકી.

માર્ગમાં ક્ષિતીશનું મન વિચાર ઝોલે ચઢવા માંડ્યું. આ યુવતીને ક્યાં લઈ જવી તે એનું મન નક્કી કરી શક્યું નહોતું. યુવતીને કોને સોંપવામાં આવે તે પ્રશ્ન પણ તેને મુંઝવી રહ્યો હતો.

હેરીસન રોડ વટાવી ક્ષિતીશની ગાડી જ્યારે જમણી બાજુએ ન જતાં સીધી સિયાલદહની તરફ ચાલી, ત્યારે ગણેશ બોલી ઊઠ્યો:– "ક્યાં કેમ્પબેલ હોસ્પીટલમાં લઈ જાવ છો ? મેડીકલ કોલેજની હોસ્પીટલમાં નહિ ?"

ક્ષિતીશને કંઈક લજ્જા માલમ પડી. પ્રથમ તો એના મુખમાંથી કંઈ પણ ઉત્તર મળી શક્યો નહિ, પણ તે બાદ બળજબરીથી પોતાના મુખ પરનો સંકોચ દૂર કરી એ બોલ્યો:–"કોઈ ઉચ્ચ ઘરની સ્ત્રી માલમ પડે છે. એને હોસ્પીટલમાં લઈ જવી અને ત્યાં જ છોડી આવવી એ શું ઠીક છે ? તેનાં કરતાં તો એને આપણે ઘેર લઈ જવી સારી. ડોકટરને બોલાવી દવા – દારૂ કરશું અને નર્સ રાખીને તેની ચાકરી માટે પણ બંદોબસ્ત કરી દઈશું. જ્યારે એને પૂરતો આરામ મળી જશે ત્યારે એને પૂછીને એના માત – પિતાને ખબર આપીશું."

મુકામ પર આવીને ક્ષિતીશે દવા અને સેવા માટેની પૂરેપૂરી વ્યવસ્થા કરી દીધી. ડોકટરને બોલાવવામાં આવ્યો, નર્સ અને નોકર – સ્ત્રીને પણ રાખવામાં આવી. ઘરનાં બીજાં માળ પર રોગી હોવાને લઈને ક્ષિતિશના મિત્રોની ગતિ નીચેના ખંડ સુધી જ રહેવા પામી.

ડોકટર આવીને કહી ગયા કે – કોઈ પ્રકારના માનસિક આઘાતથી આ સ્થિતિ થઈ છે. સ્ત્રી એકદમ બેહોશ નથી. વચમાં વચમાં એ હોશ

માં આવે છે અને પાછી ફરી બેહોશ બની જાય છે; એટલે ગભરાવા જેવું નથી.

એ દિવસે ક્ષિતીશે સારીય રાત એ સ્ત્રીના ઓરડામાં જ બેસીને નર્સની સાથે વાતો કરીને પસાર કરી. રાત્રિના સમયે ગણેશનું ત્યાં રહેવું અસંભવિત હતું. કારણ પ્રેમ થતાં પહેલાં લગ્ન થયેલાં હોવા છતાં પણ એની સ્ત્રી જીવતી હતી; અને વળી એના લગ્ન થયાંને હજુ બહુ દિવસ પણ વિત્યા નહોતા.

યુવતીના બિછાના પર બેસીને ક્ષિતીશ કેટલીય વાતો વિચારી રહ્યો હતો. મનની કલ્પનાના તરંગો વહાવીને તેણે ભવિષ્યને અસીમ આકાશમાં છોડી દીધું. એ વિચારવા લાગ્યો – આ બંધ થયેલી બંને આંખોમાં કયું અને કેવું રહસ્ય છુપાયું છે? શું એ રહસ્ય એની તરસી આંખો સમક્ષ પ્રકટ ન થશે?

રાતભર કલ્પના એને અનેક ચિત્રો બતાવતી રહી! એ જમાનામાં પ્રાચીન કાળમાં – રાજા મહારાજાઓ વનમાં શિકાર કરવા જતાં. ત્યાં તેમને કોઈ સુંદર સ્ત્રી મળી જતી; તો તેઓ તેને પોતાને ઘેર લાવી તેની સાથે લગ્ન કરી તેને એકદમ રાણી બનાવી પોતાની પાસે રાખતાં. આ પણ તેના જેવો બનાવ તો નથી?

ક્ષિતીશ બેહોશ બનેલી યુવતી તરફ વારંવાર દૃષ્ટિ દોડાવવા લાગ્યો.

સ્ત્રીએ જ્યારે આંખ ઉઘાડી જોયું ત્યારે દશ વાગ્યા હશે. નર્સે આવીને ચમચી દ્વારા દાડમના બે દાણા મુખમાં નાંખ્યા. એ સ્ત્રી અત્યની કુણ્ઠિત દૃષ્ટિએ પોતાની મોટી મોટી સરળ આંખોથી એ નર્સના મુખ તરફ તાકવા લાગી. આવી રીતે કેટલીક વાર સુધી જોઈ રહ્યા પછી એ બોલી:–"હું ક્યાં છું?"

નર્સે એને વધુ બોલતાં અટકાવી. તેણે કહ્યું–"આપ સારી જગ્યાએ છો. કોઈ ચિન્તા ન કરો."

સ્ત્રીએ કહ્યું:–"મારા માબાપ ક્યાં છે?"

નર્સે આ પ્રશ્નનો કોઇ ઉત્તર આપ્યો નહિ. એ સ્ત્રીના વિષયમાં નર્સને કંઇ વધારે જાણ નહોતી. એને રસ્તા પરથી અહીં લાવવામાં આવી હતી તેમ જ એ ઘર સાથે તેનો કોઇ સંબંધ ન હતો તે વાતની પણ નર્સને જાણ નહોતી. ક્ષિતીશ થોડેક જ દૂર પડેલી ખુરશી પર બેસીને એક ચોપડી વાંચી રહ્યો હતો. નર્સે ક્ષિતીશની તરફ જિજ્ઞાસા ભરી દૃષ્ટિથી જોયું. ક્ષિતીશ પાસે આવીને ઉભો રહ્યો.

એ સ્ત્રીએ કહ્યું:–"આ આપનું ઘર છે?"

"હા.

"મારા માત–પિતા ક્યાં ગયા છે?"

"મને ખબર નથી. એમની તપાસ કરીને તેમનો પત્તો મેળવી આપીશ. આપ જરા પણ ચિન્તા ન કરો, ગભરાશો નહિ. અહીં આપને જરા પણ ભય નથી."

સ્ત્રી શાન્ત બનીને પડી રહી. સામેના બારણાની બારી ઉઘાડી હતી. એમાંથી એણે પોતાની આળસ ભરી ઉદાસ દ્રષ્ટિને બહાર બહુ દૂર સુધી પહોંચાડી, આખા આકાશમાં છવાયલો તડકો મકાનો પર પથરાઇ રહ્યો. એ તડકાની સોનેરી આભામાં ચમકી રહેલી બે–એક ચકલીઓ આમ તેમ ઉડી રહી હતી. આકાશની તરફ મુખ રાખી સ્ત્રી કંઇક વિચારવા લાગી. કદાચ પોતાની સ્થિતિનો વિચાર કરતી હશે. જે દિવસે એ માબાપથી છૂટી પડી ગઈ હતી, એ દિવસનો પ્રસંગ તે વિચારવા લાગી, પણ એને કંઇ બરાબર યાદ આવતું નહોતું.

જે કંઈ સ્મૃતિમાં આવતું હતું તે બધું અસ્પષ્ટ અને ઝાંખુ હતું, એક ભારી ભીડ હતી, ગરબડ મચી રહી હતી. માણુસોનું ટોળું ધક્કા મારતું એના પર આવી પડયું. એ ધક્કાથી ખેંચાઈ પોતાના સાથીઓથી દૂર નીકળી ગઈ. મા-બાપનો સાથ પણ છૂટી ગયો. ભીડ નરમ થઈ ગયા પછી તેણે જોયું તો પોતાની ઓળખાણનો એક પણ માણુસ નજરે આવતો નહોતો, અને એ જોતાં જ ભયથી તેનું શરીર કંપી ઊઠયું. મસ્તકમાં ચક્કર આવવા લાગ્યા. પોતાની જાતને સંભાળે તે પહેલાં તો એની આંખો આગળ ઘોર અન્ધકાર છવાઈ ગયો. એનું મન ચિન્તાના અપાર સાગરનો કિનારો જોઈને આમ-તેમ દૂર-દૂર ચક્કર લગાવી-લગાવીને એકદમ થાકી ગયું. શ્રમિત થઈ ગયેલી બન્ને આંખો આપોઆપ જ બંધ થઈ ગઇ.

સાત આઠ દિવસ બાદ તો એનું શરીર સ્વસ્થ બની ગયું, મનની અવસ્થા પણ ઠેકાણે આવવા લાગી. હવે એ ઊઠીને બાજુમાં આવેલા છજામાં આમ તેમ ફરતી પણ હતી. આ બાજુ ક્ષિતીશે કેટલાક દિવસો થયાં પોતાના દોસ્ત-બિરાદરોની સોબત ત્યજી દીધી હતી. એ દિવસ-રાત પાસેના ઓરડામાં કે જે ઓરડો સ્ત્રીના ઓરડાની બાજુ-માં જ હતો ત્યાં પડયો રહેતો. કયારેક એ બીમાર સ્ત્રીના ખંડમાં આવીને પણ બેસતો. ફૂલની સુગંધથી લોભિત થયેલો ભમરો જેવી રીતે ઝાડની આસપાસ ગૂંજ્યા કરે છે તેવી જ રીતે એનું રૂપ-લુબ્ધ મન પણ એ ઓરડાની આસપાસ જ ભમતું રહેતું હતું, ઘડીભર પણ એ ઓરડો છોડીને જવાનું એનું મન ચાલતું નહોતું."

બપોરનો સમય હતો. સ્ત્રી બિછાના પર આરામ લઈ રહી હતી. આ સમયે ક્ષિતિશે આવી પૂછયું :-" આપની તબીયત સારી છે ને?"

સ્ત્રી એકદમ સંકોચ પામી ગઈ અને બેઠી થઈ બોલી :-" જી હા, હવે તો સારી છે."

"શરીરમાં શકિત આવેલી જણાય છે?"

"હા,"

"આપનું ઘર ક્યાં છે? માતા – પિતા કે બીજાં કોઇ સગાં છે ખરાં? આપ તે દિવસે રસ્તા પર જે સ્થિતિમાં......"

આ વાત સાંભળતાંની સાથે જ સ્ત્રી ડુસકે ડુસકે રડવા લાગી, તેને પોતાના માત–પિતા યાદ આવ્યાં, પોતે કેવી અસહાય સ્થિતિમાં આવી પડી છે તેનું તેને સ્મરણ થયું. ઘેર જવાનો રસ્તો કયો હશે? કોણ તેને ત્યાં લઇ જશે? માબાપ તેને માટે શું ધારતા હશે વગેરે વાતો તત્કાળ જ તેના મન પર પર તરી આવી. એની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી.

ક્ષિતિશે કહ્યું :– "આપ રડો નહિ. આપનો સંપૂર્ણ પરિચય મને આપો એટલે તરતજ માણસ મોકલી આપના માત – પિતાને આપની ખબર આપું. અને જરૂર પડશે તો હું પોતે આપને લઇ જઇને ઘરે પહોંચાડી દઇશ."

સ્ત્રીએ પોતાના ઘરની ઓળખ વિસ્તારીને કહી બતાવી, કલકત્તાથી થોડેક જ દૂર આવેલા એક ગામડામાં તેનું ઘર છે, ચૂડામણિ યોગને દિવસે ગંગાસ્નાન કરવાને માટે તે પોતાના મા – બાપ સાથે અહીં કલકત્તા આવી હતી. એક મેદાનમાં મોટી ભીડ જામી હતી. આ ભીડમાં તે પોતાના માણસોથી છુટી પડી ગઇ અને લોકોના ધક્કા ખાઇને તે તેમનાથી ઘણે દૂર નીકળી ગઇ. પહેલાં તો તેને આ વિશેની કંઇ ખબર પડી નહિ પણ જ્યારે ભીડ ઓછી થઇ ત્યારે તેણે જોયું તો પોતાના માત–પિતા તેમજ બીજાઓનો પત્તો ન મળે. એ ઘણી ગભરાઇ ગઇ અને આમતેમ જવા લાગી રસ્તામાં બધું જ અપરિચિત હતું, કોઇ ઓળખીતાનું મુખ પણ

નજરે પડતું નહોતું, લોકોની નજર એના પર મંડાયલી જ રહેતી. કોઈક તો નિર્લજ્જ ચેનચાળા પણ કરતું હતું. આ બધું જોઈ એનું કલેજું કંપી ઊઠયું. એને આશા થઈ કદાચ સાથીઓ પાછળ રહી ગયાં હશે અને તે હમણાં જ આવી પહોંચશે. એમ ધારી એ એક દુકાનના દરવાજા આગળ બેસી ગઈ. આંખોની આગળ ઘોર અંધકાર છવાઈ ગયો, સારીય પૃથ્વી તેની સામે ઘૂમવા લાગી, એ પછી જ્યારે એને ભાન આવ્યું ત્યારે તેણે પોતાને આ ઘરમાં સૂતેલી જોઈ. એને ખબર નથી કે તે પોતે આ ઘરમાં કેવી રીતે અને કયાંથી આવી પડી."

ક્ષિતીશે પૂછ્યું:–"આપના પિતાનું નામ શું છે?"

"શ્રીયુત હરનાથ મૈત્ર."

"ઘર કયાં છે?"

એણે પોતાના ગામનું નામ બતાવ્યું.

"ઠીક" કહીને ક્ષિતીશ ત્યાંથી ઊઠી પોતાના ઓરડામાં ગયો. ટેબલ ઉપર પત્ર લખવા માટેનું પેડ હતું. એમાંથી એક કાગળ ખેંચી તેણે લખવા માંડયું:–

"માન્યવર,

એણે પાછું પાનું ફાડયું, લખ્યું:–

મહાશય,

પરન્તુ એટલું જ લખીને એની કલમ અટકી ગઈ. ચૂપ બનીને એ વિચારવા લાગ્યો–"આ હું શું કરી રહ્યો છું? આ પત્ર લખીને પોતાને હાથે જ પોતાને દુઃખ દેવું! પોતાની આંખ સામેથી વિશ્વના સારા રૂપ, રસ, ગન્ધ, સ્પર્શની સમગ્ર અનુભૂતિને બન્ને હાથથી શું એ દૂર કરી દેવા માંગે છે? પોતાના આનંદની જ્યોતિને

પોતાના હાથથી જ શું એ બુઝાવી દેવા ઇચ્છે છે? આ વિચાર આવતાંની સાથે જ બાણથી ઘવાયલાં મૃગની જેમ એનું હૃદય વલોપાત કરવા લાગ્યું. ના, ના, આ પત્ર એનાથી તો નહિ જ લખી શકાશે! આ તો પોતાનું મૃત્યુબાણુ પોતાના જ હાથથી બીજાના હાથમાં સોંપવા જેવું થયું."

એના મનમાં અનેક વિચાર આવ્યા, એ સ્ત્રી એની કોઈ સગી નથી. કોઈ દિવસે એને મેળવી પોતાની બનાવી શકીશ એવી પણ તેને આશા કે જાણ નથી. એની સાથે એને કોઈ પરિચય કે સ્નેહ પણ નથી. હજુ સુધી તેણે એને કોઈ દિવસ પણ પોતાના જીવનની કે, પોતાના હૃદયની એક વાત પણ કહી નથી, અને આમ છતાં પણ એને તેની નજર સામે જ રહેવાનું, તેની આંખ આગળ જ ભમતાં રહેવાનું શા માટે ગમે છે? એને શા માટે એવી ઇચ્છા થયા કરે છે કે તે એને પોતાની આંખ આગળ જ રાખે?

આ સંબંધી એ કંઈ પણ નિર્ણય કરી શક્યો નહિ. તો પણ એને લાગ્યું કે અત્યારે જ એ સુખી છે. એની ઇચ્છામાં આવે ત્યારે એ એને મળી શકે છે. અને એને આટલું જ જોઈએ છે. એનાથી એને સંતોષ મળશે. એ ઇચ્છે છે કે એ સ્ત્રી એની પાસે ને પાસે જ રહે. પછી ભલે એ એની થાય કે ન થાય. એને એટલાથી જ સંતોષ થશે. એટલાથી જ એ આનંદ અનુભવશે. શું આ સુખ એ પોતાના હાથથી જ નષ્ટ કરી નાંખે? એને છોડી દે?

પણ પત્ર ન લખે તો કરે શું? કોઈ અપરિચિત, ગૃહસ્થ ઘરની જુવાન છોકરીને બળજબરીથી તેની ઇચ્છા વિરૂદ્ધ એ પોતાના ઘરમાં કેદી બનાવી રાખી શકે એમ પણ નથી? આવું કરવાનો તેને અધિકાર પણ શો? કાયદાની દૃષ્ટિએ અને સમાજમાં પણ તેનું આ કામ પાતક ગણાશે, ગુન્હાભર્યું મનાશે!

હા, પણ એ એની સાથે લગ્ન કરી લે તો ! આ જ ઠીક છે. પરન્તુ એ સ્ત્રી પરણેલી છે કે કુંવારી તે તો એને પૂછ્યું જ નહિ. એના લગ્ન થયાં હોય એમ લાગતું નથી. જો થયાં હોત તો એણે જરૂર પોતાના માથાના અગ્ર ભાગમાં સિંદુર લગાવ્યું હોત. સેંથીમાં સિંદુર તો જણાતું નથી, તો પછી એની આ આશા નિષ્ફળ પણ ન જાય. આવું થશે ખરું ? આ લલના મને મળશે ખરી ? મળશે જ. મારી ઈચ્છા પાર પડશે જ. ખુદ ભગવાન પણ એમાં રાજી છે. નહિ તો, એ પોતાના ઘરમાં બેઠો હતો અને બરાબર તેજ સમયે શા માટે એ અહીરી ટોલ્લાના એક ખુણામાં, એક અજાણી ગલીની અંદર દોડી જાય ? એ ગલીને તો એ જાણતો પણ નહોતો, જ્યારે એનું નશીબ એ દિવસે એને અકસ્માત ભરી રીતે એ ગલીમાં લઈ ગયું ત્યારે શું એમાં વિધિનો કંઈ સંકેત ન હતો ? એની કંઈ મતલબ ન હશે ? હતી જ ! એને જ નિયતિ કહે છે, અને નિયતિની ગતિને, ભાગ્યના લેખને કોણ ટાળી શકે ? નિયતિ, અદૃષ્ય યા દૈવ, આ વાતોને એ પહેલાં માનતો નહોતો. એને પોતાને એની પર શ્રદ્ધા પણ નહોતી. આજે ક્ષણભરમાં જ તેને દૈવના ઉપર અસીમ વિશ્વાસ બેસી ગયો. એ વિચારવા લાગ્યો – નિયતિમાં જો શક્તિ ન હોય તો પછી આ ઘટના ચક્ર આ રીતે કોણે ઘૂમાવ્યું ?

આશાના ઉમંગમાં મગ્ન બનીને ક્ષિતિશ ફરીથી એ સ્ત્રીની પાસે ગયો, બોલ્યો :– " જુઓ, એક વાત હું વિચારી રહ્યો છું. આપના લગ્ન તો થઈ ગયાં છે ને ? જે થઈ ગયાં હોય તો મારું અનુમાન છે કે આપનું સાસરું અહીં નજદીકમાં જ હોવું જોઈએ, કેમ ખરૂં ને ? તો પછી આપના સ્વામીને જ ...... "

આ શબ્દો એણે ખૂબ ડરતાં ડરતાં કહ્યાં. એને પૂર્ણ શ્રદ્ધા હતી કે એના ઉત્તરમાં એ સાંભળશે કે 'મારું લગ્ન થયું નથી'. આ

ભલી – ભોળી સ્ત્રીને એકાએક જ તેના લગ્ન થયાં છે કે નહિ એવું પૂછવું એ ઠીક નથી એમ વિચારીને જ તેણે આ રીતનો પ્રશ્ન પૂછ્યો હતો. પરંતુ એના ઉત્તરમાં જ્યારે એણે સાંભળ્યું કે એના લગ્ન થઈ ગયા છે અને પતિ જીવે છે ત્યારે એના અજબ હાલ થઈ ગયા. એની કલ્પનાનો ડુંગર સખ્ત સત્યના પહાડ સાથે અથડાઈ ક્ષણભરમાં જ ચૂરેચૂરા થઈ ગયો. એની આશાનો દીપક ઉત્તરની આંધીના એક ઝોકાંમાં જ બુઝાઇ ગયો.

પણ ક્ષિતીશે પોતાની જાતને સંભાળી લીધી. એણે ફરીથી પૂછ્યું:– “જુઓ, કેટલાક દિવસો થયાં આપ મારા ઘરમાં છો. આ બાજુ આપના ગુમ થઈ જવાથી ચારે તરફ ધાંધલ મચી ગઈ હશે. વાત લોકોના કાનેકાન સુધી પહોંચી ગઇ હશે. નાના ગામમાં તો ઢંઢેરા જેવી જાહેરાત પણ થઈ ગઈ હશે. લોકો તમારે માટે ફાવે તેવી ગપ પણ ઉડાડતા હશે. આવી સ્થિતિમાં આપના પિતાને પત્ર લખીને હું આપના સમાચાર આપું તે શું યોગ્ય કહેવાય? મારું માનવું છે કે આપ જ પોતે જઈને બધી વાત રૂબરૂ સમજાવી દેજો. નહિ તો તરેહ તરેહની અફવાઓ ફેલાઇ જશે, અને આપની વિરૂદ્ધ એક આન્દોલન ઊભું થઇ જશે —”

આટલું કહીને એ ચૂપ થઈ ગયો. એ પછી બે વાર ઉધરસ ખાઈને ગળું સાફ કરી ક્ષિતીશે ફરી કહેવા માંડ્યું:– “આપ સમજ્યા કે નહિ – એમાં મારી પણ કંઈક જવાબદારી સમાયલી છે. આટલા દિવસ થઈ ગયાં અને કોઇ ખબર પણ ન આપી! અને આજે......! ઠીક, કલકત્તામાં આપનું કોઈ એવું સગું નથી કે જે—”

એ સ્ત્રી વિચારવા લાગી, ઘણાં લાંબા સમય સુધી એ વિચારતી રહી. અને ક્ષિતીશ અતૃપ્ત દૃષ્ટિથી એની તરફ તાકતો જ રહ્યો. આ જોવું કેટલા સમય માટે છે! આ રૂપરાશિ એના જીવનના માર્ગમાંથી હમણાં જ – શીઘ્ર જ – સદાને માટે અન્તર્ધ્યાન થઈ જશે!

એની સાથે એને કદી પણ મળવાની—જોવાની સંભાવના પણ રહેશે નહિ.

એકાએક એ સ્ત્રીએ કહ્યું:—"જુઓ અહીં કલકત્તામાં મારા એક ભાઈ રહે છે, કૉલેજમાં એઓ અભ્યાસ કરે છે. શોધ કરીને એમને આ ખબર આપવામાં આવે તો......"

ધડકતાં હૃદયે ક્ષિતીશે કહ્યું:—"એમનું નામ શું?"

"હરેન્દ્રનાથ મિત્ર."

"મિત્ર! આપના ભાઈ છે! એઓ તો કાયસ્થ જણાય છે જ્યારે આપ તો બ્રાહ્મણ છો!"

"હા, પણ એઓ મારા ગામના જ હોવાથી મારા ભાઈ છે. એમના બાપ ગામના જમીનદાર છે. અમારા ઘરની પાસે જ તેમનું ઘર છે. કાયસ્થ હોવા છતાં પણ તેઓ મારા સગા ભાઈના જેવાં છે."

"કઈ કૉલેજમાં ભણે છે? કયાં રહે છે?"

"એ હું જાણતી નથી."

"ઠીક, હું હાલ જ એમની તપાસ માટે જાઉં છું, જમીનદારનો છોકરો કહ્યો નહિ! કૉલેજમાં ભણે છે કેમ? કૉલેજમાંથી જ એનો પતો મળી જશે, ઠીક વાત છે. એ મળી જાય તો એને શું કહું? હરનાથ બાબુની છોકરી—પણ આપનું નામ તો આપે બતાવ્યું જ નહિ?"

"મારું નામ કમલિની છે."

એ જ સમયે ક્ષિતીશ ઘરની બહાર નીકળી ગયો. કમલિની બારી પાસે ઉભી રહી ઉદાસભરી દૃષ્ટિથી બહાર જોતી ક્ષિતીશના વિચારમાં જ લીન થઈ ગઈ. ઘરમાં કોઈ સ્ત્રી પણ નથી. છતાં બધું કામ કેવી સહજ રીતે ચાલી રહ્યું છે. ક્ષિતીશ એને મન એક કોયડા સમાન થઈ પડ્યો.

# ૬

કુમલિનીનો પતિ સતીશચન્દ્ર કલકત્તાની એક વ્યાપારી ઑફિસમાં કલાર્ક છે. એની આર્થિક સ્થિતિ સાધરણ જ છે. અને આ જ કારણથી તે લગ્ન કરવા માટે રાજી પણ નહોતો. કિન્તુ સતીશની મા દુર્ગાએ હઠ લીધી કે એને લગ્ન કરવાં જ પડશે. કારણ, આ દેશમાં લગ્ન એક એવું જરૂરનું કામ ગણાય છે કે જે લોકો ભૂખે મરતાં હોય છે, તેઓ પણ વંશ ચલાવવા માટે એક લગ્ન તો જરૂર જ કરી નાંખે છે. વળી સતીશ તો પ્રભુની કૃપાથી મહિને ૪૦ – ૫૦ રૂપીઆ પણ કમાય છે. એ શા માટે લગ્ન ન કરે! લગ્ન ન કરૂં એ પણ કોઈ વાત છે! બધાંના છોકરાં જ્યારે પરણે છે ત્યારે સતીશ શા માટે ન પરણે? એના પિતૃકુળ તથા માતૃકુળમાં કોઈ કુંવારો રહ્યો નથી! જેના બાપ – દાદા કોઈ પણ પ્રકારના સંકટ વગર સદા લગ્ન કરતાં આવ્યા છે અને તે એટલે સુધી કે કોઈ – કોઈ તો એકથી પણ વધુ વખત લગ્ન કરવામાં પણ પાછળ હઠયા નથી, તો પછી એમનો જ વંશધર થઈને એ કેવી રીતે અવિવાહિત રહેવા ઇચ્છે છે? એને આવી દુર્બુદ્ધિ કેવી રીતે થઈ? સતીશ જો લગ્ન ન કરશે

તો દુર્ગાદેવીના દેહાન્ત પછી બાપ – દાદાના ઘરમાં સાંજના દીવો કોણ પેટાવશે ? જગદીશપુર ગામના અતિ પ્રાચીન રાય – વંશનું નામ શું કુલાંગાર સતીશને લીધે પૃથ્વી પરથી ઉઠી જશે ?

સતીશ હસીને કહેતો: – "જુઓ મા, કૌરવ અને પાંડવોનો આટલો મોટો વંશ પણ આજે પૃથ્વી પરથી ઉખડી ગયો છે. સ્વયં શ્રી કૃષ્ણ ભગવાન પણ યદુવંશના વિનાશથી બચી શક્યા નથી ! એટલે કદાચ ક્ષુદ્ર રાય – વંશ પૃથ્વી પરથી ઉખડી જાય તો એથી કંઈ વિશેષ હાનિ પણ નથી.

દુર્ગા જીભ કચડીને કહેતી: – " ચૂપ રહે છોકરા ! તારી આ એવફૂરીભરી વાતો સાંભળવા હું માંગતી નથી. લગ્ન સંબંધી આવા વાતો મારી આગળ કહેતાં તને શરમ નથી આવતી ? આજે તારા બાપ – દાદા જીવતા હોત તો તું તેમની આગળ આ વાતો કરી શકતે ખરો ? આવી ખોટી તકરાર તેં તેમની સામે કરી હોત ખરી ?"

સતીશ ગરદન ઝુકાવીને કહેતો: – " નહિ મા, તેમની સામે હું આવું બોલી શકત નહિ; તો પણ મારાથી શાન્ત બેસી પણ ન રહેવાત. પણ મા, હું તને પૂછું છું કે લગ્નનું ફળ ભોગવવાનું કોણ ? એને માટે સારાં – નરસાંનો જવાબદાર કોણ ? લગ્ન કરનાર કે કરાવનાર ? લગ્ન કરનાર જ બધા કારણ માટે જવાબદાર બને છે. એ જવાબદારીને પાળવાનું, એનો બોજો ઉઠાવવાનું પણ મારામાં બળ હોવું જોઈએને મા ?"

દુર્ગા કહેતી: – " તારી વાતો પણ વિચિત્ર છે ! લગ્ન કરવામાં જવાબદારી શેની ? બોજો શેનો ? એ ગાંડી વાતો રહેવા દે. પરણ્યા પછી પણ કોઈ દુ:ખી હોય છે ખરું ? જો જે તો ખરો હું તારી વહુ એવી લાવું છું કે રાજા – મહારાજાઓને ત્યાં પણ તેવી ન હોય !"

આ સાંભળી સતીશ હસી પડતો અને કહેતોઃ–" તારા મૂર્ખ ગાંડા છોકરાને કોઈ અર્ધું રાજ્ય અને એક રાજકન્યા નહિ આપશે મા!"

આ બોલીને સતીશ હસી પડતો અને આઠ વાગ્યાની લોકલ ગાડી પકડવાની ઉતાવળમાં જલદીથી સ્ટેશન પર પહોંચી જતો. જો એ આવી ઉતાવળ ન કરે તો તેનાથી ઑફીસમાં દશ વાગે હાજર થવાનું મુશ્કેલ બનતું.

આ રીતે મા અને છોકરાનો ઝઘડો રોજ જામતો. આખરે એમાં દુર્ગાનો જ વિજય થયો. એણે પાસેના જ ગામની હરનાથ મૈત્રની પરમ સુન્દરી કન્યા કમલિનીની સાથે સતીશના લગ્નની વાતચીત પાકી કરી લીધી. સતીશથી માના પ્રેમ આગળ અને તેના માન ખાતર પણ ના કહી શકાઈ નહિ. તેનો આગ્રહ ટળી ગયો. એક દિવસે સતીશ યોગેન્દ્ર મિત્ર જમીનદારની કચેરીમાં મહેસુલના રૂપીઆ જમે કરાવવાને ગયો હતો. કારણ એ થોડી ઘણી ખેતી પણ કરાવતો હતો. ત્યાંથી પાછા વળતી વખતે એ જમીનદાર બાબુના તળાવના ઘાટ પર સ્નાન કરતી કમલિનીને જોઈ આવ્યો હતો. યુવાવસ્થામાં પદાર્પણ કરી રહેલી સુન્દરી કિશોરીની વિકાસોન્મુખ લાવણ્ય–શ્રીએ એ દિવસે એ વિવાહ–વિમુખ યુવક સતીશના હૃદય પર કેવી જાદુની લાકડી ફેરવી દીધી હતી, તે વાતને એ જ માત્ર સારી રીતે જાણતો હતો. વિધવા માતાના હઠપૂર્ણ અનુરોધને ટાળી ન શકવાના બહાના હેઠળ માત્ર એક જ વાર કહેતામાં તો સતીશે કમલિનીની સાથેના લગ્નમાં સંમતિ આપી દીધી. એટલું જ નહિ હર્ષની સાથે એનો સ્વીકાર પણ કર્યો. ગામભરના લોકો કે જેઓ સતીશના આ વિચારથી સારી રીતે જાણીતા હતા તેઓ એની આ અદ્ભૂત માતૃભક્તિની પ્રશંસા કરવા લાગ્યા. સતીશને કમલિનીના મળવાથી એટલો આનન્દ થયો કે એ પોતાના દુર્ભાગ્ય–દલિત દરિદ્ર જીવનને ધન્ય સમજવા લાગ્યો.

લગ્ન પછી કેટલાક વર્ષ તો સુખમાં પસાર થયા. કમલિનીના કમળ તુલ્ય પગલાં પડવાથી જગદીશપુરનું ચિરપરિચિત ઘર સતીશની દ્રષ્ટિમાં ઇન્દ્રનું નન્દનવન બની ગયું! સતીશની મા દુર્ગાદેવી પણ સુલક્ષણ વહુ મેળવીને પરમ આનંદ પામી. એના સુખનો હર્ષ નહોતો, અને જાણે સ્વર્ગ જ મળ્યું હોય એમ એ રાચતી હતી. જ્યારે એણે જોયું કે કમલિની એના સર્વસ્વ અને આંખની કીકી જેવા પુત્રને સર્વથા સુખી બનાવી શકી છે ત્યારે એના ઉપર એનો સ્નેહ અને અનુરાગ એકદમ વધી ગયો. સાસુએ વહુની સાથે કેવી રીતે વર્તવું જોઈએ તેના ઉદાહરણમાં સાસુથી ત્રાસેલી જગદીશપુરનિવાસિની વહુઓ સતીશની મા દુર્ગાદેવીનો દાખલો આપતી હતી.

કિન્તુ દુર્ભાગ્યવશ દુર્ગાદેવી પોતાના આ સુયશને ઘણાં દિવસો સુધી જાળવી શકી નહિ. કેટલાક વર્ષ વિત્યા છતાં પણ કમલિની જ્યારે તેની ગોદમાં એક સોનાનો ચાંદ અર્થાત્ બાલક ભેટ ન આપી શકી ત્યારે દુર્ગાદેવી ધીરે ધીરે વહુને સન્તાન થવાની આશાથી હતાશ થવા લાગી. વહુને પુત્ર થાય અને પોતાનો વંશવેલો વધે તે માટે તેણે તરેહ તરેહની દવાઓ કરી, તાવીજ–દોરાં બંધાવ્યાં, માનતાઓ લીધી, સાધુ–સંતો અને મંદિરોની મુલાકાત લીધી તો પણ જ્યારે એની મનોકામના સિદ્ધ ન થઈ ત્યારે રાય–વંશના ભવિષ્ય ઉત્તરાધિકારીને માટે એ અધીર બની ગઈ અને પોતાના પુત્રનું બીજું લગ્ન કરવાને માટે વિચાર કરવા લાગી. પણ બરાબર આ જ સમયે સતીશને પશ્ચિમમાં સારા પગારથી નોકરી મળવા પામી અને એટલે એ દૂર વિદેશ ચાલી ગયો.

ત્યાં પહોંચ્યા પછી દશ–પંદર દિવસમાં જ સતીશ એકાએક બહુ બીમાર પડી ગયો. છોકરાની માંદગીનો અરજન્ટ તાર મળતાં જ દુર્ગાદેવી એવી ગભરાઈ ગઈ કે એણે ઝટપટ વહુને તેને પિયર મોકલી આપી અને પોતે દૂરના એક સગાંને લઈને પુત્રની પાસે દોડી ગઈ. એ સમયે સતીશની સ્થિતિ કંઈક સુધરવા માંડી હતી. એને ઑફિસની

પાસે જ સપરિવાર રહેવાને માટે એક ક્વાર્ટર મળી ગયું. દુર્ગાદેવીને એ નવી ઢબનું, નાનું સરખું મકાન એટલું તો ગમી ગયું કે સતીશના સારાં થઈ જવા પછી પણ ગામમાં જવાની તેની ઇચ્છા થઈ નહિ. સાથે આવેલાં સગાંને વિદાય કરીને દુર્ગાદેવી ત્યાં રહી ગઈ. વહુને પણ અહીં બોલાવવા માટે એ સતીશને વારંવાર કહેવા લાગી. સતીશે ખાત્રી આપી કહ્યું:–"રજાઓમાં જઈને એને જરૂર અહીં લઈ આવીશ." આ સાંભળી દુર્ગાદેવી નિશ્ચિન્ત થઈ.

વિદેશમાં એકલા રહેવાનું સતીશને પણ ગમતું નહોતું. કમલિનીને દૂર ગામમાં છોડીને અહીં આવી રહેવામાં તેને બહુ દુઃખ થતું હતું. સુદૂર પ્રવાસમાં પોતાના અત્યન્ત નિકટ આત્મીય અને પ્રેમપાત્રને ન જોવાથી સતીશની બેચેની દિન પર દિન વધવા લાગી. કમલિનીને ન જોવાની વેદના, એના વિરહનું અસહ્ય દુઃખ એને વ્યાકુળ કરી રહ્યું હતું. ઉપરાન્ત વધુ દુઃખની વાત તો એ હતી કે કમલિનીના પત્રો કે જે દર બબ્બે દિવસે તેને મળતાં રહેતાં હતાં, તે આજે બે અઠવાડિયાંથી જણાતાં પણ નહોતાં. આ દિવસો દરમ્યાન સતીશને કમલિનીનો એક પત્ર પણ મળવા પામ્યો નહોતો.

કમલિનીનો છેલ્લો પત્ર જે એને મળ્યો હતો, તેમાં એણે લખ્યું હતું કે એ પોતાના ઘરના લોકોની સાથે ચૂડામણિ-યોગમાં ગંગા-સ્નાન કરવાને માટે કલકત્તા જઈ રહી છે; એટલે ચાર-પાંચ દિવસ સુધી સતીશ એને કોઈ પત્ર ન લખે. કલકત્તાથી પાછા આવ્યા પછી જ્યારે કમલિની એને પત્ર લખે ત્યારે એ પણ એને કાગળ લખે. સતીશ આતુર બનીને એ પત્રની રાહ જોઈ રહ્યો હતો. ચાર-પાંચ દિવસને બદલે જ્યારે બે અઠવાડિયાં નીકળી ગયાં અને જ્યારે કમલિનીની કોઈ ખબર ન આવી ત્યારે સતીશની વ્યાકુળતાનો પાર ન રહ્યો. પહેલાં તો કમલિની પર તે ખૂબ નારાજ થયો કે તે શા માટે પત્ર લખતી નથી? શું પંદર દિવસ થયાં તેને કાગળ લખવાની જરા પણ ફુરસદ

મળતી ન હશે? અથવા જો એ હજુસુધી ગામ પાછી ન આવી હોય અને કલકત્તા જ રહી ગઈ હોય તો પણ શું ત્યાંથી એક પત્ર પણ ન લખી શકાય? એનો કાગળ મળવામાં મને જરા પણ ઢીલ થાય છે તો હું કેટલો બેચેન બની જાઉં છું તેની તેને સારી રીતે જાણ છે તો પછી એક પત્ર લખી પોતાના કુશળ સમાચાર મોકલવાનો એને જરા જેટલો પણ ખ્યાલ આવતો ન હશે? ઠીક વાત છે, હું પણ જોઈ લઈશ, જોઉં છું તો ખરો કે એ આવી રીતે કેટલા દિવસ ચૂપ રહી શકે છે! હું પણ એને કાગળ લખવાનો જ નથી.

પરન્તુ સતીશ પોતાની આ પ્રતિજ્ઞાને પાળી ન શક્યો. જોત જોતામાં બીજા પંદર દિવસ પણ પસાર થઈ ગયાં. હવે સતીશની ધીરજ ન રહી. કમલિનીની તબીયત માટે એને ચિન્તા થવા લાગી. એ જો સારી હોય તો આવું કદી પણ બની શકે જ નહિ. જે માણસ દર બબ્બે દિવસે કાગળ લખ્યા કરે તે, આજે એક મહિનાથી એકાએક અકારણ જ શા માટે આવી રીતની ચૂપકીદી પકડે? જરૂર જ કમલિની માંદી પડી ગઈ હશે. હવે સતીશથી રહેવાયું નહિ. તેનો ક્રોધ, તેની નારાજી અદ્રષ્ય થઈ ગયાં. તેણે તે જ દિવસે કમલિનીના નામથી એક પત્ર લખી નાંખ્યો.

પત્રનો ઉત્તર મળવાની મુદત પણ વીતી ગઈ. પોતાના પત્રના જવાબમાં કમલિનીના હાથનો લખેલો કોઈ કાગળ પણ સતીશને જ્યારે ન મળ્યો ત્યારે એ ભયથી વ્યાકુળ બની ગયો. વાત શું છે? શું થયું હશે? આજે એક મહિનો થવા આવ્યો છતાં પણ એ લોકો તરફથી સારી-માઠી કંઈ પણ ખબર કેમ મળતી નથી.

સસરાને પત્ર લખી કમલિનીના કુશળ સમાચાર પૂછાવું કે નહિ તેના વિચારમાં સતીશ લીન બન્યો હતો. આ જ સમયે તે દિવસની ટપાલમાં સતીશને પોતાના નામનો ક પત્ર મળ્યો. કાગળ ઉપરના અક્ષર અપરિચિત હતા, તો પણ પોસ્ટની છાપમાં સતીશના

સાસરાનાં ગામનું નામ હતું. સતીશે ગભરાઈને કવર ફાડયું અને કાગળ કાઢીને વાંચવા લાગ્યો:—

"પ્રિય મહાશય,

મોટાં દુ:ખની સાથે હું આપને સમાચાર આપું છું કે આપની ધર્મપત્ની શ્રીમતી કમલિનીદેવી અમારા ગામના જમીનદારના પુત્ર શ્રીમાન્ હરેન્દ્રનાથ મિત્રની સાથે ગત ચૂડામણિ-યોગના અવસર પર કલકત્તાથી ગેબ થઈ ગઈ છે. આપના સસરાજીએ, મને ખબર છે ત્યાં સુધી આ બુરી ખબર આપનાથી છૂપાવી રાખી છે. કિન્તુ શ્રીમતી કમલિનીદેવી આપની વિવાહિતા પત્ની છે અને ન્યાય તથા ધર્મથી એના પર આપનો પૂરો અધિકાર છે. એટલે માઠા સમાચાર હોવા છતાં પણ સૌથી પહેલાં આપને આ સમાચાર મળવાં જ જોઈએ આમ વિચારીને આ પત્રની દ્વારા હું આપને આ ખબર આપું છું. આપને જે યોગ્ય લાગે તે કરશો.

એજ."

પત્ર નીચે કોઈનું નામ નહોતું. એ વાંચતાં જ સતીશને ચક્કર આવવા લાગ્યા, એની આંખ આગળ ઘોર અંધારૂ છવાઈ ગયું. એને કોઈએ લાલચોળ તપાવેલા લોઢાથી જબરજસ્તીથી મગજ પર ડહામ દીધો હોય, કોઈએ એને ભાલો ભોંકી દીધો હોય એવું લાગ્યું. બન્ને હાથથી પોતાનું મસ્તક પકડી, ટેબલ પર બન્ને કોણીઓ ટેકવી સતીશ સામે પડેલા ભયાનક પત્રની તરફ એક પાગલની જેમ ઉદ્ભ્રાન્ત શૂન્ય દ્રષ્ટિથી તાકી રહ્યો

દુર્ગાદેવી રોજ સતીશ પાસે આવીને વહુની ખબર પૂછ્યા કરતી હતી. તેને પણ હવે એ ખબર મળતી બંધ થઈ ગઈ હતી. લગભગ એક મહિનાથી વહુની કોઈ ખબર ન મળવાથી તેનું મન પણ ગભરાવા લાગ્યું. ટપાલી જ્યારે કાગળ વહેંચતો વહેંચતો તેમના મકાન સમીપથી પસાર થઈ જતો ત્યારે દુર્ગાદેવી આવીને સતીશને પૂછતી :— "સતી,

આજે કંઈ કાગળ આવ્યો? સતીશ ચિન્તિત ભાવથી શિર હલાવીને કહેતો :– "નહી." આજે દુર્ગાએ ટપાલીને સતીશનું નામ પોકારી એક કાગળ નાંખતા જોયો હતો. એટલે એ ઉત્સુકતાની સાથે વહુના સમાચાર જાણવા પુત્રની પાસે દોડી આવી. એને સંપૂર્ણ ખાત્રી હતી કે એ કાગળ એની વહુનો જ હશે.

એ જ્યારે આવીને સતીશના ઓરડામાં દાખલ થઈ ત્યારે પણ સતીશ તદ્દન અસ્વસ્થ જ હતો. એ ખુરશી પર બેઠો હતો અને એનું સારૂંય શરીર કંપી રહ્યું હતું. એનું મુખ એકદમ ફીક્કું પડી ગયું હતું અને જાણે એમાંથી લોહી જ ઉડી ન ગયું હોય એવું લાગતું હતું. પુત્રની આ હાલત જોઈ આશંકાથી દુર્ગાદેવીનું હૃદય કંપી ઊઠયું. સમાચાર બહુ જ માઠા છે એવું સમજવામાં તેને જરા પણ વાર લાગી નહિ. પણ એ ખબર શું છે, તે જાણવા માટે તેનું મન વ્યાકુળ બની ગયું. શું એની વહુ આ સંસારમાં નથી? યા બહુ બીમાર છે – એના બચવાની કોઈ સંભાવના નથી?

દુર્ગાદેવીએ વ્યાકુળ બની પૂછ્યું :– "સતી, શું સમાચાર છે? તું આટલો વિહવળ કેમ બની ગયો છે? તારી તબીયત તો સારી છે ને? આ કાગળ કોનો આવ્યો છે? વહુના પિયરથી શું કોઈ માઠા સમાચાર છે?"

પણ સતીશના મુખમાંથી એનો કંઈ પણ ઉત્તર ન મળ્યો. એ શૂન્ય દૃષ્ટિથી પોતાની માના મુખ તરફ જોઈ રહ્યો. એનું સારૂંય શરીર પસીનાથી નવાઈ ગયું હતું. દુર્ગાએ ઝટ પાસે આવીને પોતાના પાલવથી પુત્રનું મુખ લૂછી નાખ્યું અને પંખાથી પવન નાંખતાં કહ્યું :– " શું થયું છે તને? કેમ બોલતો નથી? આ રીતે ચૂપચાપ તું મારા તરફ શા માટે જોઈ રહ્યો છે? બેટા? જે હોય તે મને કહી દે! મને બહુ ભય લાગે છે."

સતીશે ધીરે ધીરે ટેબલ ઉપર પડેલો પત્ર ઉઠાવી માના હાથમાં

આપી દીધો. દુર્ગાદેવીએ કાગળને બેએક વાર આમતેમ ફેરવી તે પાછો આપતાં કહ્યું :– "હું ક્યાં લખતાં વાંચતાં જાણું છું, કે તું મને આ કાગળ આપે છે? મારે માટે તો કાળા અક્ષર ભેંસ જેવા છે. તું જ એ વાંચીને મને સંભળાવ. એમાં શું લખ્યું છે તે સાંભળવા મારું મન તલપાપડ થઈ રહ્યું છે, બેટા!"

સતીશે એક અવ્યક્ત વ્યથાથી રૂંધાયલા સ્વરે ધીરે ધીરે થોડામાં બધો હાલ માને બતાવી દીધો. દુર્ગાદેવીએ ક્ષણભર વિચારીને કહ્યું :– "બેટા, મને તો આ કાગળ પર વિશ્વાસ આવતો નથી. આ જરૂર કોઈ દુશ્મનનું કાવત્રું છે! મારી લક્ષ્મી જેવી વહુ, સાવિત્રી જેવી વહુ કુકર્મ કરે જ નહિ! તું તારા સસરાને હાલ જ એક કાગળ લખી નાંખ અને આ બાબતની તપાસ કરાવ. આવો નામ વગરનો કાગળ વાંચીને નકામી તબીયત બગાડવી વ્યાજબી નથી.

માતાની વાત સતીશના મનમાં ઉતરી ગઈ. એને પણ લાગ્યું કે આ વાતની પૂરી તપાસ થવી જોઈએ. એણે તરતજ પોતાના સસરા પર એક તાર કરી દીધો.

## ૭

ક્ષિતીશ હરેન્દ્રની શોધ કરવા નીકળ્યો પણ લાંબા સમય સુધી પાછો ન ફર્યો. કમલિની બહુ જ વ્યગ્ર બનીને એના પાછા આવવાની રાહ જોવા લાગી. હજારો વિચારો અને ચિન્તાઓ એના કમજોર શરીર અને દુર્બળ મનને કષ્ટ પહોંચાડવા લાગ્યા. સેંકડો અશુભ ભાવનાઓએ એના મગજને ઘેરી લીધું. જો એ હરેન્દ્રબાબુનો પત્તો ન લગાવી શકે તો પછી શું થશે? એ કેવી રીતે પોતાને ઘેર જશે? કોણ તેને પોતાની સાથે ત્યાં લઈ જશે? પિતા અને માતા આદિ આત્મીય – સ્વજન એને માટે કોણ જાણે કેટલીય ચિન્તા કરી રહ્યા હશે! ચોરતરફ એની – શોધ ચાલી રહી હશે!

આજે ઘર છોડયાંને કેટલા દિવસ થયાં તે કમલિની મનમાં ને મનમાં ગણવા લાગી. ગણતાં જ તે ચોંકી ઊઠી. ઓહ! આ ઘરમાં આવ્યાને આજે તેને સાત દિવસ પણ થઈ ગયાં! આઠ દિવસથી એ એક અજ્ઞાત્ અપરિચિત માણસના આશ્રયમાં પડી છે. છી – છી! કેવી શરમની વાત છે! કેવી ઘૃણાની વાત છે! ગામના લોકો આ

સાંભળશે તો શું કહેશે ? એ એક ખાનદાન ઘરની અને પ્રતિષ્ઠિત પરિવારની વહુ – બેટી છે, ગૃહસ્થના ઘરની સ્ત્રી છે. એ આટલા દિવસથી કલકત્તામાં એક અપરિચિત જુવાન માણસ કે જે તેનો આત્મીય સ્વજન કે તેની જ્ઞાતિનો નથી, જેના ઘરમાં ન કોઇ સ્ત્રી છે કે ન કોઇ બાળક છે અને જે તદ્દન અજાણ્યો જ છે એવાના ઘરમાં તે નિવાસ કરી રહી છે ! શરમ છે !

કમલિની પોતાની આ અસહાય અવસ્થાના કુત્સિત ભાવને, નિન્દનીય દશાને આંખની સામે સ્પષ્ટ રૂપમાં જોઈને જ અંદર ને અંદર કંપી ઊઠી. એના નામની સાથે કલંક, બદનામી લાગી ચૂકી છે. ગમે તે એના તરફ આંગળી કરી દોષારોપણ મૂકી શકે એમ છે. લોકો પોતાને મનગમતી વાતો જોડી કાઢી તેને બદનામ કરવાનું ચૂકે એમ નથી. કમલિનીના મગજમાં આ બધા વિચારો એક પછી એક આવી સંતાપવા લાગ્યા. જેમ જેમ એ વધુને વધુ ડરતી ગઈ તેમ તેમ એના મનમાં ચિત્ર વિચિત્ર શંકા – આશંકાઓ ઊઠવા લાગી. એના હૃદયમાં શૂળ ભોંકાયા, લજ્જા અને ધિક્કારના પ્રહારથી એનું મન દારૂણ વેદના અનુભવવા લાગ્યું. ના, હવે એ એક દિવસ પણ આ ઘરમાં રહેશે નહિ. હરેન્દ્રભાઈનો પત્તો લાગી જાય તો એ આજે જ રાતના એની સાથે પોતાના ગામમાં ચાલી જશે. પણ હરેન્દ્રનો પત્તો ન લાગ્યો તો ? તો શું થશે ? એ શું કરશે ?

તરવાનું ન જાણનારો માણસ અથાગ પાણીમાં ગોથા ખાઈ નીચે ડૂબકી લગાવે છે તેવી જ દશા કમલિનીની પણ થઇ. જે સમયે એની આ દશા થઈ રહી હતી, જે વખતે એને આ વિપત્તિના મહાસાગરમાંથી નીકળવાનો કોઈ માર્ગ સૂઝતો નહોતો તે જ સમયે ક્ષિતીશે એના ઓરડામાં પ્રવેશ કર્યો. કમલિનીને બૂમ મારી એણે કહ્યું :– "જુઓ, આજે તો હરેન્દ્ર બાબૂનો પત્તો લાગ્યો નથી. પણ મને આશા છે કે કાલે કે પરમ દિવસે હું જરૂર એમને શોધી કાઢીશ.

આજે હું જગદીશને, ગણેશને તથા બીજાં બધાં મિત્રોને ખબર આપી આવ્યો છું. કાલે એ બધાં લોકો પણ એમની શોધ ચલાવશે. અમે હરેન્દ્ર બાબૂને ગમે ત્યાંથી શોધી કાઢીશુંજ. આપ એ માટે બેફિકર રહો. પણ એક વાત પૂછું. એઓ કઇ કોલેજમાં ભણે છે તે આપ બતાવી શકશો?"

કમલિનીએ હતાશ બનીને કહ્યું:– "એ તો મને બરાબર રીતે માલમ નથી. હાં, હરેન્દ્ર દાદાને મોઢે મેં સાંભળ્યું હતું કે તેઓ કલકત્તાની કોઈ મોટી સરકારી કોલેજમાં ભણે છે. એ કોલેજ આ શહેરની સૌથી મોટામાં મોટી અને ઉત્તમમાં ઉત્તમ છે."

ક્ષિતીશે હસીને કહ્યું:– "ઓહ! હવે સમજી ગયો. આ વાત આપે મને આગળથી જ જણાવી હોત તો આજે મારે આટલું રખડવું પડયું ન હોત. મારી મહેનત પણ બચી જાત અને આપનું કામ પણ આજે જ થઈ ગયું હોત. આપ જે કોલેજની વાત કરી રહ્યા છો તે જ કોલેજમાં હું પણ ભણું છું. કાલે કોલેજમાં જતાં જ એમને શોધીશ. હાં, પણ તેઓ કયા વર્ગમાં અભ્યાસ કરે છે, શું ભણે છે તે જાણો છો?"

"ના, એ તો હું બરાબર જાણતા નથી. પણ મને ખબર છે ત્યાં સુધી તેઓ કોલેજના પહેલા વર્ગનો અભ્યાસ કરી ચૂકયા છે."

"એમ, તો તેઓ કદાચ બી. એ. માં જ અભ્યાસ કરી રહ્યા હશે?"

કમલિની તરતજ બોલી ઊઠી:– "હાં, હાં, આપે ઠીક કહ્યું. હરેન્દ્રદાદા બી. એ. માં જ ભણે છે."

"તો. હવે આપ નચિંત રહો. હું જરૂર જ કાલે આપના હરેન્દ્રદાદાને મારી સાથે અહીં લઈ આવીશ."

કમલિનીએ મસ્તક નીચું કરીને વસ્ત્રના છેડાને આંગળીમાં

વીંટાળતાં કહ્યું :– "મારે માટે આપ ભારે મહેનત લઈ રહ્યા છો. આપનું ઋણ હું આ જીવનમાં ચૂકવી શકું એમ નથી."

કમલિનીના આ શબ્દોથી ક્ષિતીશનું હૃદય પુલકિત બન્યું અને જાણે તેને પોતાની મહેનત સાર્થક થતી હોય એવું લાગ્યું. એણે પોતાના જીવનને ધન્ય માનતાં ખૂબ સ્નેહ ભાવે ઉચ્ચાર્યું: – "ના, ના, એમાં કોઈ મહેનત નથી! આપની આવી અસહાય અવસ્થામાં તો આપને સૌ કોઈ મદદ કરે જ. એમાં ઉપકાર શાનો? હું તો મારું પરમ સૌભાગ્ય માનું છું કે આપનું કામ કરવાની મને તક સાંપડી. હવે તો મને એક જ ધૂન છે કે કોઈ પણ રીતે હું આપને કુશળતા પૂર્વક આપના ઘરે પહોંચાડી આવું. કોણ જાણે અહીં આપને કેટલું કષ્ટ થઈ રહ્યું હશે! મારા ઘરમાં અહીં ન તો કોઈ સ્ત્રી છે કે ન તો કોઈ છોકરાં – છોકરી. બધું કામકાજ સેવક અને સેવિકાઓ પર જ નભે છે, આપની સાથે વાત કરી શકે, આપના દુઃખમાં ભાગ પડાવી શકે એવું પણ અહીં કોણ છે? આપ નથી બોલતાં તો પણ આપને થતાં માનસિક કષ્ટથી હું પૂરેપુરો પરિચિત છું. અને એથી જ આપને વહેલી તકે ઘેર પહોંચાડી આવવાની ઉમેદ રાખું છું.

કમલિની કંઈ પણ બોલી નહિ. એ ક્ષિતીશના શબ્દો સાંભળી જ રહી.

ક્ષિતીશે કહ્યુ: – "અને અહીં આપનો પૂરો આદર -- ભાવ પણ મારાથી થઈ શકતો નથી. મારી ન્યૂનતા હું સમજું છું. પણ ઉપાય નથી. નહિ તો આપનું આ દુઃખ મેં અવશ્ય હળવું બનાવવા પૂરો પ્રયત્ન કર્યો હોત."

હવે કમલિનીથી બોલાયા વગર રહેવાયું નહિ. તેણે ધીરે ધીરે કહ્યું:– "આવો આદર – ભાવ, આવું સન્માન મેં આ જીવનમાં બીજે ક્યાંય પણ જોયું નથી. આપ નકામી ચિન્તા કરી રહ્યા છો!"

ક્ષિતીશના હૃદયમાં વિજળીની જેમ અકસ્માત જ અમૃતની ધારા વહી ગઈ. કોઈ એક આવેગનો પ્રબળ વાયુ, લહરના હિલોળાની જેમ એના સારાય શરીરમાં દોડી ગયો. એને રોમાંચ થઈ આવ્યો. કમલિનીના લગ્ન થઈ ગયાં છે અને એનો સ્વામી જીવે છે તે વાત ક્ષણભરને માટે ક્ષિતીશ ભૂલી ગયો. આ અસાધારણ સુન્દરી યુવતીને સડક પરથી ઊઠાવી લાવ્યા બાદ ક્ષિતીશે પોતાની જુવાનીની તખ્તી પર, કલ્પનાની પીંછીથી વિચિત્ર ભાવોની માધુરીના ઘેરા રંગથી જે ચિત્ર અંકિત કરવાનું શરુ કર્યું હતું, તે એકાએક જ આ સમયે સજીવ ઉજ્જવળ બની ઊઠયું અને તેની આંખની સામે ફિલ્મના ચિત્રોની જેમ ઘૂમવા-ફરવા લાગ્યું!

આ સમયે ફરીથી કમલિનીએ અનુજડિત અવ્યક્ત સ્વરમાં કહ્યું:—"આપનો આ ઉપકાર હું જીવનભર પણ ભૂલી શકીશ નહિ!"

ક્ષિતીશના તરુણ શરીરમાં ઉચ્છવસિત યૌવનનો તરલ રક્ત સ્રોત સહસા ચંચળ બની ઊઠયો. એ તુરત જ બોલી ઊઠ્યો:—"મને લાગ્યા કરે છે કે આપને પણ હું આ જીવનમાં કદી ભૂલી શકીશ નહિ."

પણ આ વાત મુખમાંથી નીકળતાંની સાથે જ એક દારૂણ લજ્જાથી એનો સારોય ચહેરો લાલ બની ઊઠયો. કમલિનીની કૃતજ્ઞતા પ્રકટ કરવાના ઉત્તરમાં તેને તેનો આ જવાબ તદન જ અસંગત જણાયો. તે પછી એ કંઈ પણ બોલી શકયો નહિ અને એક અપરાધીની જેમ અપ્રતિમ ભાવથી ગરદન નીચી કરીને ઊભો રહ્યો.

ભીંત પર જે ઘડીયાળ લટકાવેલી હતી તેમાં ટન-ટન કરતાં રાતના દશ વાગી ગયા. કમલિનીએ કહ્યું:—"વાતચીતમાં વધુ વખત થઈ ગયો છે. આપે હજુ સુધી ભોજન પણ કર્યું નથી. જાવ, કપડાં ઉતારી હાથ-મુખ ધોઈ જમી લો."

ક્ષિતીશને લાગ્યું કે તેનો જીવ બચી ગયો છે. એ તરત જ ઓરડામાંથી નીકળી નીચે ચાલી ગયો. કમલિનીએ ઉપરથી સાંભળ્યું તો નીચે જઈ ને ક્ષિતીશ પોતાના રસોઈયાને, સેવક–સેવિકાઓને તેમજ બીજાંઓને બોલાવીને સખ્ત હુકમ આપી રહ્યો છે:–
"ખબરદાર! માઈજીને ખાવા–પીવા વગેરેમાં જરાપણ તકલીફ ન પડે. એ જે હુકમ આપે, તેનો તરત જ અમલ કરજો, જરા પણ ગાફેલ રહેશો નહિ. એમની તબીયત સારી નથી એ ધ્યાનમાં રાખજો ... વગેરે."

## ૮

ક્ષિતીશ આજે જલ્દી જમી કરીને દશ વાગ્યામાં તો કૉલેજમાં જવા નીકળી ગયો. જતી વખતે તેણે નોકરની સાથે કમલિનીને કહેવડાવ્યું હતું કે, એ કૉલેજમાંથી પાછા આવતી વખતે હરેન્દ્રને સાથે લઈ ને જ આવશે. રસ્તા પર જે બારી પડતી હતી તે બારી આગળ બેસીને કમલિનીએ બે કલાક સુધી એ બન્નેની પ્રતિક્ષા કર્યા કરી. એક, બે કરતાં જ્યારે ચાર વાગી ગયા ત્યારે કમલિની બહુ જ આતુર બની ઊઠી. આજે આટલી વાર કેમ થઈ રહી છે? બે–ત્રણ વાગે તો ક્ષિતીશ આવી જ જાય છે! તો શું હરેન્દ્ર દાદા સાથે એની મુલાકાત ન થઈ હશે? આજે હરેન્દ્ર દાદા કૉલેજમાં ન આવ્યા હશે? એમ પણ બની શકે? કદાચ તેવો કોઈ કામ માટે ગામ પણ ચાલી ગયા હોય! અને જો તેમ થયું તો–હરેન્દ્રદાદા કલકત્તામાં ન હોય......તો?

કમલિની ઊઠી અને ફરી પાછી બારી આગળ જઈ ઊભી રહી. પાંજરામાં કેદ પૂરાયલાં પક્ષીની જે દશા થાય તેવી દશાનો અનુભવ આજે એને થઈ રહ્યો હતો. ધીરે ધીરે સાંજનો સમય પણ થઈ ગયો.

રસ્તા પરની બન્ને બાજુના ગેસના ફાનસ એકદમ સળગી ઊઠ્યા. દાસીએ આવીને પૂછ્યું :– "માજી, શું આજે ઊઠીને હાથમુખ પણ ન ધોશો ? જલ – પાન પણ ન કરશો ? સાંજ થઈ ગઈ છે ?"

કમલિનીએ કંઈક ઉદાસ ભાવથી કહ્યું :– "નહિ. આજે જલ – પાન કરવું નથી. કંઈ ખાવાની ઈચ્છા થતી નથી તેમજ તબીયત પણ બરાબર નથી."

"તો આવો, આપના વાળ બાંધી દઉં. આવા સુંદર લાંબા કાળા વાળની આ દશા કરવી ઠીક નથી. આપને અંબોડો વાળવો ગમતો નથી ?"

કમલિનીએ તેવા જ અનુમન ભાવથી કહ્યું :– "તારી ઈચ્છામાં આવે તે કર."

કલાક સુધી દાસીએ વાળ સરખા કરી હોળ્યા, અને પછી તેને ગૂંથીને અંબોડો બાંધી સામે દર્પણ ધરી દીધું.

દર્પણમાં પોતાનું મુખ જોતાં જ કમલિની બોલી ઊઠી :– "અરે બાઈ, જરા સિંદુર છે ?"

દાસીએ હસતાં હસતાં કહ્યું :– "આ લો માજી, તમારે માટે હું પહેલાંથી જ એ બજારમાંથી લઈ આવી છું."

આટલું બોલીને પોતાના લુગડાંના છેડાએ બાંધેલી ગાંઠ છોડીને, દાસીએ સિંદુરની એક ડબ્બી કાઢી કમલિનીની સામે મૂકી દીધી. જ્યારે કમલિનીએ એમાંથી સિંદુર લઈ પોતાની સેંથીમાં લગાવ્યું ત્યારે એનું હૃદય પોતાના સૌથી મોટાં આત્મીયની ચિન્તાથી વ્યાકુળ બની ઊઠ્યું.

દાસી ચાલી ગઈ. કમલિની બેઠી બેઠી વિચારવા લાગી. આ ભાવના એના હૃદયની ગુપ્ત ચિન્તા હતી. એને એ કોઈની આગળ પણ પ્રકટ કરી શકતી નહોતી. આ ચિન્તા એના હૃદયમાં આઠે પહોર સજીવ રહેતી પણ લજ્જા એને દબાવ્યા કરતી હતી અને તેને

બહાર આવવા દેતી નહોતી. આ અપરિચિત ઘરમાં કોઈ એની એવી સખી નહોતી કે જેને એ પોતાના હૃદયની આ વાત યા વ્યથા કહે. પરન્તુ આજે એની એ ચિન્તાની હદ આવી ગઈ. આજે એનું હૃદય સ્વામીને એક પત્ર લખવાને માટે બહુ જ વ્યગ્ર બની ઊઠ્યું. ઘણાં દિવસ થયાં એણે સ્વામીને એક પણ પત્ર લખ્યો નહોતો. આ વિચાર એને પહેલાં પણ આવ્યો હતો પરન્તુ અહીં પત્રની ઉપર અંગ્રેજીમાં તેને સ્વામીનું સરનામું કોણ લખી આપે? ઘરમાં તો તેનો નાનો ભાઈ અરૂણ આ કામ કરી આપતો હતો. કિન્તુ અહીં ક્ષિતીશ પાસે પતિનું સરનામું લખાવવામાં એને બહુ શરમ લાગતી હતી, સંકોચ થતો હતો. કદાચ ક્ષિતીશ પૂછે કે આ પત્ર કોને લખ્યો છે? તો એ કેવી રીતે પોતાના પતિનું નામ ક્ષિતીશને બતાવે? પણ હવે એવી શરમ ચાલે તેમ નહોતું. ઘણા દિવસ પસાર થઈ ગયાં હતાં!

કમલિની વ્યગ્ર બનીને ઓરડામાં પત્ર લખવાનું સાહિત્ય શોધવા લાગી. પણ તેને કલમ, પેન, પેન્સિલ કે કાગળનો એક ટુકડો પણ જડ્યો નહિ. કમલિનીની માંદગીના સમયે નર્સે આવીને ક્ષિતીશનું ટેબલ, ખુરસી, પેડ, પુસ્તકોનું કબાટ, ખડીયો વગેરે એ ઓરડામાંથી ખસેડાવી દીધું હતું.

કમલિનીને ખ્યાલ આવ્યો, ક્ષિતીશ બાબૂ પાસેના જ ઓરડામાં રહે છે અને ત્યાં જ લખે વાંચે પણ છે. એટલે સામાન ત્યાં જ હશે. એ પાસેના ઓરડામાં ગઈ અને જોયું તો સામે જ ક્ષિતીશનું એક મોટું ટેબલ પડેલું હતું. એના ઉપર કાગળ, કલમ, શાહી વગેરે બધું જ હતું. કમલિનીએ તરત જ એક કાગળ કાઢ્યો અને ખુરસી પર બેસી પતિને પત્ર લખવા માંડ્યો. પત્ર લખવાના સમયે કમલિનીએ જોયું તો, ટેબલ પર મૂકેલાં પેડ અને બ્લોટીંગની ઉપર લાલ પેન્સિલથી તેના પિતા હરનાથ મૈત્રનું સરનામું અને નામ મોટાં અક્ષરોમાં લખેલું હતું. એ સરનામાની આસપાસ ચારે તરફ પોતાનું નામ પણ અસંખ્ય વખત તરેહ – તરેહના અક્ષરો દ્વારા લખાયલું હતું.

સતીશને પત્ર લખવા માટે બેસીને કમલિનીએ વિચાર્યું – એમને આટલે દૂરથી અહીં બોલાવવાની શી જરૂર છે? એના કરતાં તો પિતાજીને જ એક પત્ર લખી બોલાવવા સુગમ થઈ પડશે. હાં, એ જ ઠીક છે. અમારું ગામ કલકત્તાથી બહુ દૂર પણ નથી. પત્ર મળતાં જ પિતાજી બે – એક દિવસમાં તો મને આવીને લઈ પણ જશે. કિન્તુ આટલે દૂર પશ્ચિમમાં એમને પત્ર મળવામાં અને રજા લઈને અહીં આવવામાં લગભગ એક અઠવાડિયાંથી ઓછો સમય લાગશે નહિ. આટલા બધા દિવસ તો હવે મારાથી અહીં રહેવાય એમ છે જ નહિ.

આમ વિચારીને કમલિની પોતાના પિતાને પત્ર લખવા બેઠી. પત્ર અર્ધાથી પણ વધુ લખાઈ ગયો હતો – કેવી રીતે ક્ષિતીશ બાબૂ નામના એક અપરિચિત ભલા મનુષ્યે, એને બેહોશીની હાલતમાં પોતાની મોટરમાં લઈ જઈને; પોતાને ઘેર લાવી રાખીને એની ચિકિત્સા કરાવી વગેરે એ બધું વર્ણન તે સમાપ્ત કરી ચૂકી હતી. એ આગળ લખવા જતી હતી ત્યાં એને એકાએક જ ક્ષિતીશની તે દિવસની વાત યાદ આવી ગઈ. ક્ષિતીશે કહ્યું હતું – 'કમલિની આટલા દિવસ સુધી ઘેર પાછી ફરી ન હોવાથી જરૂર જ તેના ગામમાં એક આન્દોલન ઊભું થયું હશે. બધાંને આ ખબર માલમ પડી ગઈ હશે. આવી અવસ્થામાં એના પિતાને પત્ર લખવાથી એક બીજી જ વિપત્તિ ઊભી થવાનો સંભવ છે. એના કરતાં તો કમલિની પોતે જ જઈને પોતાની કથા સંભળાવે તો સારું.' અને આ વિચાર તેના મનમાં આવતાંની સાથે જ તેની કલમ અટકી ગઈ.

બિચારી મસ્તક પર હાથ મૂકીને પાછી વિચારવા લાગી – 'હવે શું કરું?' આ જ સમયે પાછળથી કોઈએ ચૂપકીદીથી આવીને હાથ લંબાવીને એની સામે પડેલો અર્ધો પત્ર ઊઠાવી લીધો! કમલિની ચોંકી પડી! એણે મુખ ફેરવીને જોયું તો એના એ જ

બચપણના સાથી, ઉદ્યમી હરેન્દ્ર દાદા ઊભા હતા. એમના મુખ અને આંખમાં એ જ ચિર – પરિચિત હાસ્યની ઝલક આજે પણ દેખાઈ રહી હતી.

કમલિનીએ હસીને કહ્યું: – “ અહા ! હવે જીવમાં જીવ આવ્યો, હરેન્દ્ર દાદા ! તમારા આવવાથી હવે મારી બધી ચિન્તાઓ દૂર થઈ ગઈ છે. તમે મારી બધી વિતક કથા સાંભળી લીધી જ હશે. મોટી મુસીબતમાં હું પડી ગઈ હતી ! ”

હરેન્દ્ર જાણે આ કંઈ સાંભળતો ન હોય તેવો જ ભાવ તેણે બતાવ્યો. અત્યારે તે કમલિનીનો અધૂરો પત્ર વાંચવામાં પડયો હતો. કમલિનીએ કહ્યું: – “ ક્ષિતીશ બાબૂ કહી ગયા હતા કે કોલેજમાંથી જ તે તમને પકડીને અહીં લાવશે; તો પછી આટલી ઢીલ કેમ થઈ ? આખો દિવસ રાહ જોતી બારી આગળ બેસી રહી છું ! કંટાળો એટલો લાગ્યો પણ કરે શું ? તમે કયાં ગયા હતા ? એમણે તમને કેવી રીતે શોધી કાઢયા ? કદાચ તમે આજે કોલેજમાં જ નહિ ગયા હશો, કેમ બોલતા નથી ? હું ગામમાં જઈ ને આ બધી વાતો કાકીને કહી દઈશ. ”

આમ છતાં પણ હરેન્દ્રે કંઇ પણ જવાબ ન આપ્યો. એના મુખનો ભાવ પણ બદલાયો નહિ. એ એ જ નિર્વિકાર ભાવથી કમલિનીનો પત્ર વાંચી રહ્યો હતો. હવે કમલિની ખુરસી છોડી ઊભી થઈ, અને હરેન્દ્રના હાથમાંથી કાગળ ઝૂંટવી લઈ હસતી હસતી બોલી: – “ ઠીક, હરેન્દ્ર દાદા, પારકો કાગળ વાંચવાનો તમારો એ પુરાણો રોગ હજુ ગયો નથી શું ? જન્મભર આ જ બાલકવેડા કર્યા કરશો ?

હરેન્દ્રે જરા પણ લજ્જિત ન બનતાં સરળ ભાવથી કહ્યું: – “ કમલિની, તારામાં સદા આવી ટૂંકી જ બુદ્ધિ રહેવાની કે ? આ ક્યાં પારકો પત્ર છે ? આ તો તેં મારા મૈત્ર કાકા પર લખ્યો છે ! ”

# ૯

એ દિવસે મહા મુશ્કેલીએ હરેન્દ્રનો પત્તો મેળવીને ક્ષિતીશ તેને પોતાની સાથે જ ઘર પર લઈ આવ્યો હતો. હરેન્દ્રને કમલિનીની પાસે મૂકીને એ ચાની તૈયારી કરવાને માટે નીચે ગયો. નીચે જતાં જ તેણે બકવાનું શરૂ કર્યુંઃ—"મહારાજ, ચાને માટે પાણી ગરમ કર્યું છે? નથી કર્યું? જલ્દી મૂકી દો! હું કેટલા પ્યાલા મૂકું? ચાર—પાંચ. બરાબર છે. આ જ જરા ઠંડી છે. અરે રામા, જરા જઈને ભીમનાથ નાગની દુકાનેથી અર્ધોશેર રસ ગુલ્લાં લઈ આવ તો? અને જો, પેલા મોટા રસ્તા પર જે કલકત્તા—હોટલ છે, ત્યાંથી પાંચ—સાત કેક પણ લઈ આવજે. બિસ્કુટ તો ઘરમાં જ છે. જા, જલ્દી જા અને લઈ આવ, જોજે વાર ન કરતો!"

આ રીતે હુકમો આપી તે પ્યાલા—રકાબી, પ્લેટ, છરી—ચમચા વિગેરે દાસી પાસે સાફ કરાવવા લાગ્યો. દશ મીનીટમાં જ બધી તૈયારી થઈ ગઈ. ચાનું પાણી પણ ઉકળવા લાગ્યું. હવે માત્ર રામો બજારમાંથી આવે તેની જ ખોટી હતી. ક્ષિતીશ આમતેમ આંટા મારવા લાગ્યો.

બીજે માળથી ક્યારેક ક્યારેક હરેન્દ્રના જોરથી હસવાનો અવાજ પણ આવતો હતો, અને તે સાંભળીને ક્ષિતીશનું મન અપ્રસન્ન થઈ જતું. આટલા જ વખતમાં હરેન્દ્ર અને કમલિની એક થઈ ગયાં તે જોઈ ક્ષિતીશને મનમાં ને મનમાં હરેન્દ્ર પ્રત્યે ઈર્ષ્યા ઉપજી. મારી સામે તો કમલિની આઠ દિવસમાં એક વાર પણ હસી નહોતી! એ આંસુ જ વહાવ્યા કરતી હતી! અને આજે હરેન્દ્રને જોતાં જ તેનું હસવું પણ રોકાતું નથી! વાહ!"

બજારમાંથી રામો આવી ગયો. રકાબીઓમાં ખાવાની ચીજો ગોઠવીને તેમ જ ચા તૈયાર કરીને તેને ઉપર લાવવાની આજ્ઞા આપીને ક્ષિતીશ ઉપર ગયો. એણે જોયું તો એના ઓરડામાં હરેન્દ્ર એક ખુરસી પર બેઠો છે અને એના મુખમાંથી ખૂબ આનંદ અને ઉમંગની સાથે વાતચીતની ફુલ-ઝડી છૂટી રહી છે. સાથે સાથે જોરથી હસવાનું પણ ચાલુ છે થોડેક દૂર એક સોફા પર કમલિની બેઠી છે અને તે હરેન્દ્રના મુખની તરફ સ્થિર દૃષ્ટિ કરી એની વાતો સાંભળી રહી છે.

ક્ષિતીશને જોતાં જ હરેન્દ્ર ઊઠી ઊભો થયો અને વિનીત ભાવથી બોલ્યો:-"ઓહો! ક્ષિતીશ બાબુ છે! આવો, આવો-પધારો, બેસો. અરે......

હરેન્દ્રની દિલ્લગી અને ભાવ-ભંગી જોઈને કમલિનીને હસવું આવી ગયું. હરેન્દ્રે કહ્યું:-"કમલિની! હસે છે શું? તું વિચારતી હશે કે, હરેન્દ્ર દાદા આ શું કહી રહ્યા છે? જાણે તેઓ જ ઘરનાં માલિક હોય અને ક્ષિતીશ બાબુ મહેમાન! તો એમાં સન્દેહ પણ શું છે? મને તો તું જાણે છે ને-"आत्मवत्सर्वभूतेषु" અર્થાત્ બધા મારી સામે ભૂત છે!"

અને આમ કહીને અટ્ટહાસ્યથી હરેન્દ્રે ઘરની છત સુદ્ધાં હલાવી નાંખી.

ક્ષિતીશ એક બીજી ખુરશી પર બેસી ગયો. હસવાનો નિષ્ફળ પ્રયત્ન કરતાં તેણે પૂછ્યું:–"આપ લોકોએ શું નક્કી કર્યું? કંઈ વિચાર કર્યો કે નહિ?"

હરેન્દ્રે પૂછ્યું:–"શેનો વિચાર?"

"એમના સંબંધનો જ તો. બધી વાત તો આપ સાંભળી ચૂક્યા છો. હવે એમણે શું કરવું જોઈએ?"

"મેં તો એને સારી સલાહ આપી છે, પણ એ માને છે જ ક્યાં? જાણો છો ક્ષિતીશ બાબૂ, આજ કાલની સ્ત્રીઓ સ્વાધીન બની રહી છે; હવે તેઓ પોતાની બુદ્ધિથી જ ચાલવા ઈચ્છે છે."

આટલું બોલીને હરેન્દ્રે મુખની મુદ્રા બહુ જ ગંભીર બનાવી દીધી. ક્ષિતીશે જિજ્ઞાસાની દ્રષ્ટિથી કમલિની તરફ જોયું. કમલિની બોલી ઊઠી:–"એઓ તો દરેક વાતમાં મશ્કરી જ કરે છે. ક્ષિતીશ બાબૂ, આપ એમનું સાંભળશો નહિ. એમણે મને કંઈ જ સલાહ આપી નથી. મેં એમને અનેક વાર પૂછ્યું કે હરેન્દ્ર દાદા, હવે મારે શું કરવું જોઈએ, ત્યારે તેમણે મારી આગળ ચિત્ર–વિચિત્ર જાતની વાતો કરવા માંડી. આપના આવતાં પહેલાં જ તેઓ કહી રહ્યા હતા:– 'કમલિની, તું હવે ગામમાં જઈને શું કરશે? વિલાયત જા! રવીન્દ્રનાથ ટાગોરના પુસ્તકો વાંચી વાંચીને અંગ્રેજો બંગાળીમાં પ્રવીણ બની ગયા છે. ત્યાં હિંદુ– રમણીના ઉચ્ચ આદર્શને લગતાં ભાષણો બંગાળીમાં આપતી ફર.' બતાવો, શું આ પણ કોઈ સલાહ છે?"

આટલું કહીને કમલિનીએ મુખ ફેરવી લીધું.

આ સાંભળીને ક્ષિતીશના ઉદાસ મુખ પર પણ હાસ્યની રેખાઓ ઝબકી ઊઠી. હરેન્દ્રે કહ્યું:–"ક્ષિતીશ બાબૂ, મેં ક્યાં એને ખોટી સલાહ આપી છે? ઠીક, કમલિનીને આ પસંદ ન આવે તો હજુ પણ એક પ્લાન મારા મગજમાં છે–"

આ સમયે ચા અને નાસ્તાનો સામાન ઉપર આવી ગયો. ક્ષિતીશે કહ્યું:–"આવો હરેન્દ્ર બાબૂ જરા ચા–પાણી પી લઈએ; એ પછી જે કરવાનું હશે તે નક્કી કરીશું."

આમ કહીને તે બન્ને પ્યાલાઓમાં ચા રેડવા લાગ્યો.

કમલિની ત્યાંથી ઊઠીને પોતાના ઓરડામાં ચાલી ગઈ. કારણ, એ સમજી ગઈ હતી કે એ બન્ને જણા આ સમયે તેની હાજરીને પસંદ કરશે નહિ.

કમલિનીના ગયા પછી ચા પીતાં હરેન્દ્રે ક્ષિતીશને પૂછ્યું:– "તો ક્ષિતીશ બાબૂ કમલિનીને માટે આપે શું વિચારી રાખ્યું છે? એને ક્યાં મોકલવામાં આવે?"

"એમાં વિચાર શેનો? કમલિનીને એના પિતાની પાસે જ મોકલી આપવામાં આવશે."

હરેન્દ્રે હસીને કહ્યું:–"આ પ્રશ્ન આટલો સરળ નથી ક્ષિતીશ બાબૂ! અમારા 'સમાજ' ને આપ જાણતા નથી! જે સમયે આપે કમલિનીને સડક પર પડેલી જોઈ હતી તે જ સમયે જો આપે એને ગામમાં–પિતાની પાસે મોકલાવી દીધી હોત યા આપને ઘેર ન લાવતાં એને હોસ્પીટલમાં મોકલાવી હોત તો આજે આ મુશ્કેલી ઊભી થઈ ન હોત. હવે મામલો હાથથી ગયો છે. એને સુધારવો– હાથમાં લેવો એ સહેલ નથી."

"હરેન્દ્ર બાબૂ! એ સમયે મને આ વિચાર જ નહોતો આવ્યો. મેં વિચાર્યું–મોટાં ઘરની સ્ત્રી છે, એને હોસ્પીટલમાં એકલી મૂકી દેવી એ ઠીક નથી અને વળી આ સુંદર અને યુવાન સ્ત્રીને કોઈ અજાણ્યા જ સ્થળે કેમ સોંપી શકાય?"

"આપનો એ ખ્યાલ પણ બરાબર છે. આપે એ સમયે જે

પ્રશ્નનો વિચાર કર્યો હતો તે પણ વિચારવા જેવો જ હતો. પણ—હશે, હવે એ વાત મૂકી દો गतस्य शोचना नास्ति."

હરેન્દ્રે તરેહ તરેહના ઉપાયો બતાવ્યા; પણ કોઈ વિચારમાં બન્ને એકમત થઈ શક્યાં નહિ. દરેકમાં કંઈ ને કંઈ ખામીઓ બતાવવામાં આવી. અન્તમાં બન્ને થાકી ગયા અને કંઈક વાર સુધી ચૂપકીદી ધરી બેસી રહ્યા.

અન્તમાં હરેન્દ્રે કહ્યું:—"જુઓ, હું અને તમે આ બાબતમાં કંઈ નક્કી કરી શકીએ એમ નથી. આ મામલામાં એક ત્રીજા માણસની પણ જરૂર છે. એને અંદર સામેલ કરવામાં આવે તો આ પ્રશ્ન તરત જ ઉકેલાઈ જશે."

"એ કોણ?"

"કમલિનીના પિતા મૈત્ર મહાશય એમને 'ઘણું જ જરૂરી કામ છે' એમ પત્ર લખીને અહીં બોલાવી મંગાવીએ, અને એમના આવ્યા પછી બધી વાત ખુલાસાવાર એમને સમજાવીએ તો કામ સરળ થઈ પડશે. તેઓ પિતા છે, એટલે પોતાના સન્તાનનો સ્વભાવ અને ચરિત્રને સારી રીતે જાણતા હશે. મને આશા છે કે તેઓ પોતાના મનમાં નકામી શંકા કદી પણ ધરાવશે નહિ. હવે રહ્યાં ગામના માણસો અને સમાજ. એમના આક્રમણથી આત્મરક્ષા કરવાને માટે કેવાં ઉપાયો યોજવા જોઈએ તે આપણે તેમની સાથે મળીને નક્કી કરીશું. મને ખાત્રી છે કે તેઓ કોઈ માર્ગ જરૂર કાઢી બતાવશે."

ક્ષિતીશે કેટલાક સમય સુધી વિચારીને કહ્યું:—"જ્યારે બીજો કોઈ ઉપાય મળતો જ નથી ત્યારે આ સલાહ છેક ખરાબ નથી. પણ આપ મૈત્ર મહાશય પાસેથી જે ઉદારતાની આશા રાખો છો તે શું વધારે પડતી નથી? આપણે ધ્યાનમાં રાખવું જોઈએ કે તેઓ જૂનાં જમાનાના માણસ છે. અંગ્રેજી ભણ્યા નથી, ચાણક્યને માનનારા છે.

"विश्वासो नैव कर्तव्यः स्त्रीषु राजकुलेषु च." એવા વિચાર ધરાવનારા છે. એમના કરતાં તો કમલિનીના પતિ પાસેથી વધુ ઉદારતાની આશા રાખી શકાય–"

હરેન્દ્રે કહ્યું:–"ક્ષિતીશ બાબૂ! એક બીજી વાત પર પણ વિચાર કરવાનો છે. સતીશ બાબૂ અર્થાત્ કમલિનીના પતિ આ બનાવને પ્રેમના ચશ્મા લગાવીને જોશે, કે જે જરા સરખો તાપ લાગતાં પણ ઝાંખા જેવા બની જશે. જ્યારે પિતા આ બનાવને સન્તાન–સ્નેહની દ્રષ્ટિથી જોશે. એ દ્રષ્ટિ એવી છે, કે જેમાં નુકશાન કરતાં લાભ વધુ હશે. પિતા પોતાના સંતાન પ્રત્યે ઓછાં જ ક્રૂર થઈ શકે છે?"

"આ પણ આપે વ્યાજબી કહ્યું."

"આપ જે શંકા મનમાં લાવો છો તે જ થાય એટલે કે હરનાથ કાકા પોતાની પુત્રી પર શંકા લાવે અને તેને ભ્રષ્ટ થયેલી જાણી, સમાજના ભયથી તેનો અસ્વીકાર કરે અને એને પોતાના ઘરમાં ન રાખે–તો કમલિનીના સ્વામી તો છે જ. પત્ર લખીને એમને બોલાવી મંગાવીશું."

"તો પછી આ જ સલાહ ઉત્તમ છે. આપ મૈત્ર મહાશયને પત્ર લખો. પણ જ્યાં સુધી એઓ આવે નહિ ત્યાં સુધી કમલિની ક્યાં રહે?"

"આપના જ ઘરમાં. જેમ હમણાં છે તેમ જ રહેશે." હરેન્દ્રે જવાબ આપ્યો.

આ સાંભળીને ક્ષિતીશને સંતોષ થયો. એને ભય હતો કે કદાચ હરેન્દ્ર કમલિનીને પોતાને ત્યાંથી ખસેડીને તેના કોઈ સગાં કે ઓળખીતાંના પરિવારમાં લઈ જવાનો ઠરાવ મૂકશે. પરંતુ તેની એ બીક ખોટી પડી.

"જરા જુઓની ક્ષિતીશ બાબૂ કેટલા વાગ્યા છે?"

ક્ષિતીશે બે ત્રણ વાર શ્વાસ ખેંચી સળગતી સિગારેટના પ્રકાશમાં રિસ્ટવૉચ જોઈ કહ્યું:–"પોણા આઠ."

"તો હવે ઊઠવું જોઈએ. એ જ વિચાર નક્કી રાખજો."

આટલું બોલીને હરેન્દ્ર ઊઠી ઊભો થયો. ક્ષિતીશ પણ ઊઠયો અને બન્ને જણા સડક પર જ્યાં મોટર ઊભી હતી તે તરફ ચાલવા લાગ્યા.

પાસે આવતાં જ શોફરે ઉતરીને દરવાજો ઊઘાડયો. ક્ષિતીશે કહ્યું:–"ચાલો હરેન્દ્ર બાબૂ!"

"નહિ, માફ કરો. હવે હું મારા મુકામ પર જઈશ. મોડું થઈ ગયું છે."

"કમલિનીને મળશો પણ નહિ? આપણે જે કંઈ નક્કી કર્યું છે, તે તો એમને કહેતાં જાવ!"

"આપ જ કહી દેજો ને? આજે એક મિત્રના લગ્ન છે. મારે ત્યાં જવું છે. ઘેર જઈને, કપડાં બદલવામાં જ મોડું થઈ જશે. ઠીક, ચાલો, વન્દે."

કહીને હરેન્દ્ર ટ્રામગાડીના સ્ટેશન તરફ આગળ વધ્યો. ક્ષિતીશે કહ્યું:–"મારી ગાડીમાં જ ચાલોને? આપને ઘેરે પહોંચાડીને પછી હું ચાલી જઈશ!"

"આપને ફેરો ન પડશે?"

"ઊંહ, એમાં શું? આવો."

આમ બોલીને હરેન્દ્રનો હાથ પકડીને ક્ષિતીશે એને ગાડીમાં બેસાડી દીધો. અને પછી પોતે બેઠો.

ગાડીમાં બેસીને ક્ષિતીશે હરેન્દ્રને કહ્યું:–"જુઓ, પત્ર રજીસ્ટર્ડથી

મોકલજો. કારણ, એ નાનું ગામ છે. ત્યાં ટપાલી પોતાની મહેનત બચાવવાને માટે એકનો પત્ર બીજાને આપી કહે છે કે આપી દેજો. બની શકે ત્યાં સુધી આ વાત ગુપ્ત રાખવી જરૂરની છે."

"આપે ઠીક કહ્યું. રજીસ્ટર્ડ કરાવીને જ મોકલીશ."

"અને કવરની ઉપર ફ્રોમ – પ્રોમ કંઈ જ ન લખશો. સંભવ છે કે રસ્તામાંથી ટપાલીના હાથમાંથી પત્ર લઈને કોઈ જોઈ પણ લે. જેમની પુત્રી ખોવાઈ ગઈ છે એ મૈત્ર મહાશયના નામથી અમારા જમીનદારના પુત્રે કલકત્તાથી એક રજીસ્ટર કાગળ મોકલ્યો છે, એવી વાત જો ગામ લોકોને માલમ પડી ગઈ તો પછી પ્રપંચી અને પરનિંદા પ્રેમી લોકો તરેહ તરેહની કલ્પના દોડાવી જેટલાં બદનામ કરાય એટલા કરવામાં કંઈ બાકી રાખશે નહિ. ગામના માણસોનો સ્વભાવ તેમજ તેમની સમજને તો આપ સારી રીતે જાણતાં જ હશો?"

આ સમયે મોટર બાઉ બજારમા હરેન્દ્રના ઘરની સામે જઈ ઊભી રહી. હરેન્દ્રે ગાડીમાંથી ઊતરીને કહ્યું; – "ઠીક, આપે કહ્યું છે તે મુજબ જ કરીશ. જાઉં છું – ગુડ નાઈટ."

"ગુડ નાઈટ." ( શોફરને ) "ચાલો."

મોટર ગર્જના કરતી ઉપડી ગઈ.

# ૧૦

મોટર ગલી છોડીને બાઉ બજારની સડક પર આવી. ક્ષિતીશ વિચારી રહ્યો હતો — એક ભૂલ થઈ ગઈ! મારાથી હરેન્દ્રને ન કહેવાયું કે કાલે — પરમ દિવસે કે પછી વચ્ચે વચ્ચે ઘેર આવીને કમલિનીની ખબર લઈ જયા કરે. ખેર, કંઈ હરકત નહિ. એ પોતે જ આવશે. વખત મળતાં જરૂર આવશે, એમાં શક નથી.

મોટા રસ્તા પર પહોચતાં જ ક્ષિતીશ મનમાંને મનમાં જ ગણવા લાગ્યો — કમલિની હજુ કેટલાં દિવસ મારે ત્યાં રહી શકશે? કાલે હરેન્દ્ર કમલિનીના પિતાને પત્ર લખશે — એક દિવસ થયો. પરમ દિવસે એ પત્ર એમને મળશે. પણ પરમ દિવસે કેવી રીતે મળે? ગામની પોસ્ટ રહી. બે — એક દિવસનું મોડું પણ થઇ જાય. પણ એ સ્થળ કલકત્તાથી બહુ દૂર પણ નથી. ઠીક. માની લો, પરમ દિવસે પત્ર એમને મળ્યો — બે દિવસ થયાં. બીજે દિવસે એઓ ઘરથી રવાના થશે, અને તે જ દિવસે કદાચ કલકત્તા પણ આવી જશે — ત્રણ દિવસ થયાં. એને બીજે દિવસે તેઓ કમલિનીને લઈને પોતાને

ગામ ચાલી જશે. બસ, વધુ ચાર દિવસ જ હું કમલિનીને જોઈ શકીશ. એ પછી? કોઈ દિવસ પણ એને જોવાની સંભાવના નથી. અને આ વિચાર આવતાં જ ક્ષિતીશના હૃદયને ચીરતો એક લાંબો શ્વાસ નીકળી ગયો.

પટલડાંગામાં, પોતાના મુકામ પર આવી પહોંચતાં દાદર પરથી ક્ષિતીશે જોયું તો, એના બેસવાના ઓરડામાં કમલિની ટેબલ પર ઝુકીને હાથમાં એક પુસ્તક લઈ વાંચવામાં લીન બનેલી છે. એ ઉપર જઈને ઓરડાના દરવાજા આગળ ઊભો રહ્યો. કિન્તુ કમલિની વાંચવામાં એટલી તો તલ્લીન બનેલી હતી કે પગલાંનો અવાજ પણ તેનાથી સાંભળી શકાયો નહિ. સામે વિજળીનો ટેબલ લેમ્પ બળી રહ્યો હતો અને કમલિનીના મુખમંડળ પર બત્તીના લીલા રંગના શેડમાંથી નીકળતો ઝાંખો લીલો પ્રકાશ પડી રહ્યો હતો. આ કોમળ પ્રકાશમાં કમલિનીનું મુખ બહુ જ શાન્ત, શીતલ અને સ્નિગ્ધ દેખાતું હતું. ક્ષિતીશ મુગ્ધ બનીને કમલિનીના મુખની શોભા જોવા લાગ્યો. લગભગ અર્ધી મિનિટ સુધી દર્શન કર્યા બાદ એક હળવો શ્વાસ લઈને તેણે પોતાના મનમાં જ ઉચ્ચાર્યું: — "બસ, વધુ ચાર દિવસ જ આ સૌન્દર્યને હું જોઈ શકીશ!"

ક્ષિતીશે એક ખોંખારો કર્યો અને ઓરડામાં પગ મૂકયો. અવાજથી કમલિની ચમકી પડી. પુસ્તક બંધ કરીને ક્ષિતીશની તરફ જોતાં કમલિનીએ પૂછયું: — "આવી ગયા? હરેન્દ્ર દાદા કયાં છે?"

આ પ્રશ્ન સાંભળીને, હરેન્દ્ર દાદાને માટે આટલો આગ્રહ જોઈને, ક્ષિતીશનું મન કંઈક વ્યથિત બની ગયું; કિન્તુ એ સમયે એણે પોતાની જાતને સંભાળી લીધી અને કહ્યું: — "એઓ તો આવ્યા નથી. કહેતાં હતાં કે, એક લગ્નમાં જવું છે."

અને ટેબલની તરફ એક બીજી ખુરસી પડી હતી તે ખેંચીને એ બેસી ગયો.

કમલિની મસ્તક ઝુકાવીને કંઈક વિચારવા લાગી. અંતમાં એણે પૂછ્યું:–"આપ લોકોએ શું નક્કી કર્યું? કંઈક નિર્ણય તો કર્યો હશેને?"

"હા."

જે કંઈ નક્કી કરવામાં આવ્યું હતું તે ટૂંકમાં ક્ષિતીશે કમલિનીને કહી સંભળાવ્યું.

એ સાંભળીને કમલિનીએ કહ્યું:–"હાં, એ જ ઠીક છે. પિતાજી આવી જશે; અને તેમના આવી ગયા પછી કોઈ વાતની ચિન્તા પણ રહેશે નહિ."

"એઓ નારાજ તો થશે નહિ ને?"

"નારાજ થશે? શા માટે નારાજ બને? આપને તો તેઓ હૃદયથી લાખો આશિર્વાદ આપશે. આપ જો ન મળ્યાં હોત તો, શું એમની પુત્રી આજે જીવતી હોત ખરી? હું તો મરી જ જતે. આપે મારી રક્ષા કરી છે, મારો જાન બચાવ્યો છે. આપ પર એઓ શા માટે ક્રોધે ભરાય? ના કદી પણ નહિ."

થોડાક સમય પહેલાં ક્ષિતીશને મનમાં જે કંઈ દુઃખ થયું હતું તે બધું આ સાંભળીને એકદમ દૂર થઈ ગયું. કમલિનીની સાથે એના મા–બાપની, એના ભાઈની પણ ખૂબ વાતો થઈ. ગામના લોકોની વાતો નીકળતાં કમલિનીએ કહ્યું:–"પત્ર પિતાજીના હાથમાં કુશળ–ક્ષેમ મળવો જોઈએ; તે પછી કોઈ હરકત નથી."

"એ વાત અમે લોકોએ પ્રથમથી જ વિચારી રાખી છે અને એટલે જ પત્રને રજીસ્ટર્ડથી મોકલવાનું મેં હરેન્દ્રને કહી દીધું છે."

"રજીસ્ટર્ડ પત્ર? પણ કાલે તો રવિવાર છે. રવિવારે રજીસ્ટર ક્યાં કરી શકાય છે? અમારા ગામની પોસ્ટ ઑફીસ તો લેતી નથી!"

"હાં, બરાબર કહ્યું. કાલે રવિવાર છે તેનો તો અમને વિચાર જ ન રહ્યો. ના, કાલે રજીસ્ટર્ડ પત્ર ન મોકલી શકાય. ઠીક વાત છે, એક દિવસ વધુ મળ્યો."

પણ પોતાના અન્તરની આ વાત બહાર નીકળી જતાં જ ક્ષિતીશને ખૂબ પસ્તાવો થયો. એ વિચારવા લાગ્યોઃ-"આ મેં શું કર્યું?" એ બહુ જ લજ્જિત અને સંકુચિત બની ગયો.

કમલિની એકીટશે ક્ષિતીશના મુખની તરફ આશ્ચર્યથી જોવા લાગી. એણે પૂછ્યુંઃ-"એક વધુ દિવસ કેવી રીતે મળ્યો?"

ક્ષિતીશના મસ્તિષ્કમાં મોટી ગરબડ મચી ગઈ. એણે મસ્તક ખંજવાળીને કહ્યુંઃ-"એક દિવસ? હાં, એ જ, સલાહ-મસલત કરવાને માટે એક વધુ દિવસનો સમય —"

"ઓહ" કહીને કમલિની કંઈક સંદેહની દ્રષ્ટિથી ક્ષિતીશના મુખ તરફ જોતી રહી. ક્ષિતીશ એકાએક બોલી ઊઠ્યોઃ-"અરે! નવ વાગી ગયા! બીમાર છો. આપે હજુ સુધી ભોજન પણ નથી કર્યું? ભોજન તૈયાર થવામાં કેટલી વાર છે. જરા, જોઈ આવું?"

અને એ એકદમ દાદર ઊતરી ગયો.

કમલિની ટેબલ પર બન્ને કોણી ટેકવી, ગાલ પર હાથ રાખી વિચારમાં પડી ગઈ.

થોડાક સમયમાં જ દાસી આવી, એણે કમલિનીને માટે પાટલો માંડ્યો. મહારાજે થાળી પીરસી ગયો. ક્ષિતીશે આવીને કમલિનીને કહ્યુંઃ-"જાઓ, જમી લો, અને પછી સૂઈ જાવ."

પાસેનાં જ બીજા ઓરડામાં કમલિનીના સૂવા માટેની વ્યવસ્થા હતી. દાસી પણ ત્યાં જ સૂતી હતી. કેટલાક દિવસો થયાં કમલિની રાત્રિનાં જ જમ્યાં પછી સૂવાના ઓરડામાં ચાલી જતી

હતી. ને પછી એ આવતી નહિ અને ક્ષિતીશની સાથે તેની મુલાકાત પણ થતી નહિ.

"જાઓ, થાળી પીરસાઈ ગઈ છે."

"જાઉં છું." કહીને કમલિનીએ શિર ઝુકાવી લીધું. કિન્તુ એ ગઈ નહિ. દાસીએ આવીને પણ કહ્યું:–"માજી, ચાલો."

"આવું છું, તું જા."

દાસી ચાલી ગઈ. કમલિનીએ ક્ષિતીશને કહ્યું:–"આપ કયારે જમશો ? આપ જ પહેલાં જમી લો ને ?"

"મારો જમવાનો વખત થયો નથી. જરા વાર છે. હજુ તો નવ જ વાગ્યા છે. આપની તબીયત બરાબર સારી થઈ નથી. હજુ આપને અશક્તિ છે. આપ ઢીલ ન કરો. જલદીથી જમીને આપને સૂઈ રહેવું જોઈએ. જાઓ, જમવાનું ઠંડું પડી જાય છે."

"જાઉં છું."

મુખથી જવાનું કહ્યું પણ કમલિની ત્યાંથી ઊઠી નહિ. મસ્તક નીચું કરી એ કંઈક વિચારી રહી હોય એવું લાગ્યું. એ પછી એણે પોતાનું માથું ઊંચું કર્યું અને ખૂબ જ સંકોચ અનુભવ્યા પછી કહ્યું:–"આપ મને એક અધિકાર આપશો ?"

"કયો ?"

"આજથી હું આપને દાદા × કહીશ. આપને લાગશે કે આટલા દિવસો પછી આ વિચાર એકાએક કેવી રીતે થયો ? પણ એ માટે મારે એટલું જ કહેવાનું છે કે આપ જ્યારે મારા બાલ્યબંધુ હરેન્દ્ર દાદાના મિત્ર થયા, ત્યારે આપ પણ મારા દાદા થયા. કેમ મારું કહેવું બરાબર છે ને ?"

ક્ષિતીશના મુખ પર સહેજ ફિક્કાશ છવાઈ ગઈ. એણે લૂખું હસીને કહ્યું:–"કદાચ ઠીક હશે !"

× ભાઇ

"કદાચ કેમ ? આપને બહેન નથી. દરેક ને એક બહેન તો જરૂર જ હોવી જોઈએને ?"

"કદાચ હોવી પણ જોઈએ."

"આપ બધી વાતોમાં 'કદાચ' કેમ કહ્યા કરો છો ?–વારૂ, આજથી હું આપની બહેન થઈ. આપ રાજી તો છો ને ?"

ક્ષિતીશે ધીરેથી કહ્યું:–"હા."

"ત્યારે એક બીજી પણ વિનંતિ છે. જ્યારે હું આપની નાની બહેન થઈ, ત્યારે હવે મને 'આપ' કહીને સંબોધશો નહિ."

"જેવી તમારી મરજી. જાઓ, હવે જમી લો."

"જાઉં છું દાદા !" કહીને કમલિની ચાલી ગઈ.

વચ્ચેનો દરવાજો બંધ કરીને ક્ષિતીશ ખુરસી પર બેસી ગયો અને બેસતાં જ ગાઢ ચિન્તામાં ડૂબી ગયો.

## ૧૧

ત્રણ દિવસ પછી રાત્રિના દશ વાગે ક્ષિતીશે બાઉબજારમાં આવેલા હરેન્દ્રના મુકામ પર જઈને એને પૂછ્યું:–"મૈત્ર મહાશયની કંઈ ખબર આવી છે? એઓ આવ્યા?"

"ના."

"પત્ર તો બરાબર સરનામું કરીને જ મોકલ્યો છે ને?"

"જી હા. સરનામામાં કંઈ ભૂલ થઈ શકે ખરી? વાત એમ છે કે જે દિવસે આપણે એ મોકલવાનું નક્કી કર્યું હતું તે દિવસે રવિવાર હતો, એટલે એ દિવસે કાગળ જઈ શક્યો નહોતો. કાલે સોમવારે જ પત્ર રજીસ્ટર્ડથી મોકલી આપ્યો છે."

"આપના ગામમાં એ પત્ર ક્યારે પહોંચશે?"

"બીજે દિવસે મળી જશે."

"તો આજે એમને એ પત્ર મળી ગયો હશે. તે બાજુની ગાડી અહીં ક્યારે આવે છે? શું હજુ તેમના આવવાનો સમય થયો નથી?"

"લગભગ દશ વાગે અમારા ગામમાં ટપાલ વહેંચાય છે. પત્ર મળ્યા પછી જો તેઓ તરત જ રવાના થયા હોત તો અત્યાર સુધીમાં તો તેઓ જરૂર આવી ગયા હોત."

"કદાચ કાલે પણ આવે."

"એમ પણ બની શકે કે તેઓ ગામમાં ન હોય. યજમાન-વૃત્તિના કામ માટે તેમને વારંવાર બહારગામ જવાનું પણ થાય છે. કદાચ કોઈ ગામમાં તેઓ ગયા હોય. જો એમ હોય તો તેઓને આવતાં બે – ત્રણ દિવસનો વિલંબ પણ થાય. કમલિનીની તબિયત હવે કેમ છે?"

"સારી છે. આપ તે દિવસ પછી એને જોવા માટે આવ્યા જ નહિ."

"વખત નહિ મળ્યો ક્ષિતીશ બાબૂ! કાલે કે પછી પરમ દિવસે નમતાં પહોરે હું જરૂર આવીશ. આપ એ વખતે ઘરમાં જ રહેશો ને?"

"રહીશ, કેમ નહિ? જરૂર આવજો. ઠીક જાઉં છું. નમસ્કાર."

બે દિવસ બાદ હરેન્દ્ર ક્ષિતીશને ત્યાં આવ્યો; પરન્તુ કમલિનીના પિતાના કોઈ સમાચાર તે ન લાવ્યો. દિવસ પર દિવસ વિતવા લાગ્યા. એક અઠવાડિયું થઈ ગયું, તો પણ કંઈ સમાચાર ન મળ્યા. કમલિનીની ગેરહાજરીમાં હરેન્દ્ર અને ક્ષિતીશ બન્ને આ વિષયમાં વાતચીત કરતાં અને તરેહ તરેહની કલ્પના દોડાવતાં; પરન્તુ યોગ્ય માર્ગ પર આવતાં નહોતા. પત્ર રજીસ્ટર્ડથી મોકલવામાં આવ્યો હતો એટલે એ જરૂર જ પહોંચ્યો હશે એ પણ નક્કી પણે કહી શકાય એમ નહોતું. રજીસ્ટર્ડ પત્ર પહોંચવામાં પણ ગોટાળાનો સંભવ થઈ શકે છે. પ્રથમનો પત્ર ગેરવલ્લે ગયો હશે, એમ કલ્પના કરી હરેન્દ્રે ફરીથી એક બીજો પત્ર લખ્યો અને તેને રજીસ્ટર્ડ કરાવી મોકલી આપ્યો.

જોતજોતામાં એને પણ કેટલાક દિવસો પસાર થઈ ગયાં.

પહેલા પત્રને મોકલાવ્યાને ત્રણ અઠવાડિયાંથી પણ અધિક સમય પસાર થઈ ગયો હતો, તો પણ કંઈ ઉત્તર ન આવ્યો. તેમજ મૈત્ર મહાશયના પણ દર્શન થયાં નહિ.

હવે શું કરવું જોઈએ, એ વિષય પર રોજ ચર્ચા થવા લાગી. કિન્તુ કંઈ યોગ્ય થતું નહોતું. કમલિનીને અહીં રહેતાં એક મહિનાથી પણ વધુ સમય થઈ ગયો. હવે એણે રડવાનું – રીસાવાનું પણ શરૂ કર્યું. ક્ષિતીશ એને સાન્ત્વના આપતો હતો. હરેન્દ્ર પણ ક્યારેક ક્યારેક આવીને એને ધીરજ આપી જતો. કમલિની કહેતી – " માલમ પડે છે કે, પિતાજી જીવતાં નહિ હશે. જીવતાં હોત તો તેઓ જરૂર આવ્યા હોત યા તો તેમણે પત્રનો જવાબ પણ આપ્યો હોત. "

પહેલો પત્ર મોકલ્યાને એક મહિના જેટલો સમય પસાર થઈ ગયો. એક દિવસે ત્રણ વાગ્યાના સમયે હરેન્દ્ર દોડતો દોડતો ક્ષિતીશને ત્યાં આવ્યો. એણે ક્ષિતીશના હાથમાં એક લાંબુ સરકારી કવર આપતાં કહ્યું: – " એને જુઓ તો ! "

એક મહિનામાં આ બન્ને વચ્ચે એટલી તો ગાઢ મિત્રતા જામી ગઈ હતી કે હવે તેઓ વાતચીતમાં ' આપ 'નો ઉપયોગ બહુ જ થોડા પ્રમાણમાં કરતાં હતાં.

ક્ષિતીશે જોયું, એ પત્ર ' ડેડ લેટર ' ઑફીસથી આવ્યો છે. એની અંદર હરેન્દ્રનો પહેલો પત્ર મૂકવામાં આવ્યો હતો.

કવરની પાછળ એ ગામના ટપાલીએ પોતાના હાથથી લખ્યું હતું: – " પત્રના માલિક અહીં નથી, કલકત્તા ગયા છે એટલે પત્ર રાખી મૂકવામાં આવે છે. " નીચે એ દિવસની તારીખ લખવામાં આવી હતી. એક અઠવાડિયાં બાદ એની નીચે નોંધ કરવામાં આવી હતી: – " માલિક હજુ સુધી કલકત્તાથી આવ્યા નથી, ક્યારે આવશે તે કોઈ બતાવી શકતું નથી. પત્ર પાછો મોકલવામાં આવે છે. "

એ દિવસે હરેન્દ્ર સાંજ પછી ક્ષિતીશને ત્યાં જ રહી ગયો. કમલિનીએ હવે પોતાના સ્વામીની પાસે લખનઉ જવાનો આગ્રહ કર્યો. હરેન્દ્ર અને ક્ષિતીશને પણ લાગ્યું કે એ એક જ માર્ગ હવે બાકી રહ્યો છે.

ક્ષિતીશે કહ્યું:–"તો તમે એમને ત્યાં લઈ જાઓ અને એમના પતિને બધી વાત જણાવી દો."

"પરન્તુ મારા એકલા જવાથી આ કામ થઈ શકે એમ નથી. તમારે પણ આવવું પડશે. કમલિની તમને કેવી સ્થિતિમાં સડક પરથી મળી આવી હતી, કેવી રીતે એને તમારે ત્યાં આટલા દિવસો સુધી વિવશ બની રહેવું પડયું હતું વિગેરે વાતો સતીશ બાબૂએ તમારા મુખથી જ સાંભળવી જોઈએ. મામલો એવો ભારે છે કે જો સાક્ષી–પ્રમાણ ખૂબ મજબુતીની સાથે સારી રીતે રજુ કરવામાં નહિ આવે, તો આ કામમાં સફળતા મળવી અશક્ય છે."

હરેન્દ્રની વાત સાથે ક્ષિતીશ સંમત થયો, પણ તેણે કહ્યું:–"આ સમયે તો કોલેજમાંથી ગેરહાજર રહેવું મુશ્કેલ થઈ પડે એમ છે. પરીક્ષા પણ નજીક આવી છે. વળી મારી હાજરી પણ પૂરતી ભરાઈ નથી અને તેમાં જો વધારે દિવસની રજા ભોગવીશ તો પછી પરીક્ષામાં પ્રવેશવાની પણ હરકત આવશે. આવતા સપ્તાહમાં શુક્રવાર તથા શનિવારે ઈદની રજાઓ છે. રવિવાર સાથે ત્રણ દિવસની રજાઓ થઈ. એ સમયે આપણે જઈએ તો સારૂં. ગુરૂવારે સાંજની ગાડીમાં રવાના થઈશું તો શુક્રવારે લખનઉ પહોંચીશું રવિવારે ત્યાંથી નીકળી સોમવારે તો ફરીથી કલકત્તા આવી જઈશ એટલે કોલેજમાં ગેરહાજર પણ રહેવાશે નહિ અને આપણું કામ પણ પતી જશે."

આ મુજબ જ જવાનું રાખવામાં આવ્યું. સાથે એ પણ નક્કી કરવામાં આવ્યું કે સતીશ બાબૂને એને માટે આગળથી કોઈ ખબર આપવાની જરૂર નથી.

લખનઉ જવાના દિવસે ત્રીજા પ્રહરે જ્યારે દાસી કમલિનીના વાળ ગૂંથી રહી હતી તે સમયે કમલિનીની આંખમાંથી આંસુ પડવા લાગ્યા.

દાસીએ આશ્ચર્ય પામીને પૂછ્યું:–" વહુજી રડો છો શા માટે ?"

કમલિનીએ કહ્યું: –" હું જાઉં છું તો ખરી, પણ નસીબમાં શું લખ્યું છે તે જાણુતી નથી ! "

" નકામી શા માટે તબિયત બગાડી રહ્યા છો ? ભાગ્યમાં સારૂં જ લખ્યું છે. તમે સાક્ષાત સતી લક્ષ્મી છો; તમારૂં ભલું જ થશે. "

બોમ્બે-મેલમાં ફર્સ્ટ અને સેકન્ડ કલાસનો એક ડબ્બો એવો રહેતો કે જેને મુગલસરાય સ્ટેશને અલગ પાડી દઈ લખનઉ લાઈનથી જનારી ગાડી સાથે જોડી દેવામાં આવતો. એથી એમાંના મુસાફરોને મુગલસરાય ઊતરી ને ગાડી બદલવાની જરૂર પડતી નહિ. એમાં બેસવાનું નક્કી કરવામાં આવ્યું. સાંજના સમયે ક્ષિતીશ કમલિનીને લઈને બાઉબજારમાં હરેન્દ્રના મકાને જાય અને ત્યાંથી હરેન્દ્રને સાથે લઈને સ્ટેશને જાય એમ પણુ નક્કી કરવામાં આવ્યું.

ક્ષિતીશ અને કમલિની ઝટ પરવારી ગયા અને હરેન્દ્રના મકાને જવાની તૈયારી કરતાં હતાં ત્યાં જ અચાનક ક્ષિતીશને એના કલકત્તામાં રહેનારા એક અત્યન્ત ઘનિષ્ઠ મિત્રની જરૂરી ચિઠ્ઠી મળી. મિત્રે લખ્યું હતું, " બહુ જરૂરનું કામ છે. પાંચ મિનિટને માટે પણ આવી મને મળી જાવ. "

ક્ષિતીશ ધર્મસંકટમાં પડયો. ઘડિયાળમાં જોયું તો માલમ પડયું કે જોડાસાંમાં રહેતાં એના મિત્રને મળીને પછી હરેન્દ્રને તેડવામાં અને ત્યાંથી સ્ટેશને જવામાં ગાડીનો સમય નીકળી જશે અને ગાડી ચૂકી જવાશે. અન્તમાં ક્ષિતીશને એક ઉપાય સૂઝી આવ્યો. તેણે નોકરને કહ્યું: –" મોટા રસ્તા પર જઈ ને એક ટેકસી બોલાવી લાવ." પાંચ જ

મિનિટમાં નોકરે આવીને ખબર આપી કે, ગાડી દરવાજામાં આવીને ઊભી છે.

ક્ષિતીશ કમલિનીની સાથે નીચે ઊતર્યો. એની પોતાની મોટર પણ તૈયાર ઊભી હતી. કમલિનીને પોતાની ગાડીમાં બેસાડીને ક્ષિતીશે ડ્રાઈવરને કહ્યું: — " ગાડી બાઉબજારમાં, હરેન્દ્ર બાબૂને ત્યાં લઈ જા, અને ત્યાંથી હરેન્દ્રને બેસાડીને ઝટ હાવરા સ્ટેશને લઈ જજે. હું એક જરૂરી કામ કરીને આ ટેકસીમાં જ હાવરા સ્ટેશને આવું છું. હરેન્દ્રને કહી દેજે કે હું બરાબર સમયસર આવી પહોંચીશ."

ક્ષિતીશની મોટર કમલિનીને લઈને ઉપડી અને ટેકસી જોડાસાંની તરફ ગઈ. જોડાસાંનું કામ પૂરું કરીને ક્ષિતીશ જ્યારે ટેકસીમાં બેઠો ત્યારે બોમ્બે-મેલ આવવાને માત્ર પંદર મિનિટ જ બાકી હતી. ક્ષિતીશે હુકમ કર્યો: — " જોરથી ચલાવો." ટેકસી પૂર વેગથી છોડી મૂકવામાં આવી.

હાવરા પુલની પાસે આવતાં જ એક ભાડાની ગાડી સાથે ટેકસી અથડાઈ ગઈ. ઘોડાગાડીના બન્ને ઘોડા ધક્કાને લઈને બેસી પડ્યા. ગાડીમાં બેઠેલાં બે આધેડ વયના ગ્રહસ્થો આ અકસ્માતથી ગભરાઈ ગયા અને એકદમ નીચે ઊતરી પડ્યા. ટેકસીનો ડ્રાઈવર અને ગાડીનો કોચમેન સામસામી થઈ ગયા અને આ અકસ્માત માટે એકબીજાને ગાળ દેવા લાગ્યા. આ તમાશો જોવા લોકોની ભીડ પણ જામી ગઈ. પોલીસે આવી આ તકરાર અટકાવી અને ટેકસીની સાથે ઘોડાગાડીનો નંબર પણ નોંધી લીધો. ઘોડાગાડીમાં બેઠેલાં બે માણસોમાંથી જેણે બદામી રંગની શાલ ઓઢી હતી તેને પોલીસે તેનું નામ તેમજ સરનામું પૂછ્યું. એ વ્યક્તિએ કહ્યું: — " મારું નામ યોગેન્દ્રનાથ મિત્ર છે અને હું બર્દવાન જિલ્લામાં આવેલા કાલીગ્રામમાં રહું છું."

" કાલીગ્રામ, બર્દવાન જિલ્લો " સાંભળીને ક્ષિતીશ સમજી ગયો કે એ કમલિનીના ગામનો જ માણસ છે. પણ હરેન્દ્રના જ પિતાનું

નામ યોગેન્દ્રનાથ છે એ તેને માલમ નહોતું. યોગેન્દ્ર બાબૂની સાથે જ કમલિનીના પિતા હરનાથ મૈત્ર છે તે પણ એ જાણી શક્યો નહિ. આ બન્ને જણા હજુ હાલ જ ગાડીમાંથી ઊતર્યા હતા અને હરેન્દ્રના ઘર તરફ થઈ રહ્યા હતા.

આ અરસામાં કેટલાક લોકોએ ઘોડાને ગાડી ઊભો કર્યો. ટેકસી સ્ટેશને અને ગાડી બાકિબજાર તરફ દોડવા લાગી.

ટ્રેન ઉપડવામાં માત્ર ત્રણ મિનિટની જ વાર હતી. આ સમયે ક્ષિતીશ હાંફતો હાંફતો પ્લેટફોર્મ પર દાખલ થયો. હરેન્દ્ર ગાડીની બારીમાંથી ડોકું કાઢી એની પ્રતીક્ષામાં રસ્તાની તરફ જોઈ રહ્યો હતો. ક્ષિતીશના આવી પહોંચતાં જ તેણે કહ્યું:–"તું આવી ગયો. હું તો સમજતો હતો કે તું હવે આવી શકશે નહિ."

"અરે! મહા સંકટમાં આવી પડયો હતો. રસ્તામાં એક ભાડુતી ગાડી સાથે ટેકસી અથડાઈ પડી હતી!"

હરેન્દ્રે ઉત્સુક બની પૂછ્યું:–"એમ! વાગ્યું તો નથી ને?"

"ના." કહીને ક્ષિતીશ ગાડીમાં બેસી ગયો. બેઠા પછી એણે ટૂંકમાં જ એ અકસ્માતની વાત વર્ણવી બતાવી. એ બોલ્યો:–"અને મજા તો એ થઇ કે એ ગાડીમાં જે માણસો બેઠા હતાં, તે તમારા ગામનાં જ નીકળ્યાં. પોલીસના જવાબમાં એક માણસે પોતાનું ઘર કાલીગ્રામ, બર્દવાન જીલ્લો બતાવ્યું હતું."

કમલિની બોલી ઊઠી:–"કાલીગ્રામના રહેનારા? કોણ હતાં તેઓ, ક્ષિતીશ દાદા?"

"નામ પણ તેમાંના એકે બતાવ્યું હતું. ઠીક નામ હતું. અત્યારે એ યાદ પણ નથી આવતું......હાં, કદાચ યતીન્દ્રનાથ હશે.–હાં, હાં, યતીન્દ્રનાથ મિત્ર જ કહ્યું હતું."

કમલિનીએ વિચારીને કહ્યું:–"યતીન્દ્રનાથ મિત્ર તો અમારા ગામમાં કોઈ જ નથી."

હરેન્દ્ર પણ આ નામનો કોઈ માણસ પોતાના ગામનો હોય એવું બતાવી શક્યો નહિ. એટલામાં ગાર્ડની લીલી બત્તી દેખાઈ. સીટી પણ વાગી અને બૉમ્બે–મેલ ચાલવા લાગ્યો.

આ બાજુ યોગેન્દ્ર મિત્ર કમલિનીના પિતાને સાથે લઈને બાઉ બજારમાં હરેન્દ્રના ઘર આગળ આવ્યા. ગાડીવાળાને ભાડું આપી તેને વિદાય કર્યો અને તે પછી અંદર જઈને યોગેન્દ્ર મિત્રે ત્યાં રહેનારાઓને પૂછ્યું:–" હરેન્દ્ર બાબૂ ક્યાં રહે છે?"

એક માણસે હાથનો ઈશારો કરીને કહ્યું:–"ત્રીજે માળે આવેલા પૂર્વ–દક્ષિણના ખુણામાં જે ઓરડો છે તેમાં એઓ રહે છે."

બન્નેએ ત્રીજા માળ પર ચઢીને પૂર્વ–દક્ષિણના ખુણાની ઓરડી આગળ જઈને જોયું તો, એમનાં જ ગામનો હરેન્દ્રનો ખાસ નોકર અહીર ખુદીરામ ઘોષ હાથમાં નાળિયેળનો હુક્કો લઈને એકાગ્ર મનથી ચલમ ફૂંકી રહ્યો હતો.

ખુદીરામ પોતાના જમીનદાર બાબૂને આ રીતે એકાએક સશરીર આવેલા જોઈને ગભરાઈ ગયો અને એકદમ ઊઠી ઊભો થઈ ગયો. હુક્કાને એક બાજુએ ભીંત સાથે ટેકવીને તેણે સાષ્ટાંગ પ્રણામ કર્યા.

યોગેન્દ્ર બાબૂએ કહ્યું:–"કેમ ખુદીરામ, બધા કુશળ તો છે ને?"

"જી હા, હજૂર. આપના આશીર્વાદથી બધા કુશળ છે."

"હરેન્દ્ર ક્યાં છે?"

"જી, એઓ પશ્ચિમ તરફ ફરવા ગયા છે."

"ક્યારે?"

"જી, આજે જ ગયાં છે, હજુ અર્ધો કલાક જ થયો હશે. બોમ્બે – મેલમાં ગયા છે."

"ક્યારે પાછા આવશે?"

"જી, સોમવારે પાછા આવવાનું કહી ગયા છે."

"એકલાં જ ગયાં છે કે? એમની સાથે કોઈ ગયું છે?"

"જી, સાથે તો કોઈ નહોતું, માત્ર......

આટલું કહીને ખુદીરામ અટકી ગયો, અને આમ – તેમ કરવા લાગ્યો. હાલમાં જ એના ગામનો એક ગવલી કલકત્તા આવ્યો હતો. તેના મુખથી ખુદીરામે કમલિની અને હરેન્દ્રના વિષયની કંઈક અફવાઓ સાંભળી હતી.

યોગેન્દ્ર મિત્ર એને અટકી ગયેલો જોઈ બૂમ પાડી ઊઠયાઃ – "માત્ર શું? જે હોય તે બધું બતાવી દે, નહિ તો જોડાથી મારી મારીને તારું શિર ફોડી નાંખીશ!"

ખુદીરામ હાથ જોડીને કંપતો કંપતો બોલ્યોઃ – "હજૂર એમના જતાં પહેલાં દરવાજા પર આવીને એક મોટર ગાડી ઊભી રહી. ગાડીનો અવાજ સાંભળી ભાઈએ કહ્યું: – 'ચાલો.' હું એમની બેગ, લાકડી વગેરે લઈને તેમની પાછળ પાછળ ગયો. બાબૂએ ગાડીની પાસે જઈને કહ્યું: – "કમલિની, તું એકલી જ આવી છે?"

મેં પણ ગાડીની અંદર જોયું તો હરનાથ દાદાની પુત્રી કમલિની રાણી એમાં બેઠેલી જણાઈ. કમલિની અહીં કેવી રીતે આવી, તે હું સમજી શક્યો નહિ. ભાઈને પણ આ વિષયમાં કંઈ પૂછવાનો સમય મળ્યો નહિ. ભાઈ જેવા બેઠાં કે તરત જ ગાડી ચાલી ગઈ."

હરનાથ મૈત્ર "હાય જગદીશ્વર!" કહીને ધમ દેતાં એક બીજી ખુરસી પર નિર્જીવ બનીને બેસી ગયાં. યોગેન્દ્ર બાબૂએ ફરી પૂછ્યું: "ઠીક, તેં કમલિનીને બીજા કોઈ પ્રસંગે કલકત્તામાં જોઈ હતી ખરી?"

ખુદીરામે હાથ જોડીને કહ્યું: —" જી, નહિ હજૂર. બીજા કોઈ દિવસે પણ મેં તેને જોઈ નહોતી. આ પહેલી જ વાર જોઈ હતી. હું આ વાત હજૂરના પગ પકડીને – કસમ ખાઈ ને કહી શકું છું. "

ખુદીરામે યોગેન્દ્ર બાબૂના પગ પર પોતાના હાથ મૂકી દીધા. યોગેન્દ્ર બાબૂએ પૂછ્યું: – " કઈ ગાડીમાં ગયા છે? બોમ્બે – મેલમાં નહિ? "

"જી, હા હજૂર."

એક લાંબી " હૂં " કહીને યોગેન્દ્ર મિત્ર પણ એક ખુરસી પર બેસી ગયા. ત્વરાથી ટાઈમ ટેબલ કાઢીને ચશ્મા લગાવી તેમણે ખુદીરામને દીવો પાસે લાવવા કહ્યું. ખુદીરામ દીવો લાવી ઊભો રહ્યો. યોગેન્દ્ર બાબૂએ ટાઈમ ટેબલ જોઈ ને કહ્યું: –"બોમ્બે – મેલ હાવરા સ્ટેશનથી ૯ ને ૩૫ મિનિટે ઉપડે છે. અત્યારે ૯ ને ૪૫ થઇ છે. ગાડીને ઉપડી ગયાંને દશ મિનિટ થઈ ગઈ છે!"

# ૧૨

આગગાડી—મેલ ભક્-ભક્ કરતો ત્વરિત્ ગતિએ પોતાનો રસ્તો કાપી રહ્યો હતો. ધીરે ધીરે રાત પણ ગાઢી બનતી જતી હતી. બહાર ઘોર અંધારું વ્યાપેલું હતું. એ અંધારામાં ક્યારેક ક્યારેક તણખા ઝબકી જતાં અને ક્ષણભરને માટે પ્રકાશ ઝળકાવતાં હતાં. એ અંધકારમાં ગાડીની અંદરનો પ્રકાશ વાતાવરણને કંઈક સજીવ અને આનંદી બનાવતો હતો.

ગાડી જે વેગથી પોતાનો માર્ગ કાપી રહી હતી તે જ વેગથી અંદર બેઠેલાં હરેન્દ્ર, ક્ષિતીશ અને કમલિનીના ભાગ્યની ગતિ પણ દોડી રહી હતી. એ બિચારાઓને જાણ નહોતી કે તેમના ભાગ્યની ગતિ કેવી છે? તેમનું ભાગ્ય તેમને ક્યાં લઈ જાય છે તેની પણ તેમને ખબર નહોતી.

કમલિની પોતાના સ્વામીની પાસે જઈ રહી હતી. એ એનો એ જ સ્વામી હતો કે જે એને એક દિવસ પણ જોયાં વિના રહી શકતો નહિ. એની પાસે એ આટલા દિવસની જુદાઈ પછી જઈ રહી છે એથી કમલિનીના મનમાં આનંદ વધારે હતો કે ભય એ

એ સ્પષ્ટ રૂપથી નક્કી કરી શકી નહોતી. કમલિની વિચારી રહી હતી, આટલા દિવસ સુધી એ ઘરની બહાર રહી હતી એ વાતની ખબર જો સતીશને માલમ પડી ગઈ, તો શું એ તેની વાતો પર વિશ્વાસ કરી, એને ગ્રહણ કરી લેશે ખરા ? કમલિનીને અત્યાર સુધી કંઈ સંતાન ન થવાને લીધે એની સાસુ તો પોતાના પુત્રને માટે બીજી વહુ લાવવા થનગની રહી હતી. માત્ર પુત્રના જ વાંધાને લઈને તેની એ મતલબ બર આવી નહોતી. આ સમયે કમલિનીની સાસુ અપવાદ – લોક – નિન્દાનો ભય આગળ ધરીને, પુત્રના ક્રોધની સોનેરી તક જોઈને, પોતાનો પ્રથમનો ઈરાદો પૂરી કરી ચૂકી હોય તો ? તો એ ત્યાં જઈને જોશે, કે તેની પોતાની જગ્યાએ એક બીજી સ્ત્રી આવીને બેસી ગઈ છે. માત્ર ઘરમાં જ નહિ, સ્વામીના હૃદય પર પણ એનો સંપૂર્ણ અધિકાર થઈ ગયો છે. હવે એને માટે ઘરમાં કે સ્વામીના હૃદયમાં પણ કોઈ જગ્યા રહી નથી.

બનવાજોગ છે કે સતીશે આટલા દિવસ સુધી એની ભારે શોધ ચલાવી હશે. પરન્તુ એણે તો પોતાની કંઈ પણ ખબર એને આપી નહોતી. એટલે જ કદાચ એને સાસરેથી અને પતિના હૃદયમાંથી કાઢી નાંખવામાં આવી હોય. એને બહિષ્કૃત કરી દેવામાં આવી હોય. જો એમ હોય તો એને માટે જવાબદાર કોણ ? એનો પતિ, એની સાસુ કે એ પોતે ? કમલિની કંઈ પણ નિર્ણય કરી શકી નહિ. ઠીક, પણ જો એના સ્વામીએ સાચે જ બીજાં લગ્ન કરી લીધા હોય તો એની શું ગતિ થશે ? અથવા આ સમયે જો પતિ એની બધી વાતો સાંભળીને એના પર વિશ્વાસ મૂકી એને સ્વીકારી લેવા તૈયાર થઈ જાય તો શું એ પોતાની શોક સાથે રહી શકશે ખરી ? જે ઘર અને જે હૃદય પર અત્યાર સુધી એનો એક માત્ર જ અધિકાર હતો, તે અધિકારને માટે હવે તેને એક તદ્દન અજાણી સ્ત્રીની સાથે રોજ લડાઈ – ટંટા કરવાં પડશે. કિન્તુ એના પતિ અને એની સાસુએ તેને ગ્રહણ ન કરી તો ? તો આ લડાઈ – ઝઘડા જ પૂરા થઈ ગયાં ! અને એમ બન્યું

તો એ કોને બારણે જઈ ઊભી રહેશે ? પિયરમાં જો એ જાય તો કદાચ ત્યાં તેને આશ્રો મળે પણ ખરો ? મા – બાપ એનો ત્યાગ ન પણ કરી શકે ? કિન્તુ એક મહિના બાદ, પતિના હૃદય અને ઘરથી બહિષ્કૃત થએલી એ કયું મોઢું લઈને માબાપની સામે ઊભી રહે ? શું હવે તેના પર તેઓ વિશ્વાસ કરી શકશે ? પહેલાંના જેવો પ્રેમ તે હવે પુનઃ પ્રાપ્ત કરી શકશે ? સ્વામીએ અવિશ્વાસ કરી જેને ધુત્કારી કાઢી છે – એક મહિનો એ ક્યાં રહી – શું કરતી હતી – કોને ત્યાં રહી – જે કોઈ પણ જાણતું નથી, એવી કલંકિની, લોક – નિંદા પામેલી, છોકરીને પોતાના ઘરમાં રાખવાથી પિતા સમાજમાં પોતાનું મસ્તક ઊંચું રાખી શકશે નહિ. કયાં મોઢે હવે તેઓ સમાજમાં રહેશે ? પિતાનું ઉન્નત શિર નીચું કરીને એ થોડો સરખો આશ્રય મેળવી શકશે. પણ એ આશ્રય મીઠો નહિ, દયા-પૂર્ણ નહિ, કિન્તુ ઘૃણાના હલાહલ વિષથી જ ભરેલો હશે. જરા જરા વારમાં તેને અપમાન, તિરસ્કાર અને કડવાં વેણ સાંભળવા પડશે !

એ આશ્રય પણ તેને ન મળ્યો તો ? ક્ષિતીશે એને અસહાય અને વિપત્તિમાં પડેલી હોવાથી આશ્રય આપ્યો હતો; એટલે એના ઘરમાં એ જિંદગીભર કયાં અધિકારથી રહે ? ક્ષિતીશ જ શા માટે જિંદગી ભર એનું ભરણ – પોષણ કરે. કિન્તુ આ સમયે કમલિનીને તે દિવસની વાત યાદ આવી ગઈ – "ચાલો, એક દિવસ વધુ મળ્યો !" એને પોતાની પાસે રાખવાનો જે આગ્રહ ક્ષિતીશની એ અસાવધાનીમાં મુખથી નીકળી પડયો હતો અને તે પછી એને સાવધાનીથી ઢાંકવાનો જે પ્રયત્ન તેણે કર્યો હતો, તેથી એનો આશ્રય પણ તેના હૃદયમાં ખટકવા લાગ્યો. ક્ષિતીશનો એના પ્રતિ જે ભાવ – પ્રેમ હતો તે માત્ર આ એક વાકય પરથી જ પકડાયો નહોતો પરન્તુ એના દરેક દૃષ્ટિપાતમાં એ એવા જ સ્પષ્ટ રૂપથી જાહેર થતો હતો. કમલિનીને જોતાં જ એના મનની પ્રસન્નતા આંખનાં ખુણે ખુણામાં અંજાઈ એની દૃષ્ટિને ઉજ્જવળ બનાવી દેતી હતી. પોતાની

જાતને એ લાખ વાર છૂપાવવા માંગતો હતો પરન્તુ એ છૂપાતી નહોતી. એ વારંવાર કંઈને કંઈ બહાના હેઠળ તેની પાસે આવતો હતો અને એને કોઈને કોઈ વાત કહેવાનો, ગમે તે પ્રસંગ ઉકેલી વાત કરવાનો પ્રયત્ન કરતો હતો. દૂર હોવા છતાં પણ તે એક પ્રકારની વ્યાકુળ, મુગ્ધ દૃષ્ટિથી એના મુખની તરફ જોયાં કરતો હતો.

પોતાના મનમાં આ ખ્યાલ આવતાં જ કમલિનીએ જોયું તો, બીજી તરફની બેઠકના ખુણામાં લાકડાની ભીંતનો ટેકો લઈને પગ ફેલાવીને ક્ષિતીશ બેઠો છે. કિન્તુ એની દૃષ્ટિ આરતીની દીપ–શિખાના સોનેરી કિરણોની જેમ એના (કમલિનીના) મુખ પર આવીને પડી રહી હતી. મનમાં ને મનમાંજ કંપાયમાન થઈ ને કમલિનીએ પોતાની નજર ત્યાંથી ઊઠાવી લીધી. આ સમયે કમલિનીની નજર હરેન્દ્રના મુખ પર પડી. હરેન્દ્ર વચમાંની બેઠક પર પડેલો હતો. એની નજર એ સેકન્ડ કલાસના ડબ્બામાં, લીલા ઢાંકણના બંધ – ઉજ્જવળ પ્રકાશની આસપાસ તેમજ બારી બહારના વાતાવરણમાં પતંગની જેમ ચંચળ બનીને ફરી રહી હતી.

કમલિનીએ વિચાર્યું – હરેન્દ્ર દાદા તો મોટાં માણસ છે. શું તેઓ મને આશ્રય ન આપી શકે? આ વિચાર એના મનમાં આવતાં જ દુઃખના હતાશ ભાવમાં પણ એને હસવું આવી ગયું. કિન્તુ એ હસવું બહુ કરૂણ હતું. એ એ વિચારીને હસી હતી, કે જેને પિયરમાં અને સાસરામાં જગ્યા નહોતી મળી તેને હરેન્દ્ર દાદા આશ્રય આપશે કે! હરેન્દ્ર દાદાના બાપ તો એના બાપના જ ગામના માણસ છે – પાડોશી છે. તો પછી તેઓ પોતાના પુત્રને શા માટે મારા જેવી, પતિના ઘરથી–પિતાના ઘરથી તજાયલી જુવાન સ્ત્રીને પોતાના આશ્રયમાં રહેવા દે? કમલિનીથી હવે આગળ વિચાર થઈ શકયો નહિ. એ ગાડીની બારી પાસે બેઠી હતી. તેણે માથું કાઢીને જોયું તો બહાર બહુ જ ભયાનક વિરાટ અંધકાર પથરાયલો હતો! શું તેનું ભવિષ્ય

આવું જ અંધકાર પૂર્ણ નથી! એનું શરીર અને મન એટલું તો થાકી ગયું હતું, શિથિલ થઈ ગયું હતું કે હવે વધુ વિચારવાનું પણ તેને માટે અસંભવ થઈ ગયું.

આગળ જણાવ્યું તેમ ક્ષિતીશ બીજી બાજુએ બેસીને પગ લંબાવીને કમલિનીની તરફ એકીટશે જોઈ રહ્યો હતો. ગાડી વંટોળની જેમ ઝડપથી જઈ રહી હતી. જેમ જેમ સમય પસાર થતો હતો, જેમ જેમ ગાડી આગળ વધી રહી હતી તેમ તેમ ક્ષિતીશને અનુભવ થઈ રહ્યો હતો કે કમલિની પોતાના પતિની નિકટ સરતી જાય છે અને તેનાથી દૂર ને દૂર ખસતી જાય છે. એટલે જ એ આ રહ્યા સહ્યા સમયમાં કમલિનીની રૂપ – સુધાને પોતાના હૃદયના ભંડારમાં ભરી લેવા ચાહતો હતો. એના મને અસીમ આગ્રહની સાથે એની આંખોના દ્વાર ખોલી રાખ્યા હતા – એક પલક પણ ફરકવા પામતી નહોતી.

કમલિનીના લગ્ન થઈ ગયાં હતાં અને ક્ષિતીશે તેને બહેન પણ માની લીધી હતી – એટલે ક્ષિતીશના મનમાં કમલિનીના સંબંધમાં પાપ – વાસનાને માટે કોઈ જગ્યા નહોતી. તો પણ ક્ષિતીશના મનમાં એવો વિચાર ઘર કરી રહ્યો હતો, કે જો એ કમલિનીને કોઈ પણ રીતે સદા પોતાની પાસે, પોતાની આંખો આગળ, બહેનના સંબંધથી ય રાખી શકે તો એનું જીવન ધન્ય બની જાય,

એ મા – બાપનો એકનો એક પુત્ર હતો. જો કમલિની એની બહેન બનીને એના ઘરમાં સદા રહે તો પણ એ સુખી થઈ શકે એમ હતું. કહેવાનું તાત્પર્ય એ કે ગમે તે રીતે, ગમે તે રૂપથી, કમલિનીને એ પોતાની નિકટ, પોતાની આંખ આગળ જ રાખવા ચાહતો હતો.

ફરીથી એ વિચારવા લાગ્યો. કદાચ કમલિનીને હું આ જન્મમાં જોઈ પણ ન શકું. પતિનો પ્રેમ અને આદર મળવાથી કમલિનીના મનમાં એ દિવસોની યાદ, એક દુઃસ્વપ્નની જેમ, ઝાંખા આતંગથી

લપેટાયલી અસ્પષ્ટ રૂપથી અંકિત રહેશે. કમલિનીને જ્યારે એ દુઃખી દિવસોની સ્મૃતિ થશે, ત્યારે એને મારું પણ સ્મરણ થશે. એ સમયે મારા પ્રત્યેની કૃતજ્ઞતાનો કંઈક ભાવ એના હૃદયના ખુણામાં જાગ્રત થશે તોપણ સ્વામીના પ્રેમમાં એ તે જ ક્ષણે દબાઈ જશે. કમલિનીને વિપત્તિમાંથી ઉગારીને જીવન ભરને માટે એને આ હૃદય-જ્વાળા પ્રાપ્ત થઈ – આ પુરસ્કાર મળ્યો!

એકાએક કમલિનીએ ક્ષિતીશની તરફ જોયું અને તેવી જ પાછી નજર ફેરવી એ કંઈક હસી પડી. આ જોઇને ક્ષિતીશને ભાન આવ્યું અને એણે પણ કમલિનીની દૃષ્ટિનું અનુસરણ કરતાં હરેન્દ્રની તરફ એક વાર જોઈને ગાડીની બારીની બહાર ઘાડાં અંધકારમાં પોતાની દૃષ્ટિ ડૂબાવી દીધી. એ સમયે એના હૃદયમાંથી જે એક લાંબો નિઃશ્વાસ નીકળ્યો તે ગાડીના અવાજમાં કોઈથી પણ સાંભળી શકાયો નહિ.

આ બાજુ હરેન્દ્ર ગાડીની વચ્ચેની બેઠકમાં પડ્યો રહીને ઉપર બળી રહેલી રોશનીની તરફ દૃષ્ટિ રાખીને કંઈક વિચારી રહ્યો હતો. એ વિચારતો હતો કે, કાલીગ્રામના એ યતીન્દ્ર મિત્ર કોણ છે? ક્ષિતીશ એમાં કંઈ ભૂલતો હોય એમ જણાય છે. કાલીગ્રામમાં મિત્ર-વંશનું તો એક જ ઘર છે. અને તે એનું પોતાનું જ. ક્ષિતીશ જેને યતીન્દ્ર મિત્ર કહી રહ્યો છે, એ કદાચ એના પિતા યોગેન્દ્રનાથ મિત્ર તો ન હોય? એમની સાથે જે વ્યક્તિ હતી, તે કમલિનીના પિતા પણ હોઈ શકે. બન્ને જણા કલકત્તામાં કમલિનીની તપાસ કરવા આવ્યા હશે.

જો એના પિતા આવ્યા હોય તો એના મુકામ પર એની શોધ કરવા જરૂર જશે. અને આવી રીતે કલકત્તા છોડીને બહારગામ જવા માટે ક્રોધ પણ કરશે! કિન્તુ જ્યારે એ લખનઉથી પાછા આવ્યા પછી કમલિનીની વિપત્તિની વાત કરશે ત્યારે એમનો ક્રોધ દૂર થઈ જશે. ફરી હરેન્દ્ર વિચારવા લાગ્યો, હું કમલિનીની સાથે

એક જ મોટરમાં બેસીને આવ્યો છું. ખુદીરામે પણ આ જોયું છે. પિતાજી જો સાંભળશે કે હું એકલો જ કમલિનીને સાથે લઈને કલકત્તાથી ચાલી ગયો છું, ત્યારે તેઓ મારે માટે શું ધારશે? તેમના મનમાં મારા સંબંધી ખોટા વિચાર તો આવશે નહિ ને? કોઈને કંઈ પણ જણાવ્યા વગર આવી રીતે ચાલ્યા જવું એ મારે માટે ઠીક નહોતું. કમલિનીને વિપત્તિમાંથી ઉગારવા જતાં હું પોતે તો વિપત્તિમાં નહિ પડી જાઉં ને? આ તો યજ્ઞ કરતાં હાથ બાળવા જેવી વાત થઈ!

આ વિચારો કરતાં કરતાં હરેન્દ્રનાં મનનો ભય વધવા લાગ્યો. અત્યારે પણ જો આ ગાડીમાંથી ઊતરી કલકત્તા જઈ શકાય એમ હોત તો એ જરૂર આ સંકટમાંથી છૂટવાં તેમ પણ કરત. પરન્તુ તેની ઈચ્છા બર આવે તેમ નહોતી. કારણ ગાડી છેક બર્દવાન સ્ટેશન પર જઈને ઊભી રહેવાની હતી. હવે હરેન્દ્રના મનમાં કમલિની ઉપર ક્રોધ ઉત્પન્ન થવા લાગ્યો. કમલિની ચૂડામણિ યોગમાં ગંગામાં ડૂબકી મારવા આવી હતી. પરન્તુ આજે એ ગડબડની ગંગામાં ડૂબકી મારી રહી છે! કમલિનીને બચાવવા જતાં હરેન્દ્રને પણ ગોથાં ખાવા પડયાં! બે જુવાન પુરુષો એક સુન્દર સ્ત્રીને રસ્તા પરથી ઉઠાવીને તેના પતિને પાછી સુપ્રત કરવા જઈ રહ્યા છે—આવા નિઃસ્વાર્થ પરોપકાર ભર્યાં કાર્ય પર આજકાલના લોકો વિશ્વાસ કરી શકશે ખરાં? કમલિનીનાં સ્વામી જો તેને ન સ્વીકારે તો? અને જો એમ થયું તો પછી એને પાછી જ લઈ આવ્યા વગર છૂટકો નથી. અને એ પછી? હરેન્દ્ર પોતાના પિતા અને કમલિનીના પિતાને કેવી રીતે ખાત્રી કરાવે, કે કમલિનીના કલકત્તામાં આવીને ખોવાઈ જવાની વાત તેને પહેલાં માલૂમ ન હતી, અને જ્યારે એ વાતની તેને ખબર થઈ ત્યારે એ બનાવને ઘણા દિવસ પસાર પણ થઈ ગયાં હતાં! અન્તમાં હરેન્દ્રનું મન જ્યારે બહુ જ ગૂંચવાઈ ગયું અને એને ભય, ગ્લાનિ, ચિન્તા થવા લાગી ત્યારે તેણે પોતાના મનને

મનાવવાનો એક માર્ગ શોધી કાઢ્યો. એણે વિચાર્યું – અત્યારથી આ બધી ચિન્તા કરવાની શી જરૂર ? રસ્તામાં ક્ષિતીશે જે વ્યક્તિને જોઈ હતી તે એના પિતા છે એવી પણ શી ખાત્રી ? એણે મનને કહ્યું – એ યતીન્દ્ર મિત્ર જ હતા, એના પિતા નહિ.

આ પ્રમાણે ગાડીમાં બેઠેલાં ત્રણે પ્રાણીઓ પોત – પોતાની ચિન્તામાં ડૂબેલાં હતાં. ચોતરફ નિસ્તબ્ધતા છવાઈ ગઈ હતી. એકાએક હરેન્દ્ર ઊઠીને સીધો બેસી ગયો અને બોલ્યો: – " ઠીક, ક્ષિતીશ બાબૂ, તમારી ટેક્સી જે ગાડી સાથે અથડાઈ હતી, તેમાંના એકનું નામ તમે યતીન્દ્ર મિત્ર કહ્યું હતું. એ રોગેન્દ્ર મિત્ર તો નહિ હતાં ને ? "

ક્ષિતીશ અને કમલિની બન્ને બારી બહાર જોઈ રહ્યા હતા. હરેન્દ્રના આ પ્રશ્નથી તેઓ ચોંકી પડ્યા અને ફરીને બેસી ગયાં. ક્ષિતીશે કહ્યું: – " કદાચ એ નામ બતાવ્યું હશે; મને અત્યારે એ કંઈ પણ યાદ નથી. એ સમયે મારે સ્ટેશને પહોંચવાની ઉતાવળ હતી, એટલે મન એમાં હતું, અને વળી નામ પણ મેં એક જ વાર સાંભળ્યું હતું. "

" એ માણસનો ચહેરો, તેની આકૃતિ, તેના રૂપરંગ કેવાં હતાં તે કહી શકશો ? "

" હા, ચહેરો ખૂબ ભરાઉ અને ખરબચડો હતો. શરીરનો રંગ ગૌર અને નાક નોકીલું અને ઊંચું હતું. મૂછના વાળ ગીચ હતા. આંખ જોવાથી જ માલમ પડતું હતું કે તે ગુસ્સામાં છે. "

આ વર્ણન સાંભળીને હરેન્દ્રના મુખનો રંગ ફિક્કો પડી ગયો. એના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ. કમલિની બોલી ઊઠી: – " તો તો, કાકા જ હતા. હરેન્દ્ર દાદાના પિતા ! અને એમની સાથે બીજું કોણ હતું ક્ષિતીશ દાદા ? "

આજે કમલિનીના મુખથી એકાએક કોઈ પણ પ્રકારના સંકોચ વગર દાદાનું સંબોધન સાંભળીને ક્ષિતીશથી હસી પડાયું. તેણે કહ્યું:– "એમને તો હું ઓળખતો નથી તેમજ તેમનું નામ પણ સાંભળ્યું નથી. હા, તેમની મુખાકૃતિનું વર્ણન આપી શકું એમ છું. તેનાથી તમે લોકો કદાચ તેમને ઓળખી પણ શકો. તેમનું મુખ નાનું અને ગોળ – મટોળ હતું. શરીરનો રંગ ઉજ્જવળ શ્યામ હતો. દાઢી – મૂછ બોડાવેલી હતી. માથા પર મોટી ચોટલી અને નાક ઉપર એક ચિન્હ હતું —

કમલિની બોલી ઊઠી:– "હા, એ મારા પિતાજી જ હોવા જોઈએ. પોસ્ટ–માસ્તર દ્વારા એમણે સાંભળ્યું હશે કે હરેન્દ્ર દાદાનો એક રજીસ્ટર્ડ પત્ર આવીને પાછો ગયો છે, એટલે તેઓ કાકાને સાથે લઈને હરેન્દ્ર દાદાની પાસે મારી ખબર લેવા આવ્યા હશે."

કમલિનીનું આ અનુમાન હરેન્દ્રને પણ અક્ષરે – અક્ષર સાચું જણાયું અને એટલે એનું નિસ્તેજ પડી ગયેલું મુખ વધુ નિસ્તેજ થઈ ગયું. હરેન્દ્ર કંઈ પણ બોલી શક્યો નહિ. ક્ષિતીશને પણ બોલવા માટે કંઈ સૂઝતું નહોતું. ક્ષિતીશ અને હરેન્દ્ર, એ બન્નેને ચૂપ જોઈને કમલિનીએ પુનઃ કહ્યું:– "હવે પછીના આવતા સ્ટેશને આપણે ઊતરી કલકત્તા પાછા જઈએ તો?"

હરેન્દ્રની પણ આ જ ઈચ્છા હતી. કલકત્તા જવા માટે તેનું મન વ્યાકુળ બની ગયું હતું. પિતા અને હરનાથ મૈત્ર બન્ને એને જુવે કે એ કલકત્તામાં જ છે અને કમલિનીને લઈને પશ્ચિમમાં ગયો નથી ત્યારે તેમનો ક્રોધ પણ કંઈક શાન્ત પડશે. એટલે કમલિનીની સૂચના સાંભળી તેણે ઉત્સુક બની ક્ષિતીશના મુખ સામે જોયું.

ક્ષિતીશે કહ્યું:– "આવતું સ્ટેશન તો બર્દવાન છે. આજે કલકત્તા પાછા જવાને માટે કોઈ ગાડી નથી. કાલે સવારની ગાડીથી

કલકત્તા પહોંચશું, તે પહેલાં તો આ બાજુ આપણે લખનઉ પહોંચી પણ જઈશું. જેની ચીજ છે, એને કુશળતાપૂર્વક પાછી આપીને નચિંત બનીને આપણે સોમવારે જ પાછા ફરીશું. એ બન્ને જણ પણ ત્યાં સુધી જરૂર જ કલકત્તામાં રોકાશે."

ક્ષિતીશે જ્યારે કહ્યું: –"જેની ચીજ છે, એને કુશળતાપૂર્વક પાછી આપીને નચિંત બનીને આપણે સોમવારે જ પાછા ફરીશું." ત્યારે એની દૃષ્ટિમાં, એના અવાજમાં એક એવો વિષાદ પૂર્ણ ભાવ હતો કે જેથી કમલિની પણ રંજ પામી ગઈ. પોતાના સ્વામીના ઉલ્લેખથી અને ક્ષિતીશની કહેવાની રીતથી કમલિનીએ શરમાઈને પોતાનું મુખ ફેરવી લીધું. ક્ષિતીશે જોયું, કમલિનીનું મુખ લાલ કમલના રંગ જેવું બની ગયું છે અને એના રંગ ઉપર લીલા રંગની રોશની પડવાથી એ બહુ જ સુન્દર દેખાઈ રહી છે; જાણ અરૂણોદયના સમયે ખિલી રહેલા કમલ – કુસુમની આસપાસ લીલાં – લીલાં પાનમાં અરૂણની આભા ન પડી રહી હોય !

કમલિની મુખ ફેરવીને બેઠી અને ક્ષિતીશની ઉક્તિના પ્રત્યેક શબ્દનો ગૂઢ અર્થ વિચારવા લાગી – 'જેની ચીજ છે, એને કુશળતાપૂર્વક પાછી આપીને નચિંત બનીને આપણે સોમવારે જ પાછા ફરીશું.' ક્ષિતીશનું મુખ જે કહી રહ્યું હતું તેનો ભાવ બીજો જ હતો, અને તે એના વિષાદ પૂર્ણ સ્વરે જ કમલિનીને બતાવી દીધો હતો. પાછી આપવા તો એ જરૂર જઈ રહ્યા છે પરન્તુ એમની પોતાની ઈચ્છાથી નહિ, અને એ પાછા નચિંત બનીને પણ આવશે નહિ, એ પણ નક્કી જ છે. વળી પાછી આપવાનું કામ કુશળપૂર્વક ન પણ થઈ શકે, એ સન્દેહ પણ તેમના મનમાં પ્રબળ રીતે છે ! કમલિની લજ્જા અને ભયથી મરવા જેવી થઈ ગઈ. એ અંધકારની અંદર પોતાની લજ્જિત દૃષ્ટિને ડૂબાડીને જ્યાં હતી ત્યાં જ બેસી રહી, જાણે પથ્થરની પ્રતિમા ન હોય !

બેચેન બનેલો હરેન્દ્ર જીવ પર આવીને પગ લંબાવી જેમ તેમ સૂઈ રહ્યો હતો. એને જોઈને ક્ષિતીશે કહ્યું:–"રાત થઈ ગઈ છે, હવે સૂઈ રહેવું જોઈએ. કમલિની, તું પણ સૂઈ જા."

કમલિનીએ મુખ ફેરવ્યા વગર જ કહ્યું:–"આપ લોકો સૂઈ જાઓ. મને હજુ ઊંઘ આવતી નથી."

## ૧૩

કમલિનીનો સ્વામી લખનઉ શહેરમાં નોકરી કરતો હતો. ક્ષિતીશ, હરેન્દ્ર અને કમલિની લખનઉ સ્ટેશને ઊતરીને એક ભાડાની ગાડી કરી એક કાગળની મીલ આગળ સતીશનું ઘર શોધવા લાગ્યા. ગાડીવાને જ્યારે કાગળની મીલ આગળ આવી કહ્યું:–"બાબુજી આ તો કાગળની મીલ છે." ત્યારે ક્ષિતીશ બોલ્યો–"ઠીક, તો આગળ જઈને સતીશ બાબૂનું ઘર ક્યાં છે તેની તપાસ કરીએ."

ગાડી આગળ ચાલી. હરેન્દ્ર આખે રસ્તે કંઈ પણ બોલ્યા વગર ચૂપચાપ જઈ રહ્યો હતો. આ સમયે ઊડવાનો ને ઊડીને સતીશનું ઘર શોધવાનો તેણે કોઈ પ્રયત્ન કે ઉદ્યમ ન કર્યો. એને માત્ર એ જ વિચાર આવી રહ્યો હતો કે, જો સતીશે કમલિનીને નહી સ્વીકારી, તો પછી એ એને લઈને કલકત્તા કેવી રીતે જશે? એના કરતાં તો એ કમલિનીને લઈને પ્રથમથી જ ઘેર ગયો હોત તો ઠીક હતું. સતીશના ઘર તરફ જેમ જેમ તેઓ આગળ વધી રહ્યા હતા તેમ તેમ હરેન્દ્રનું મુખ સૂકાઈ જતું હતું. કમલિનીનું મુખ પણ ડાંખળીમાંથી તોડેલા પદ્મ–પુષ્પની જેમ દારૂણ ઉદ્વેગ તથા વ્યાકુળતાથી મલિન

બની ગયું હતું. કેટલાક દિવસ પછી આજે પતિની સાથે મુલાકાત થશે એ સંભાવના જેટલી ઘનિષ્ઠ થઈ રહી હતી તેટલા જ વધુ પ્રમાણમાં લજ્જા, આનંદ, આતંક અને અનિશ્ચિતતાના ભાવ એના હૃદયમાં ઘૂમી રહ્યા હતાં. અને તેને લઈને એની છાતી પણ ધડકતી હતી.

રસ્તામાં એક બંગાળી સજ્જન પસાર થઈ રહ્યા હતા. ક્ષિતીશે ગાડીની બારીમાંથી બહાર ડોકું કાઢી પૂછ્યું :– "મહાશય સતીશ બાબૂનું ઘર આપ જાણો છો?"

એ માણસે કહ્યું :– "કોણ સતીશરાય? પોસ્ટ–ઑફીસમાં કામ કરે છે તે, કે એલેરિયો કંપનીમાં કામ કરે છે તે? અહીં બે સતીશરાય છે.

કમલિનીના હૃદયમાં ભારે ખળભળાટ વ્યાપી રહ્યો. ક્ષિતીશે કહ્યું:– "એલેરિયોમાં કામ કરે છે તે જ."

"એમનું ઘર થોડેક દૂર આવેલું છે. પેલું જે પીળા રંગનું નાનું સરખું પાકકું ઘર જણાય છે તેમાં જ તેઓ રહે છે. પણ આપ ત્યાં જઈ ને કરશો શું? ત્યાં તો હાલ કોઈ નથી. એમની સ્ત્રી બહુ બીમાર છે એટલે તેઓ કેટલાક દિવસ થયાં અહીંથી ચાલી ગયા છે."

ક્ષિતીશે કંઈક હતાશ અને કંઈક ખુશ બની પૂછ્યું:– "તો શું ઘરમાં કોઈ જ નથી?"

"નહી. ઘર બંધ જ છે. સતીશ બાબૂની મા અહીં હતી, પણ તેય સતીશ બાબૂની સાથે જ દેશ ચાલી ગઈ છે."

ક્ષિતીશે ગાડીની અંદર મુખ લઈ જઈ કહ્યું :– "મોટી પંચાતી થઈ! હવે શું કરવામાં આવે?"

જો કે આ શબ્દો ક્ષિતીશે હતાશ ભાવથી કહેવાનો પ્રયત્ન કર્યો હતો તો પણ એના હૃદયનો આનંદ એની આંખોમાં અને મુખ પર

ઝળકયા સિવાય રહ્યો નહિ. એણે પોતાના મનમાં જ કહ્યું :– ચાલો, ઠીક જ થયું. હવે કમલિની થોડાંક વધુ દિવસ એને ત્યાં રહી શકશે.

નજદીક આવેલાં ભયમાંથી છૂટકારો મળતાં કમલિનીને પણ કાંઈક શાન્તિ મળી. કિન્તુ એને વિચાર આવ્યો કે, પતિની પાસે જવામાં જેટલી ઢીલ થઈ રહી છે તેટલી જ તેની પોતાની જવાબદારી પણ વધી રહી છે; અને તેની વાત પર સ્વામીને વિશ્વાસ કરવાનું પણ મુશ્કેલ બની રહ્યું છે. આ વિચાર આવતાં જ તે વ્યાકુળ બની ગઈ અને ભાવિ ભય, આશંકાથી તે ધ્રુજવા લાગી.

ફરી એ વિચારવા લાગી :– એ બંગાળી બાબૂએ કહ્યું હતું કે સતીશ બાબૂની સ્ત્રી બહુ બીમાર છે–એટલે ? એ પોતે અચાનક બિમાર બનીને ક્ષિતીશના ઘરમાં અવશ્ય રહી છે. તો આ સમાચાર સતીશને મળ્યા છે ખરાં ? પરન્તુ એ એમને મળ્યા કેવી રીતે ? કેવી રીતે એ એમને મળે ? એને ખોવાઈ ગયાને એક મહિનાથી પણ વધુ સમય થયો હતો એટલે એ ખબર સતીશને જરૂર મળવા પામી હશે. આટલા દિવસથી એના સ્વામીએ કોઈ કાગળ લખ્યો નથી. આટલા વખતથી એ પારકા ઘરમાં છે, અને વળી એ ઘર એવું છે કે જ્યાં કોઈ સ્ત્રી નથી કે તેનું કોઈ આત્મીય પણ નથી આ બધી વાતો વિચારમાં આવતાં તેને ભય થવા લાગ્યો. સ્ત્રીની માંદગીનું બહાનું કાઢી ગામમાં જવાનો અર્થ બીજાં લગ્નની તૈયારીનો તો નથી ને ? એ ઘરમાંથી એને સદાને માટે કાઢી મૂકવાનો પ્રપંચ તો નથી થઈ રહ્યો ને ? એના સર્વનાશની તૈયારી તો નથી ચાલી રહીને ? હવે એ કયાં જઈને ઊભી રહેશે ? ક્ષિતીશ જ્યારે હતાશ ભાવથી બોલી ઊઠયો :– " મોટી મુશ્કેલી થઈ ! હવે શું કરવામાં આવે ? ત્યારે કમલિનીએ ભય-વ્યાકુળ દૃષ્ટિથી ક્ષિતીશની સામે જોયું. એની આંખોમાં આંસુ ભરાઈ આવ્યા હતા.

હરેન્દ્ર પણ દારૂણ દુશ્ચિન્તામાં ડૂબી ગયો હતો. એ સતીશના

હાથમાં કમલિનીને સોંપીને બોજો ઊતારી કલકત્તા આવ્યો હોત તો એની ઘણી ખરી ચિન્તા ઓછી થઈ ગઈ હોત. કિન્તુ હવે કમલિનીને સાથે લઈને કલકત્તા આવતાં તેને ભય લાગતો હતો. ત્યાં એના અને કમલિનીના પિતા, બન્ને તેની ઉલટ - પાલટ તપાસ લેતા રાહ જોઈ રહ્યા હશે. પિતા પૂછશે - મને કે મિત્ર મહાશયને આ ખબર કેમ ન આપી અથવા કમલિનીના પિતાનું ઘર પાસે જ હોવા છતાં પણ ત્યાં ન લઈ જતાં એને લખનઉ લઈ જવાની શું જરૂર લાગી ? તો આ પ્રશ્નનો એ શું ઉત્તર આપશે ? શા માટે કમલિનીને એણે આટલા દિવસ કલકત્તામાં રાખી મૂકી ? એની એણે કોઈને કાગળ કે માણસ મોકલીને ખબર પણ કેમ ન આપી ? હરેન્દ્ર આ પ્રશ્નોના ઉકેલ મેળવી શક્યો નહિ. તેનું મગજ - મન મૂંઝાઈ ગયું. અને એક પ્રકારના ભયે તેના હૃદયનો કબજો લઈ તેને વિવશ, નરમ અને બ્હાવરો બનાવી દીધો. સદા હસમુખો અને આનંદી રહેતો હરેન્દ્ર આ સમયે બહુ જ ગંભીર અને નરમ લાગતો હતો.

હરેન્દ્રનો આ ગંભીર ભાવ કમલિનીથી છૂપો રહી શક્યો નહિ. તેની સ્થિતિ જોઈ તેનામાં પણ ભયનો સંચાર થયો અને તે પણ ભય પામી ગઈ.

હરેન્દ્ર અને કમલિનીને આ રીતે નિર્વાક્ નિરૂત્તર જોઈને ક્ષિતીશથી રહેવાયું નહિ. તે બોલ્યોઃ -"તો પછી કલકત્તા જ જવું પડશે ?"

હરેન્દ્રે લાંબો શ્વાસ દબાવીને કહ્યુંઃ —

"એના સિવાય બીજો ઉપાય જ ક્યાં છે ?"

ક્ષિતીશના હુકમથી ઘોડાગાડી પાછી સ્ટેશને આવી. એ પછીની ગાડીમાં ત્રણે જણા ફરી કલકત્તા આવવા ઉપડયા. ગાડી જે સમયે પૂર વેગથી ચાલી રહી હતી, તે સમયે કમલિની અને હરેન્દ્ર બન્ને

પોતાના મનમાં એક જ વાત વિચારી રહ્યા હતા. બન્ને વિચારતાં હતાં કે – ગાડી અચાનક અહીં જ કોઈક સ્થળે અથડાઈ ચૂરેચૂરા થઈ જાય તો સારું. જેથી કમલિનીને અપરાધીની જેમ પતિની સામે ઊભા રહીને જવાબ આપવા પડે નહિ તેમ જ શોકની સાથે રહી દુ:ખ સહન કરવાનો અવસર પણ ન આવે, અને હરેન્દ્રને પણ પોતાના સખ્ત મિજાસના પિતાની સામે જુબાની આપવામાંથી મૂક્તિ મળી જાય!

માત્ર ક્ષિતીશની હાલત આ બેથી ભિન્ન હતી. એના મનમાં જે આનંદ ઉભરાઈ રહ્યો હતો એની ઝલક એના મુખ અને આંખમાં સ્પષ્ટ રૂપથી જણાતી હતી, લખનઉ જતી વખતે એના મુખ ઉપર જે ઉદાસીનતા છવાઈ હતી. તે કોણ જાણે હવે ક્યાંય ઊડી ગઈ હતી.

ક્ષિતીશ વિગેરે ત્રીજા પ્રહરે કલકત્તામાં આવ્યા. ક્ષિતીશે ભાડાની એક મોટર બોલાવી, એમાં કમલિનીને બેસાડી અને હરેન્દ્રને કહ્યું:– "આવો, બેસો."

હરેન્દ્રે નિસ્તેજ મુખથી જવાબ આપ્યો:– "હું આ સમયે તમારી સાથે આવી શકું એમ નથી. હું સીધો જ મારા મુકામે જવા માગું છું. પિતાજી અને હરનાથ કાકા ક્યાં છે, તેની શોધ કરી સાંજના તમારે ત્યાં આવીશ."

કમલિનીએ ઉત્સુક બનીને વ્યગ્ર સ્વરમાં કહ્યું:– "હરેન્દ્ર દાદા, જેમ બને તેમ જલ્દીથી આવીને મળજો. હું તેમના સમાચાર જાણવા ખૂબ જ આતુર છું."

હરેન્દ્રે કહ્યું:– "સારું."

ક્ષિતીશ ટેકસીમાં બેઠો. ટેકસી પૂર ઝડપે દોડી ગઈ. હરેન્દ્રે એક બીજી ટેકસી બોલાવી, અને તેમાં પોતાનો સામાન મૂકાવી મુકામે જવા ઊપડ્યો.

હરેન્દ્ર પોતાના ઘર આગળ આવી નીચેથી જ બૂમો પાડવા લાગ્યો: – " ખુદીરામ! ખુદીરામ! ઓ ખુદીરામ!! "

ઘરનાં એક નોકરે આવીને કહ્યું: – " બાબૂજી! ખુદીરામ તો અહીં નથી. "

હરેન્દ્ર લાલચોળ બની ગયો. ગુસ્સામાં જ તે બોલ્યો: – " ક્યાં ગયો એ નવાબજાદો! સા...... "

" આપના ગામથી મોટા બાબૂ આવ્યા હતા તેઓ ખુદીરામને પોતાની સાથે લઈ ગયા છે. " નોકરે ખુલાસો કરતાં કહ્યું.

હરેન્દ્રનું શિર ભમવા લાગ્યું. તેના હૃદયના ધબકારા વધુ વેગથી ધબકવા લાગ્યા. મહા મુશ્કેલીએ તેણે પોતાની જાતને સંભાળી, નહિ તો એ રસ્તા પર જ ટેકસી પાસે ચકરી ખાઈ પડી જાત. એણે ટેકસીમાંથી સામાન ઊતાર્યો અને ભાડું આપી ટેકસીને વિદાય કર્યા પછી બન્ને હાથે સામાન ઉંચકી ઉપર ગયો.

ઉપર પોતાની ઓરડીના દરવાજા આગળ જઈને હરેન્દ્રે જે કંઈ જોયું તેનાથી એનું આશ્ચર્ય ચારગણું વધી ગયું. એ સડક જ બની ગયો. ઓરડીમાં તેના સામાનનું નામ નિશાન પણ ન હતું. એમાં એક તદ્દન નવો જ માણસ પોતાનો અડ્ડો જમાવી બેઠો હતો. લુંગી પહેરી નિરાંતે એ હુક્કો ખેંચી રહ્યો હતો.

હરેન્દ્ર કોટડીની સામે હાથમાંનો બોજો ઊતારી ઊભો જ રહ્યો હતો. એટલામાં એ જ મકાનમાં રહેતો તેનો જુનો મિત્ર ગૌરાંગ એના તરફ આવતો દેખાયો. હરેન્દ્રને જોતાં જ એ બોલી ઊઠયો: – " અરે હરેન્દ્ર, તું ક્યારે આવ્યો? "

એ સમયે હરેન્દ્રની દશા એવી ન હતી કે એ ગૌરાંગના આ આ પ્રશ્નનો ઉત્તર હાસ્યમાં આપે. નિસ્તેજ ઉદાસ મુખથી એ

બોલ્યો:—"શું વાત બની છે, ગૌરાંગ? મારી ઓરડીમાં બીજાની દખલ કેમ? અને મારો સામાન ક્યાં ગયો?"

ગૌરાંગે કહ્યું:—"તું કંઈ જ જાણતો નથી? જે દિવસે તું લખનઉ ગયો હતો તે જ દિવસે તારા પિતા અને કોઈ મૈત્ર મહાશય અહીં આવ્યા હતા. તારા પિતાએ બધા ભાડુતોને એકઠાં કરી કહ્યું:—"હરેન્દ્ર હવે અહીં રહેશે નહિ. હું હરેન્દ્રનો બધો સામાન લઈ જાઉં છું. એની ઓરડીનું જે કંઈ ભાડું બાકી છે તે અને અહીંનું એનું બીજું જે કંઈ અંગત દેવું હશે તે તમામ હું ચૂકવી આપીશ." તારું બધું ભાડું એઓ આપી ગયા છે. મકાન માલિકને બીજે જ દિવસે ભાડુત પણ મળી ગયો. એ વિલાસ બાબૂના સાળા છે. ઘરધણીએ તમારા પિતા પાસેથી નોટીસ ન આપ્યા બદલનું વધુ ભાડું લીધું હતું પરન્તુ હવે ભાડુત મળી ગયેલો હોવાથી તેમણે તે આજે જ મનીઓર્ડરથી તેમના પર મોકલી આપ્યું છે."

હરેન્દ્રે ઊંડા શોકની સાથે કહ્યું:—"આ વાત છે! ઠીક, મારો સામાન તારી ઓરડીમાં મૂકવા દે, હું ફરીથી કોઈ વખતે આવીને એ લઈ જઈશ."

"હજુ હાલ તો આવી રહ્યો છે ને હવે પાછો ક્યાં જાય છે?"

હરેન્દ્રે દાદર ઊતરતાં ઊતરતાં કહ્યું:—"પિતાજીની શોધમાં જાઉં છું. તેઓ અહીં જ છે કે ગામ ચાલી ગયા છે તેની તપાસ કરવી છે."

ગૌરાંગે ઉપરથી જ બૂમ પાડી કહ્યું:—"રાત્રિના મારે ત્યાં જ જમશે ને? હું તારી વાર જોઈશ."

હરેન્દ્રે પણ ઉંચા સ્વરે કહ્યું:—"ના મારે માટે એ મહેનત લેવાની જરૂર નથી."

હરેન્દ્ર રસ્તા પર જઈ પહોંચ્યો. આ સમયે ક્યાંક એકાન્તમાં બેસીને પોતાની અવસ્થા પર વિચાર કરવાની તેને જરૂર જણાઈ.

હરેન્દ્ર વિચારમાં ને વિચારમાં ચાલતાં ચાલતાં વેલિંગ્ટન સ્કેવરમાં જઈને ઊભો રહ્યો. એણે બાગમાંના એક બાંકડા પર બેસીને વિચારવાનું શરૂ કર્યું—આ રીતે એકાએક જ આવીને, એને કંઈ પણ ખબર આપ્યા વગર એના પિતાએ શા માટે એની ઓરડી ખાલી કરી નાખી? એમ કરવામાં એમનો શું ઉદ્દેશ છે? બહુ વિચાર કરવા છતાં પણ પિતાનો કંઈ ઉદ્દેશ તેની સમજમાં ન આવ્યો. માત્ર આછા રૂપમાં એ એટલું જ જાણી શક્યો કે કમલિનીના ગૂમ થઈ જવા સાથે એનો કંઈક સંબંધ રહેલો છે. કિન્તુ કમલિનીના ખોવાઈ જવામાં એનો શું ગુન્હો છે તે જાણવા સમજવા એણે ખૂબ વિચાર કર્યો પરન્તુ તેની સમજમાં કંઈ પણ આવ્યું નહિ. ફરી એ વિચારવા લાગ્યો – કદાચ, પિતાના ક્રોધનું કારણ એ પણ હોય કે તેણે એ લોકોને ખબર આપ્યા વગર કમલિનીની સાથે શા માટે પશ્ચિમની મુસાફરી કરી. ગમે તે હોય, આ વિષયમાં હવે વધુ વિચારવાથી કંઈ જ લાભ નથી. હવે શું કરવું જોઈએ એ જ વિચારવું યોગ્ય છે. પિતા સાથે મુલાકાત કરી, તેમના શબ્દો સાંભળી, બચાવમાં જુબાની આપી, પોતાને નિરપરાધી સાબીત કરવો તેમાં જે હીનતા છૂપાઈ હતી, તે તેને અસહ્ય લાગતી હતી. પિતા પૂરી તપાસ કર્યા વગર, તેને બચાવ કરવાની કે ખુલાસો કરવાની તક આપ્યા વગર જ તેને એકદમ અપરાધી ઠરાવી દે અને પોતાને મન ફાવતી સજા કરી દે તે સામે હરેન્દ્રનું હ્રદય પોકાર કરવા લાગ્યું. પરન્તુ એમની સામે તે કંઈ પણ કરી શકે તેમ નહોતું. કાં તો તેણે પિતાની આજ્ઞા પાળી તેમની સજાને સ્વીકારી લેવી જોઈએ અથવા તો તેમની સાથેનો સંબંધ તોડી નાંખી આપ મેળે જુદાં થઈ જવું જોઈએ. હરેન્દ્રને પોતાને પણ લાગ્યું કે તેની સામે હવે માત્ર આ બેમાંથી એક જ માર્ગ બાકી રહ્યો છે. એણે પોતાના ગજવામાંથી પાકીટ કાઢી જોયું તો એમાં એકાવન રૂપીઆ સ્હાડા તેર આના હતા. આ સિવાય હાથની હીરાની વીંટી અને ગજવાનું સોનાનું ઘડીયાળ પણ હતું. આટલી

પૂંજીમાં એ થોડાંક દિવસો નભાવી શકે એમ છે. તો પછી એ શા માટે અપમાન, મિથ્યા દોષારોપણ અને તિરસ્કાર સહન કરે ?

આ વિચાર નક્કી કરીને હરેન્દ્ર બાગમાંથી બહાર નીકળ્યો, અને એ સીધો સ્ટેટ્સમેન અને બંગાળી પત્રોની ઑફીસમાં જઇને Situations Wanted ની કોલમમાં એક જાહેરખબર આપી આવ્યો. એણે નક્કી કરી લીધું કે એથી કોઇને કોઈ નોકરી જરૂર મળી જશે. અને એને પારકાંને આધારે હવે રહેવું પડશે નહિ.

હરેન્દ્ર જે સમયે જાહેરખબર આપીને પોતાનું મન હલકું કરી, પોતાના વચન અનુસાર ક્ષિતીશને ઘેર કમલિનીને તેના તેમજ પોતાના પિતાના સમાચાર આપવા જઈ રહ્યો હતો તે જ સમયે કાલીગ્રામમાં કાણો શશી મુકરજી પૂર્ણ હર્ષની સાથે, મોટાં મોટાં દાંત કાઢી હરનાથ મૈત્રની સામે ઊભો રહીને કહી રહ્યો હતો— "મૈત્ર મહાશય, આજે રાત્રિના મારે ઘેર આપ જરૂર જમવા પધારજો. મેં એક માનતા માની હતી તે પૂરી કરવા માટે આજે કાલી માતાની આગળ બે બકરાંનો નૈવેદ્ય ધર્યો છે. મારી ઇચ્છા છે કે ગામના બધા મિત્રો એ શુભ અવસર પર મહાપ્રસાદ લેવા પધારે."

## ૧૪

સ્ટેટ્સમેનની ઑફીસમાંથી નીકળીને ધરમતલ્લાની સડક પસાર કરીને હરેન્દ્ર ક્ષિતીશના ઘર તરફ આગળ વધી રહ્યો હતો. એકાએક એને વિચાર આવ્યો કે નોકરીને માટે જાહેરખબર આપવામાં તેણે મોટી ભૂલ કરી છે. અને આ વિચાર એના મગજમાં આવતાં જ એ એકદમ સ્થિર ઊભો રહી ગયો. વિચાર્યું, પાછો જાઉં અને જાહેરખબર છપાતી અટકાવી દઉં. ફરી વિચાર્યું, છો ને જાહેર ખબર છપાય. નોકરી કરવી ન કરવી એ તો મારા હાથની વાત છે ને?

આ વિચાર આવવાનું એક કારણ હતું. હરેન્દ્રની કૉલેજમાં એક મંડળ હતું. આ મંડળનો ઉદ્દેશ દેશમાંથી નોકરી કરવાની ભાવનાને જડમૂળથી ઉખેડી નાંખવાનો હતો. હરેન્દ્ર આ મંડળનો એક મુખ્ય કાર્યકર્તા અને એનો પ્રચારક હતો. નોકરીની પ્રવૃત્તિએ જ આપણા દેશની ધૂળધાણી કરી નાંખી છે, એ ભાવનાએ જ આપણું સર્વનાશ કરી નાંખ્યું છે, એ વિષયો પર તે વારંવાર જોશીલા ભાષણો કરી જન-મેદની ગજાવતો હતો. તેણે મંડળના પ્રતિજ્ઞા પત્ર પર સહી

કરી હતી કે જીવ જતાં પણ એ કદી નોકરી કરશે નહિ. માત્ર એણે પોતે જ સહી નહોતી કરી પરંતુ બીજાં અનેકો પાસે તેણે વિનંતિથી, સમજાવટ કરીને કે પછી ધાકધમકી અને ડર બતાવીને પણ સહીઓ કરાવી હતી. આવી રીતે લગભગ એણે એકલાએ જ એક હજાર માણસો પાસેથી સહીઓ મેળવી હતી. હરેન્દ્ર મંડળનો એક મુખ્ય કાર્યકર્તા મનાતો હતો. તેના જેવી ધગશથી કોઇ કાર્ય કરતું નહિ અને એટલે જ આખા મંડળમાં એનું માન જળવાતું અને એ જે કહેતો તે જ થતું હતું. મંડળના સભ્યો તેમજ બીજાં કાર્યકર્તાઓ પણ તેનું ગૌરવ જાળવતાં અને બહાર પણ તેની બોલબાલા પોકારતાં. હરેન્દ્રને પોતાને પણ અભિમાન હતું કે તેણે મંડળ અને દેશના કામને આગળ વધાર્યું છે. માનસિક ઉદ્વેગની અવસ્થામાં પિતાના ઉપર ચિઢાઈ ને તેણે છાપાઓમાં નોકરી માટે જાહેરખબરો આપી એ સારું કામ કર્યું નથી એવું તેનું મન કહેવા લાગ્યું. પોતાના આદર્શો, પોતાના વિચારોનો આટલી ત્વરાથી લોપ થઈ ગયો તે જોઈ ને તેનું હૃદય બળવા લાગ્યું. એને પોતાના પર ધિક્કાર ઉપજ્યો અને કરેલાં કાર્ય બદલ તે પશ્ચાતાપના અગ્નિમાં સળગવા લાગ્યો. હવે શું કરવું જોઈએ તે એનું મન નક્કી કરી શક્યું નહિ; એટલે એ ચાંદનીના પ્રકાશમાં ફુટપાથની ઉપર આમતેમ ટહેલવા લાગ્યો.

મંડળની પ્રતિજ્ઞાના બેએક ફોર્મ હજુપણ તેના ગજવામાં હતાં. હવે એ રાખવાથી ફાયદો શો? હરેન્દ્રે તરતજ તેને પોતાના ગજવામાંથી બહાર કાઢ્યા અને તેના ટુકડે ટુકડા કરી તેને ફેંકી દીધા. ટુકડા આમ તેમ હવામાં ઉડવા લાગ્યા. હરેન્દ્રને લાગ્યું કે જે લોકો એ પ્રતિજ્ઞાપત્રને માટે તેની મજાક કરી રહ્યાં હતાં, જેઓ તેને બનાવી રહ્યાં હતાં તેમના ચહેરાં તેને એ ટુકડામાં એક સિનેમાની ફિલ્મની જેમ જણાઈ રહ્યા છે. એ ચહેરાઓ કહી રહ્યા હતા,—પ્રતિજ્ઞા કરવી તો સહેલી છે પણ પાળવામાં જ મુશ્કેલી છે. ગામને ઉપદેશ આપતાં હતાં, હવે આપ જ એ અમલમાં મૂકોને ...... હરેન્દ્રને આ શબ્દો

કાંટાની જેમ વેદના કરવા લાગ્યા. એને પોતાની આ અસહાય અવસ્થા માટે પારાવાર દુઃખ થયું અને શા માટે તેણે આ અધમ લોકનિંદા ભર્યું કામ કર્યું તેના વિચારમાં એ ડૂબી ગયો.

પરન્તુ તેનું મગજ થાકી ગયું હતું. પોતે કેવી દીન-દુઃખી દશામાં આવી પડ્યો હતો તેનું તેને ભાન થયું. પણ એ ભાન આવતાંની સાથે જ તેના હૃદયમાં છૂપાઈ રહેલું તેનું આત્માભિમાન સતેજ બની ગયું. એના વિચારોમાં ફરી પાછો પલટો થયો, એની નસોમાં સ્વાધીનતાનો જોશ આવ્યો અને તેની ભાવનાઓ વળી પાછી ઉન્નત બની ગઈ. શા માટે એ નબળી પળોમાં પોતાનું ગૌરવ જાળવી શક્યો નહિ ? શા માટે એક નજીવા સરખા બનાવમાં એ પોતાના આદર્શો, પોતાના વિચારો ભૂલી ગયો ? પોતાના આ કાર્ય બદલ પોતાની જાતને એ હજારો ધિક્કાર આપવા લાગ્યો.

એ હજાર જાહેરખબર આપે પરન્તુ નોકરી કદીય કરશે નહિ એ વાત હવે નક્કી બની હતી; તો પણ યુધિષ્ઠિરના નરક-દર્શનની જેમ નોકરીની ઈચ્છા કરવાનું કલંક તો એને લાગી જ ચૂક્યું હતું. આ ભૂલને માટે એને પોતાના પર બહુ ક્રોધ આવ્યો. શા માટે એને પ્રતિજ્ઞાનું સ્મરણ ન થયું ? પણ એનું સ્મરણ થાય કેવી રીતે ? હરેન્દ્રની પ્રકૃતિ જ એવી હતી. એનું મન જ એવું હતું કે જે વિચાર એના મન પર આવતો તે વિચારની ઉત્તેજના એનામાં ઘર કરી લેતી અને પછી એના સિવાય એને બીજી કોઈપણ વાતનો-વિચારનો ખ્યાલ સુદ્ધાં પણ રહેતો નહિ. હરેન્દ્રે ખૂબ ભાર પૂર્વક પોતાની વાત કહી કે એણે જાહેરખબર આપી તે ઠીક કર્યું. પણ લાખ રૂપીઆની નોકરી મળશે તો પણ તે કદી એનો સ્વીકાર કરશે નહિ.

નોકરી નહિ કરશે તો પછી કરશે શું ? એકાવન રૂપીઆ સ્હાડા તેર આનામાં કંઈ આખી જિંદગી નીકળવાની નથી ! કેવી રીતે શું થશે તે આગળ દેખાશે, અત્યારે એની શી ચિન્તા ? અને આ વિચાર

ફરીને હરેન્દ્રે પોતાના મનની સ્વસ્થતા પુનઃ પ્રાપ્ત કરી. હવે એના મગજ પર કોઈ બોજો નહોતો — કોઈ ચિન્તા નહોતી. અને એની ચિન્તા તો એને પહેલાં પણ ક્યાં હતી? એ તો બાપ અને બાપના રૂપીઆની પરવા ન કરતાં ખુદ પોતે શું કરી શકે છે, તેની ઉત્તેજનામાં નોકરી કરવા માટે ગયો હતો. ખેર, ચુલ્હામાં જાય નોકરી! આવી રીતે આત્મમર્યાદાને સબળ બનાવીને લાંબા – લાંબા પગલાં ભરતો એ ફરીથી ચાલવા લાગ્યો.

૧૫

એની સામે શ્યામબજારની એક ટ્રામ આવી અટકી. હરેન્દ્રના પગ આપોઆપ જ એ ટ્રામની પાસે ગયા. ગાડીને પકડવાના હાથા પર હાથ પડતાં જ તેના ધ્યાનનો ભંગ થયો. ટ્રામમાં ભારે ભીડ હતી. એક તસુ રહે એટલી પણ જગ્યા નહોતી. એ સમયે હરેન્દ્રનું મન એકાન્ત શોધી રહ્યું હતું. એ ટ્રામ પર ચઢ્યો નહિ. ઊતરીને ફુટપાથ પર આવી ગયો. એક વાર વિચાર્યું, બહુ દૂર જવું છે, ટ્રામમાં બેસી જાઉં. ફરી કહ્યું – નહી, પગે જ ચાલતો જઈશ. અન્યમનસ્ક ભાવથી હરેન્દ્રે બેચાર કદમ ઉપાડ્યા હશે, ત્યાં તો એક માણસ ટ્રામ પરથી જ કૂદકો મારીને સીધો એની પીઠ પર તૂટી પડ્યો અને પાછળથી એના કોટનું કોલર પકડી બૂમ પાડી ઊઠ્યોઃ – “નાસે છે ક્યાં?”

ચાલવામાં એકાએક નડેલી આ વિપત્તિથી હરેન્દ્ર ચોંકી પડ્યો અને અટકી ગયો. એ માણસે પાછળથી એના કોટનું કોલર એવું તો કસીને પકડ્યું હતું કે એનાથી ગરદન ફેરવીને પણ પાછળ કોણ છે તે જોઈ શકાતું નહોતું. એને લાગ્યું કે જરૂર કોઈ – ગુંડો છે.

એ દિવસોએ ધોળે દિવસે પણ રસ્તા ઉપર આવી બદમાશીના બનાવો બનતાં અને વખતોવખત છાપાઓમાં પણ આવતાં અને લોકોમાં પણ તેની ખૂબ ચર્ચા થતી હતી. એટલે હરેન્દ્રે વિચાર્યું કે આજે પણ એવા જ કોઈ કિસ્સાનો તેને અનુભવ થઈ રહ્યો છે. એ સમયે એના મનની દશા એવી ન હતી કે તે એ ગુંડાની સાથે બાથ ભીડાવે. મર્દ બનીને સહાયતાને માટે બૂમો પાડી આસમાન શિર પર ઊઠાવી લેવામાં પણ તેને શરમ લાગવા માંડી.

એણે પોતાના ગજવામાંથી પાકીટ કાઢી એકાવન રૂપીઆ રહાડા તેર આનાની સારી ય પૂંજી રસ્તા પર નાંખીને કહ્યું:–" આ લે! બસ હવે મારી પાસે કંઈ જ નથી."

હરેન્દ્રના કોટનું કોલર જે માણસે પકડી રાખ્યું હતું તેણે કંપતા–કંપતા એ પાકીટ ઊઠાવ્યું અને હરેન્દ્રના મુખ પર જ માર્યું.

હરેન્દ્ર બ્હાવરો અને ભાન વગરનો બની ગયો. મારની ઝાપટથી ઈજા પામેલી એની આંખો જ્યારે સ્વસ્થ થઈ પાછી ઊઘડી ત્યારે એણે પોતાની સામે કમલિનીના ભાઈ અરુણને ભારે ક્રોધમાં પોતાની સામે ઊભેલો જોયો. હરેન્દ્ર જેને ગુંડો સમજતો હતો, તે જ અરુણ હતો. અરુણને જોતાં જ હરેન્દ્રને એટલો બધો આનન્દ થયો કે અરુણના ક્રોધની પણ તેણે પરવા ન કરી અને તેને ભેટી પડ્યો. ક્ષણભર પહેલાં અરુણે જ એના કોટનું કોલર પકડી તેને ખેંચ્યો હતો, તેણે જ તેના મુખ પર ક્રોધથી પાકીટ માર્યું હતું તે વાત પણ હરેન્દ્ર એને જોતાંની સાથે જ ભૂલી ગયો.

તેણે પ્રેમ અને આદરની સાથે તેના શરીર પર હાથ ફેરવી કહ્યું:–" અરે અરુણ, તું અહીં ક્યાંથી? કલકત્તા ક્યારે આવ્યો? મને કેમ ખબર ન આપી? ચાલ, ચાલ."

આમ કહીને હાથ પકડીને હરેન્દ્ર અરુણને ખેંચીને લઈ જવા લાગ્યો. પૈસાનું પાકીટ જ્યાં હતું ત્યાં જ પડી રહ્યું.

અરુણે જે ગુસ્સાથી હરેન્દ્ર પર આક્રમણ કર્યું હતું તે બધું હરેન્દ્રના આ સ્નેહપૂર્ણ સરળ વ્યહવારથી દબાઈ ગયું. હરેન્દ્રને કેટલીક સખ્ત વાતો કહેવાનો તેણે નિશ્ચય કરી રાખ્યો હતો પરન્તુ એમાંની એક પણ વાત આ સમયે તેના મુખમાંથી નીકળી શકી નહિ. અરુણ અને હરેન્દ્ર વચ્ચે સગાં ભાઈ જેવો સંબંધ હતો. અરુણ પ્રથમથી જ હરેન્દ્રને પોતાના મોટાભાઈ જેવો માનતો હતો અને બચપણથી જ અરુણે હરેન્દ્ર દ્વારા મોટાભાઈનો સ્નેહ અને પ્યાર મેળવ્યા હતા. એટલે આટલા દિવસોનો એ સંચિત સ્નેહ અને પ્રીતિનો આવેગ એની આ ક્ષણિક ઉત્તેજનાને મંદ પાડવા લાગ્યો.

પહેલાં જ્યારે અરુણે ટ્રામ ઉપરથી જોયું કે હરેન્દ્ર ચઢતાં ચઢતાં ઊતરી ગયો છે, ત્યારે એના મનમાં સદેહ ગયો કે હરેન્દ્ર એને જોઈ ગયો છે અને તેથી જ તે નાસી રહ્યો છે. અને એટલે જ તેણે એક શિકારીની જેમ હરેન્દ્ર પર ત્રાપ લગાવીને તેના કોટનું કૉલર મજબુતાઈથી પકડી રાખ્યું હતું. એ પછી જ્યારે હરેન્દ્રે ગજવામાંથી પાકીટ કાઢી એની તરફ ફેંકયું ત્યારે એણે જાણ્યું કે હરેન્દ્રે એના કુટુમ્બની જે આબરૂ લઈ એને કલંક લગાડયું છે તેના બદલામાં એ આ પાકીટમાંની રકમ આપી રહ્યો છે. અને આથી જ આ અપમાનથી બળેલો અરુણ વધારે ક્રોધાયમાન થયો અને સારાં-નરસાંનો કંઈ પણ વિચાર કર્યા વગર તેણે મૂંગે મોઢે જ એ પાકીટ ઉઠાવી હરેન્દ્રના મુખ પર જોશથી માર્યું.

કિન્તુ એ સમયે હરેન્દ્રના મુખની સામે જોતાં અરુણને જણાયું કે, એ એના તે જ ચિર પરિચિત હરેન્દ્ર દાદા છે - એ એવા જ નિર્દોષ, નિષ્કલંક છે. હરેન્દ્રના સ્પર્શથી એના હૃદયની સારી ય

બળતરા જતી રહી. માલમ પડયું કે ગામ – લોકોની કુત્સિત નિંદા, શાળાના સહપાઠીઓની ચિઢવણી અને વ્યંગ તથા માતા – પિતાના એ ઘોર શોક – દુઃખ સાવ નકામા જ હતા! હરેન્દ્ર દાદા એના ઘરનાં સદાના મિત્ર છે, દુશ્મન નહિ.

અરુણે ખૂબ સહજ ભાવથી જ પૂછ્યું:– "બહેન ક્યાં છે, કંઈ જાણો છો હરેન્દ્ર દાદા?"

હરેન્દ્રે ઉત્સાહની સાથે કહ્યું:– "અરે, ત્યાં તો હું તને લઈ જઈ રહ્યો છું."

અરુણના મનમાં ફરીથી હરેન્દ્રની વિરૂદ્ધના ભાવ ઉત્પન્ન થયાં. ત્યારે અફવાઓ ખોટી નથી! ગામના લોકો જે નિંદા કરતાં હતાં તે બધી સાચી જ છે. અરુણ ચાલતાં ચાલતાં અટકી ગયો. હરેન્દ્રે પૂછ્યું:– "કેમ અટકી ગયો?"

અરુણે ગરદન ઘૂમાવી કહ્યું:– "તો સાચે જ તમે અમારું સર્વનાશ કર્યું છે."

હરેન્દ્રે વિસ્મિત બનીને કહ્યું:– "સર્વનાશ?"

અરુણને લાગ્યું, કે હરેન્દ્ર કહેવા ઈચ્છે છે કે એમાં સર્વનાશ કેવી રીતે? સર્વનાશ થાય એવું શું છે? આટલી મોટી વાતને હરેન્દ્ર ક્ષુદ્ર સમજે છે, એવું જાણીને અરુણને બહુ ક્રોધ ચઢયો. એણે જોરથી ઝટકો મારીને હરેન્દ્રના હાથમાંથી પોતાનો હાથ છોડાવી કહ્યું:– "સર્વનાશ નહિ તો બીજું શું? પરણેલી પારકી છોકરીને—

આટલું કહીને જ એ ચૂપ થઈ ગયો. એનાથી આગળ કંઈ પણ બોલી શકાયું નહિ. હરેન્દ્રે વધુ આશ્ચર્ય પામીને કહ્યું:–"પારકી પરણેલી છોકરીને મેં શું કર્યું છે?"

"અને પાછું પૂછો છો કે શું કર્યું છે?"

અરુણના આ કથનથી એક પ્રકારનું અજ્ઞાત્ દુઃખ હરેન્દ્રના હૃદયની અંદર ધીરે ધીરે જમા થવા લાગ્યું. એણે ધીરા સ્વરે કહ્યું:–"અરુણ, જે હોય તે સાફ–સાફ કરી દે. તારી વાત હજુ સુધી પણ હું સમજી શકયો નથી."

અરુણે હરેન્દ્રના મુખની તરફ આંખ ઉઠાવી જોયું. એ મુખ એવું જ સુન્દર, એવું જ નિષ્કલંક હતું! એમાં પ્રતારણા કે અવિશ્વાસની છાયા પણ નહોતી. એ મુખની તરફ જોઇને અરુણ મોટી ગૂંચવણમાં પડી ગયો.

હરેન્દ્રે અધીર બનીને કહ્યું:–"ચૂપ કેમ થઈ ગયો છે? કહેને. શું કહી રહ્યો હતો?"

અરુણ કેવી રીતે તેને આ વાત કહે તે સમજી શકયો નહિ. અંતમાં એકી શ્વાસે તે બોલી ગયો:–"તમે મારી બહેનને શા માટે છૂપાવી રાખી છે?"

હરેન્દ્રે મોટાં વિસ્મયની સાથે કહ્યું:–"તારી બહેનને મેં છૂપાવી રાખી છે? એને છૂપાવીને શા માટે રાખું?"

અરુણને લાગ્યું કે હરેન્દ્ર શબ્દોની જાળ ગોઠવીને મૂળ વાતને દબાવી દેવા ઇચ્છે છે. એ કહે છે, છૂપાવીને શા માટે રાખું? એનો અર્થ તો એ જ થાય છે કે એમણે એને જરૂર રાખી છે; પણ એઓ એને છૂપાવવા ઇચ્છતા નથી. શું આ ભાવ અરુણ હરેન્દ્રને કહે? અરુણનું મન વિમાસણમાં પડી ગયું. પોતાની આ કલ્પના ખરી છે કે ખોટી તે એનું મન નક્કી કરી શકયું નહિ. આખરે થોડાંક વખત પછી તેણે પૂછ્યું:–"તો પછી બહેન કયાં છે?"

"તારી બહેન ક્ષિતીશ બાબૂને ત્યાં છે."

અરુણે અવાક્ બનીને પૂછ્યું:—"ક્ષિતીશ બાબૂ! એઓ કોણ છે?"

"જેમણે તારી બહેનનાં પ્રાણ બચાવ્યા છે."

"પ્રાણ બચાવ્યા છે?"

"હા."

"કેવી રીતે?"

"તારી બહેન ભીડમાં કચડાઈને દબાઈ બેહોશ બની ગઈ હતી. રસ્તા પર અર્ધમૂર્છ હાલતે પડી હતી. ક્ષિતીશ બાબૂ એમને ઉઠાવી પોતાને ત્યાં લઈ ગયા અને દવા – દારૂ કરી એના પ્રાણ બચાવ્યા."

અરુણે આશંકાથી રૂંધાયલા સ્વરે કહ્યું:– "બહેન હવે તો સારી છે ને?"

"હા."

અરુણની આંખો આગળથી એક ભારી પડદો ખસી ગયો. અત્યાર સુધી એના હૃદયમાં એની બહેનને લગતાં, હરેન્દ્રને માટેનાં જે ભાવો હતાં તે બધાં ભાવો આ પડદો ખસવાની સાથે જ દૂર થઈ ગયા. હવે એના બાલક હૃદયની અંદર કોઈ પ્રકારનો સંદેહ રહ્યો ન હોતો. આ વિશે કોઈ પ્રશ્નોત્તર કરવાની પણ હવે તેને જરૂર ન જણાઈ. એની બહેનને જોવા માટે અધીરા બનીને તેણે હરેન્દ્રનો હાથ પકડીને ખેંચતાં ખેંચતાં કહ્યું:– "ચાલો, જલદી ચાલો, હું બહેનને જોવા આતુર છું."

હરેન્દ્રે અન્યમનસ્ક ભાવથી કહ્યું:– "ચાલો."

રસ્તે ચાલતાં ચાલતાં અરુણે કહ્યું:– "હરેન્દ્ર દાદા, તમારો પેલો શશી મુકરજી કેવો પાજી છે!"

હરેન્દ્રનું ચિત્ત બીજે જ હતું. તેનું મન ભવિષ્યના કોઈ દુઃખની ચિન્તામાં લીન બનેલું હતું. એના હૃદયના ઉંડાણમાં કોઈ વેદના ધીરે

ધીરે વધુને વધુ ગાઢ બનતી જતી હતી. એટલે એ અવસન્ન ને શિથિલ માલમ પડતો હતો.

અરુણે ફરીથી કહ્યું:- "તમારો શશી મુકરજી મૂર્ખ છે!"

હરેન્દ્રે બેધ્યાનપણે ઉત્તર આપ્યો: "કેમ, એણે શું કર્યું?"

"એણે જ તો તમને અને બહેનને ગામ ભરમાં બદનામ કરી દીધાં છે."

એકાએક હરેન્દ્રના હૃદય પર સખ્ત આઘાત થયો હોય એવું લાગ્યું. એ કંઈ જ સમજી ન શકયો. બોલ્યો:- "કેવી રીતે?"

"એણે ગામમાં વાત પ્રસારી હતી કે તમે જ બહેનને નસાડી દીધી હતી; અને એ માટે આગળથી જ તમે બન્નેએ સંતલસ પણ કરી રાખી હતી."

આ સાંભળીને હરેન્દ્રના સારાય શરીરમાં આગ ફેલાઈ ગઈ એ બોલી ઊઠયો:- "પાજી બદમાશ! હું એની બરાબર ખબર લઈશ."

હરેન્દ્રને ખૂબ ક્રોધ ઉત્પન્ન થયો; પરન્તુ એનો એ ગુસ્સો લાંબા સમય સુધી ટકી રહેવા પામ્યો નહિ. એના હૃદયની અંદર જે એક અજ્ઞાત આતંકનો અંધકાર હતો, એમાં જ એ ક્રોધ ધીરે ધીરે ડૂબવા લાગ્યો.

કમલિની આટલા દિવસો સુધી ઘર છોડી ગૂમ થઈ ગઈ છે, એટલે ગામમાં એક ભારે ગડબડ મચી ગઈ હશે. સમાજના લોકોએ એક આન્દોલન મચાવી ઊભું પણ કરી દીધું હશે એની હરેન્દ્રને પ્રથમથી જ સંભાવના હતી. સાથે સાથે, સમયે-સમયે તેના મનમાં એ આશા પણ પ્રકટતી હતી કે એવું ન પણ થયું હોય. લોકોએ કંઈ ગડબડ ન પણ મચાવી હોય. કિન્તુ કમલિનીને નસાડી જવાની બદનામી પોતાના શિર પર આવશે, લોકો તેને માટે તેને નિંદશે-

દોષપાત્ર ગણશે તેની કલ્પના તેને સ્વપ્નમાં પણ નહોતી. ક્યાં કમલિની હતી અને ક્યાં એ પડ્યો હતો ! કેટલાક દિવસો સુધી તો કમલિની સાથે એને મુલાકાત પણ થઈ નહોતી. તો પછી એ બન્ને વચ્ચે સલાહ – મસલત ક્યારે થઈ અને ક્યારે તેણે કમલિનીને નાસી જવા માટે ફોસલાવી ? આ અપવાદ કંઈ પણ પ્રમાણ – સાક્ષી મેળવ્યા વગર જ તેના પર કેવી રીતે નાંખવામાં આવ્યો તે એની સમજમાં ન ઊતર્યું. એ વિચારી રહ્યો હતો – અને તે પોતે આવું કુકર્મ કરે તેના પર લોકો વિશ્વાસ પણ કરે છે.

હરેન્દ્રે અરુણને પૂછ્યું: – " અને એ વાત પર કોઈએ વિશ્વાસ પણ કર્યો છે ? "

" હા, કેમ નહિ કરે ! "

" કોણે કર્યો છે ?"

" બધાએ જ. "

" પિતાજીએ પણ. "

" હા. "

" મા એ ? "

" એમણે પણ. "

" તારા મા – બાપે ? "

" એમણે પણ. "

" અને તેં ?"

" મેં પણ પહેલાં એ વાત માની લીધી હતી. ના, ના, પહેલાં તો મને એના પર વિશ્વાસ જ નહોતો થતો; પરન્તુ જ્યારે બધાં જ

એ વાત કહેવા લાગ્યા, શાળાના છોકરાઓ મજાક કરવા લાગ્યા, ત્યારે લાચાર બનીને મને પણ એ વાત પર વિશ્વાસ રાખવો પડ્યો. અને હું વિશ્વાસ ન કરું તો કરું પણ શું હરેન્દ્ર દાદા ?"

હરેન્દ્રે એનો કંઈ પણ જવાબ ન આપ્યો. માત્ર એના અન્તસ્તલને ચીરીને એક ઊંડી "હૂં!" નીકળી ગઈ. એનું મન રોષથી ભરાઈ ગયું. મા-બાપથી માંડીને તે પાડોસી અને ગામના બધા લોકોએ તેને આવો હીન અને દુરાચારી સમજી લીધો! અને આ વિચાર મનમાં આવતાં જ તેને સારા ય સંસારના લોકો પર ઘૃણા ઉત્પન્ન થઈ ગઈ. એણે એવું તે શું કર્યું હતું? એના વ્યહવારમાં-એની ચાલચલગતમાં કે એના ચારિત્ર્યમાં લોકોએ એવી તે કઈ વાત જોઈ-જાણી હતી કે તેના પર આવું મોટું કલંક નાંખી દેવામાં આવ્યું? અને એ નાંખતા લોકોને જરા પણ સંકોચ ન થયો? એને પૂછવાની, એને સાંભળી લેવાની પણ કોઈને જરૂર ન જણાઈ? આરોપ સાચો છે કે ખોટો તેની તપાસ પણ કોઈએ ન કરી? બસ, એકદમ ફેંસલો કરી દીધો! એને જણાયું કે, જગતમાં એને પોતાને કોઈ પણ ભાઈ, સગા કે હિતૈષી નથી. મા-બાપ પણ નહિ! એ માટે જ આટલા દિવસો થઈ ગયા છતાં એની મા તરફથી એને એક પત્ર પણ મળ્યો નહિ. એ કારણને લીધે જ તેના પિતા કલકત્તા આવીને ક્રોધમાં ને ક્રોધમાં એનો મુકામ ઉઠાવી સરસામાન લઈ ચાલી ગયા અને એટલે સુધી કે તેમણે એને મળવાની પણ જરૂર ન જોઈ!

હરેન્દ્રે પૂછ્યું:-"પિતાજીએ શું કહ્યું?"

"સાંભળ્યું છે કે તેમણે આપને ત્યાજ્ય પુત્ર તરીકે જાહેર કર્યા છે."

હરેન્દ્રે પોતાના મનમાં જ હુંકારો આપીને કહ્યું:-"ઠીક કર્યું! બહુ જ સારું કર્યું!"

રસ્તામાં ચાલતાં ચાલતાં અરુણ કોણ જાણે કેટલીય વાતો કહી રહ્યો હતો. પરન્તુ એમાંનો એક પણ શબ્દ હરેન્દ્રના કાનમાં ગયો નહિ. અરુણની કોઈ પણ વાત હરેન્દ્રનું ધ્યાન તેની તરફ આકૃષ્ટ કરી શકી નહોતી. એ પૃથ્વી પર નહિ પણ બળતા અંગારા પર ચાલતો હોય એવી રીતે ચાલી રહ્યો હતો.

પોતાના વિષયમાં વિચારતાં વિચારતાં તેને કમલિનીનો ખ્યાલ આવ્યો. તેણે પૂછ્યું:–"ઠીક અરુણ, કમલિનીને માટે લોકો શું કહે છે?"

"બહેનની નિન્દા તો એવી થઈ રહી છે કે કાન પણ સાંભળવા ના પાડે. એટલા માટે તો હું ગામ છોડીને મા-બાપને કહ્યા વગર જ તમારો પત્તો મેળવવા માટે અહીં દોડી આવ્યો છું."

"તારા માતા-પિતા શું કહે છે?"

"એઓ કહે છે કે જો કમલિની મરી ગઈ હોત તો અમને આટલું દુઃખ થાત નહિ."

હરેન્દ્ર વિચારવા લાગ્યો–આ તે મા-બાપ છે! કમલિનીએ એવો તે કયો ગુન્હો કર્યો હતો કે તેઓ એના મરણને શ્રેય સમજતાં હશે? તો શું કમલિનીનું પણ આ સંસારમાં કોઈ નથી? કમલિનીની અવસ્થા પણ એની સમાન જ અસહાય છે? જાણે એ બન્નેના હાથપગ બાંધી લોકોએ તેમને એક અથાગ મહાસાગરમાં ફેંકી દીધા હોય એવું હરેન્દ્રને લાગવા માંડ્યું. આહ! બિચારી કમલિની હવે એકલી શું કરશે? એને કોનો આશ્રય મળશે? આમ કમલિનીનો વિચાર કરતાં કરતાં હરેન્દ્રનું હૃદય અતિ આકુળ બની ગયું. એ વ્યસ્ત બનીને બોલી ઊઠ્યો:–"તો પછી ભાઈ અરુણ, કમલિનીનું શું થશે?"

અરુણે તરત જ જવાબ આપતાં કહ્યું:—"થાય શું? જ્યારે આપણે કાન પકડાવીને દુશ્મનોને બતાવી આપશું કે આ બધા આક્ષેપો જૂઠાં છે! જ્યારે આપણે તેમને પુરવાર કરી બતાવશું કે આ અફવાઓ ખોટી છે; ત્યારે લોકોના મુખ પર જોડાંઓ ન પડશે?"

હરેન્દ્ર અરુણનો આ બાલ-હૃદયભર્યો ઉત્સાહ જોઈ આશ્ચર્ય પામી ગયો. એને લાગ્યું કે એ પોતે પણ આવો બાલ-હૃદયનો ઉત્સાહ મેળવે તો પછી બાકી જ શું રહે? પરન્તુ પુરાવો કેવો? પ્રમાણની કિંમત કેવી? આ સંસારમાં પુરાવાની-પ્રમાણની અપેક્ષા જ કોણ રાખે છે? જે લોકોએ એ નવજવાન પ્રાણીઓના મસ્તક પર કલંકનો આવો મોટો કાળો ચાંલ્લો લગાવ્યો હતો, તે લોકોએ તે સમયે એવું કરતી વખતે કોઈ પ્રમાણની અપેક્ષા રાખી હતી કે? કેવો પુરાવો? કેવું પ્રમાણ? જો પુરાવો જ બધું કંઈ હોય તો પછી એ બન્નેની સાથે આટલો બધો અવિચાર કેવી રીતે થયો? જે પ્રમાણની મનુષ્ય આટલે સુધી અવહેલના કરી શકે છે, એ પ્રમાણના વિશ્વાસથી શું તેઓ કલંકથી મુક્ત બની શકશે ખરાં? એ તો એક ગાંડાનો વિચાર છે! કમલિની શહેરના રસ્તા પર ભીડમાં મૂર્છિત બનીને પડી હતી. એક ભલા માણસે દયા આવવાથી તેને ઉપાડી અને પોતાના ઘરમાં લઈ જઈને દવા-દારૂ કરાવી તેનો પ્રાણ બચાવ્યો—આ બનાવને બદનામ કરનારા પાપીઓ શું સાચ્ચો માનશે? કોઈની જૂઠી નિન્દા કરવામાં જેમને આનંદ આવે છે, બદનામી કરવી એ જ જેમનો વ્યવસાય છે તેઓ આ વાત કદાપિ પણ માને એવા નથી.

તો પછી કમલિનીનું શું થશે? અને આ વિચાર હરેન્દ્રના મનની અંદર એક કરુણ આર્તનાદ કરતો ઘૂમવા લાગ્યો. એના મનમાં કલ્પના પણ નહોતી કે કમલિનીના માત-પિતા આવી રીતે વાંક વગર જ તેનો ત્યાગ કરી દેશે. આમ છતાં પણ વધુ ખુલાસા

માટે તેણે અધીર બનીને પૂછ્યું:–"અરુણ, તારા મા–બાપ હવે કમલિનાને ઘરમાં નહિ રાખે?"

અરુણે ભાર દઈને ઉત્તર આપ્યો:–"કેમ નહિ રાખે?"

"કેમ નહિ રાખે?" આ ઉત્તર કેવો બેહૂદો છે એ વાત હરેન્દ્ર એને કેવી રીતે સમજાવે. માત–પિતાના હૃદયનું નરમ લોહી પણ પત્થરની જેમ સખ્ત અને બરફની જેમ શિતળ પણ થઈ શકે છે એનો અનુભવ હરેન્દ્રનું રોમે–રોમ કરી રહ્યું હતું. પણ એને નકામું માનીને એણે અરુણને એ બતાવવાનો કે સમજાવવાનો પ્રયત્ન કર્યો નહિ. એ પોતાના હૃદયના આર્ત્તનાદને સાંભળતો–સાંભળતો ચાલવા લાગ્યો.

જ્યારે હરેન્દ્ર ક્ષિતીશ બાબૂના મકાન સમીપ જ આવી ગયો, ત્યારે એકાએક ઊંઘમાંથી ચોંકી પડ્યો હોય એમ તેણે પૂછ્યું:– "અરુણ, સતીશ બાબૂ વિશે તું કંઈ જાણે છે?"

સતીશ બાબૂનું નામ આવતાં જ અરુણનો સારો ય ઉત્સાહ નરમ બની ગયો. એના ઉજ્જવળ મુખ પર એક શ્યામ છાયા છવાઈ ગઈ. એણે ધીરે–ધીરે કહ્યું:–"હા, જાણું છું."

"એમણે આ બધી વાત સાંભળી છે?"

"હા."

"વિશ્વાસ કર્યો છે?"

"એવું માલમ તો પડે છે."

"કેવી રીતે?"

"સાંભળ્યું છે કે તેઓ પોતાના બીજાં લગ્નની તૈયારી કરી રહ્યા છે."

"એમ!" હરેન્દ્ર ક્રોધમાં ભરાઈને વ્યંગમાં જ બોલી ઊઠ્યો.

## ૧૬

ક્ષિતીશના મકાનમાં હરેન્દ્રે જેવો પગ મૂક્યો કે તરત જ ક્ષિતીશે અધીર ભાવથી પ્રશ્ન કર્યો:—"હરેન્દ્ર બાબૂ કેમ આટલું મોડું કર્યું? એ તમારે માટે બહુ જ વ્યાકુળ થઈ રહી છે."

હરેન્દ્રે ગંભીર ભાવથી કહ્યું:—"કોણ કમલિની?"

અરુણના મુખ તરફ સન્દેહની દૃષ્ટિ નાંખીને ક્ષિતીશે કહ્યું:—"હા."

આ બીજું માણસ કોણ આવ્યું છે, તે જાણવાને માટે ક્ષિતીશે જિજ્ઞાસાની દૃષ્ટિથી હરેન્દ્રની સામે જોયું. પ્રથમની જેમ જ ગંભીર ભાવથી હરેન્દ્રે કહ્યું:—"આ અમારો અરુણ છે."

પણ ક્ષિતીશને એથી સંતોષ ન થયો. અરુણ કોણ છે, કમલિની કે હરેન્દ્રની સાથે તેનો શું સંબંધ છે તે જાણવા તેનું મન અધીર બની ગયું. એણે અવાક્ બનીને એનો વિસ્તૃત પરિચય સાંભળવા માટે હરેન્દ્રના મુખની તરફ સ્થિર દૃષ્ટિથી જોયું. કિન્તુ હરેન્દ્રના મુખથી એથી વિશેષ કંઈ પણ નીકળ્યું નહિ.

હરનાથ મૈત્રની ખબર કમલિનીને આપવાને માટે ક્ષિતીશ બહુ જ વ્યસ્ત બની ગયો હતો; પરન્તુ આ અપરિચિત મનુષ્યની આગળ કમલિનીના વિષયમાં કંઈ વાત છેડવી તેને ઠીક જણાઈ નહિ, એટલે તે ચૂપ જ રહ્યો.

આ બાજુ કમલિની ત્રીજા પ્રહરથી જ હરેન્દ્રની પ્રતીક્ષા કરી રહી હતી – ક્યારેક ઓરડાની અંદર આવતી તો ક્યારેક ઝરૂખામાં જઈને જોતી. જેમ જેમ હરેન્દ્રને આવતાં મોડું થતું હતું તેમ તેમ એની ઉત્કંઠા અને એની સાથે સાથે એક પ્રકારનો ભય પણ વધતો જતો હતો. સ્વામી સાથે મુલાકાત ન થવાથી લખનઉથી જ તેને અહીં પાછા આવવું પડ્યું હતું તેને એ શુભ લક્ષણ સમજતી નહોતી. અને એથી જ એક પ્રકારની આશંકા રહી રહીને તેના મનમાં દુઃખ પહોંચાડ્યા કરતી હતી.

આજ દિવસ સુધી કોઈ પણ પ્રકારની ખરાબ ભાવના કમલિનીના હૃદયમાં જડ જમાવીને બેઠી શકી નહોતી. આજે નહિ તો કાલે પણ મા – બાપની સાથે, પતિની સાથે તેની મુલાકાત થશે – એ આશાની ઉત્તેજનામાં તે દિવસો વિતાવી રહી હતી. સ્વામીના દર્શના કર્યા વગર જ પાછા આવવું પડ્યું અને એથી જે નિરાશા ઉત્પન્ન થઈ તેણે એના હૃદયને દારુણ આઘાત પહોંચાડ્યો. અને આ આઘાત પહેલો જ હતો. આ નિરાશાજનક બનાવથી એને લાગવા માંડ્યું કે એના ભાવિ જીવનમાં આથી પણ કંઈક વધુ ભયાનક ભવિષ્ય નિર્માણ થયેલું છે. ઘેર પાછાં જવાનું જેટલું સહજ સમજવામાં આવતું હતું તેટલું સહજ એ છે પણ નહિ. એને લાગ્યું કે એ આંધીના વટોળમાં ઘેરાઈ ગઈ છે. એ વંટોળમાંથી નીકળવું તેને માટે મુશ્કેલ બન્યું છે! હાય! હવે શું થશે?

આ પ્રકારના એક અનિશ્ચિત અનિષ્ટની આશંકા તેના હૃદયને આઘાત પહોંચાડી રહી હતી. અને આ કારણથી જ એ કોઈ શુભ

ખબર સાંભળવા તલપાપડ થઈ રહી હતી. હરેન્દ્રના આવવામાં જેમ જેમ વિલંબ થતો ગયો તેમ તેમ એ વધુ વ્યાકુળ બનતી ગઈ અને એની ઉતાવળ પણ વધતી ગઈ. થોડી થોડી વારે એ ઓરડામાંથી નીકળીને ઝરૂખામાં અને ઝરૂખામાંથી ઓરડામાં જયા કરતી હતી.

એકાએક કમલિનીએ નીચે હરેન્દ્રનો અવાજ સાંભળ્યો. એનાથી હવે રહેવાયું નહિ. એ તરત જ દાદર ઊતરી નીચે ગઈ. એ હજુ નીચે પહોંચી પણ ન હતી ત્યાં તો અરુણનું નામ પણ સંભળાયું. બસ, એ સીધી નીચેના બેઠકગૃહમાં જ દાખલ થઈ ગઈ.

કમલિનીને આજે એકાએક જ નીચેની બેઠકમાં આવેલી જોઈને ક્ષિતીશ ચોંકી પડયો. બાલક હોવા છતાં પણ એક અપરિચિત વ્યક્તિની સામે કમલિનીનું આવવું એને ઠીક ન લાગ્યું. ક્ષિતીશ અરુણનો હાથ પકડીને તેને બહારના ઓરડામાં લઈ જવા ઈચ્છતો હતો એટલામાં જ અરુણ બૂમ પાડી ઊઠયોઃ –" બહેન ! "

કમલિનીના મનનો આવેગ એટલો વધી ગયો હતો કે એના મુખથી કોઈ પણ શબ્દ નીકળી શકયો નહિ. એણે માત્ર આગળ વધીને અરુણનો હાથ જ પકડી લીધો. એ પછી ભાઈ–બહેન કેટલીક પળો સુધી પરસ્પર એક બીજાની સામે જ જોઈ રહ્યા. કમલિનીએ વસ્ત્રના છેડાથી આંસુ લૂછી ધીરા સ્વરમાં કહ્યું: –" ભાઈ અરુણ, તું આવી ગયો ? "

અરુણ માત્ર ' બહેન ! ' કહીને જ ચૂપ રહી ગયો. તેનાથી આગળ કંઈ પણ બોલી શકાયું નહિ.

કમલિની જ્યારે સ્વસ્થ બની ત્યારે તેણે અરુણને ક્ષિતીશને પ્રણામ કરવા માટે કહ્યું અરુણે કૃતજ્ઞ દૃષ્ટિથી ક્ષિતીશની તરફ જોઈ પ્રણામ કર્યા. અરુણને જણાયું કે એની બહેન પહેલાં હતી તેવી જ

છે. એનામાં જરાય પરિવર્તન થયું નથી. લોકો શા માટે એની નકામી નિન્દા કરી રહ્યા છે ?

ભાઈ અને બહેનના આ આનન્દમય મિલનનું અદ્‌ભૂત દૃશ્ય હરેન્દ્ર ચૂપચાપ જ જોઈ રહ્યો હતો. એને થતું હતું કે આ કઠોર સંસારની મરુભૂમિમાં આવા સ્નેહનું એકાદ ઝરણું એના ઘરમાં પણ હોત, તો કેવું સારું થાત ?

કમલિનીએ પહેલાં મા–બાપની કુશળતા પૂછી. તે પછી અરુણનો હાથ પકડી એ તેને ઉપર લઈ ગઈ. જતાં જતાં અરુણને લાગવા માંડ્યું કે– આ ઘર, આ ઓરડાઓ, આ ક્ષિતીશ દાદા, હરેન્દ્ર દાદા, બધાં પરમ પવિત્ર છે. અહીંની આબોહવા અને આસપાસની બધી ચીજો પણ પવિત્રતાથી પરિપૂર્ણ છે. અહીંની વસ્તુઓમાં હૃદયની પ્રિતી અને મીઠાશ ભરેલો છે. ક્યાંય પણ મલિનતા યા નિષ્ઠુરતા જણાતી નથી. લોકોના મુખથી નીકળતાં વાક્પ્રહારો, કટાક્ષો અને નિન્દા સાંભળી સાંભળીને એના મનમાં એવો અભિપ્રાય બંધાયો હતો કે એની બહેન જે જગ્યાએ છે તે સ્થળ તદ્દન અપવિત્ર અને નરક સમાન જ છે. કિન્તુ આજે આ પવિત્રતાની અંદર પોતાની બહેનને એક દેવીની જેમ બિરાજેલી જોઈને એના મનની સારી ય ગ્લાનિ દૂર થઈ ગઈ. એનું હૃદય નિર્મળ આનન્દના ભાવથી ભરાઈ ગયું.

આજે એક નવા અતિથિના આગમનથી કમલિનીના આનન્દનો પાર નહોતો. એનું હૃદય પોતાના સગાં ભાઈને મળવાથી અવર્ણનીય આનંદ અનુભવતું હતું. ત્યારે આ બાજુ ક્ષિતીશ ભારે ચિન્તામાં ડૂબી ગયેલો જણાતો હતો. એને વારંવાર એ જ ખ્યાલ આવી રહ્યો હતો કે – હાય, હવે કમલિની એને ત્યાંથી ચાલી જશે ! જરૂર જ ચાલી જશે ! સાતમ, આઠમ અને નોમ એ ત્રણ દિવસના પૂજા – પાઠ, ઉત્સવ બાદ જ્યારે પ્રતિમાનું વિસર્જન કરવામાં આવે

છે ત્યારે વિજયાદશમીને દિવસે ઘર જેવી રીતે શૂન્ય લાગે છે તેવી જ શૂન્યતાનો આભાસ આજે એના હૃદયની અંદર જણાવા લાગ્યો. આ ઘર, આ સરસામાન, આ ફરનીચર, આ વાદ્યો, પોતાના હાથથી સજાવેલી આ લાયબ્રેરી, છબીઓ વિગેરે બધું જ આજે તેને નકામું લાગવા માંડ્યું. કમલિની જગતનો સારોય પ્રકાશ બૂઝાવીને ચાલી જતી હોય એવું તેને જણાવા માંડ્યું. જો એના સામર્થ્યની વાત હોય તો આજે જ એ, બાલકોની વાર્તાના રાક્ષસની જેમ કમલિનીને બધાના હાથમાંથી ઝૂંટવીને કોઈ અજ્ઞાત્ એકાન્ત પહાડની ગૂફામાં એને ઉપાડી ગયો હોત !

હરેન્દ્ર એકલો જ ચૂપચાપ એ ઓરડામાં બેસી રહ્યો હતો. આઘાત પામેલું એનું હૃદય ક્રમશઃ રોષથી પરિપૂર્ણ થઇ રહ્યું હતું. આ રોષ માત્ર એના મા-બાપના ઉપર જ નહોતો; પણ જગત, સંસાર, સમાજ અને ઇશ્વર, બધાના ઉપર જ હતો ! જેટલા પ્રમાણમાં આ રોષ વધી રહ્યો હતો, એટલા જ પ્રમાણમાં એક પ્રકારની વિરક્તિ, એક પ્રકારની વિતૃષ્ણા એના મનને ચિઢવી રહી હતી. એ મનમાં ને મનમાં જ કહી રહ્યો હતો – મને કંઇ પણ જોઇતું નથી હું કોઇને પણ ચાહતો નથી ! પણ કમલિની ? એની શી વલે થશે ? ભાગ્ય હજુ પણ તેના પર કેવાં કેવાં જુલ્મ કરશે ? શું એને એકલી, અસહાય દૈવને જ ભરોસે મૂકી દેવી ? ના – ના, કમલિની બાલ્યાવસ્થાથી જ એની સાથે રમી – કૂદી છે, દિવસ – રાત એ બંને લઢયાં – વઢયાં છે, સાથે જ હસ્યાં – કૂદયાં છે અને સાથે જ રડયાં – રીસાયાં છે ! એ કમલિની તો એની સદાની સાથિની છે. થોડાંક દિવસો માટે એ એનાથી વિખુટી પડી ગઈ હતી પણ હવે એ પાછી આવી ગઈ છે. કયાંથી આવી, કેવી રીતે આવી, એ એને જ્ઞાત નથી; માત્ર એ એટલું જ જોઈ રહ્યો છે કે કમલિની આવી ગઇ છે ! હરેન્દ્ર વિચારવા લાગ્યો, બધાં પાસેથી નિરાશ થઈને, બધાંની દ્વારા ત્યજાઈને એ પુનઃ મારા

આશ્રયે આવી છે. અને એને હું ન રાખું તો બીજું કોણ રાખે? એને છે પણ કોણ? કોઈ જ નહિ. સ્રીને મા–બાપ કે સ્વામી એ બે જ આશ્રય હોય છે. એ બેમાંથી એને કોઈ પણ સ્વીકારવા તૈયાર થશે નહિ. એ અનાથ છે. આશ્રયપ્રાર્થિની છે. હું એને આશ્રય આપીશ. એ મારી કમલિની છે! મારી જ છે. હરેન્દ્ર બેઠો બેઠો સ્વપ્ન જેવું જોઈ રહ્યો હતો!

## ૧૭

અરુણને મેળવીને કમલિનીને લાગ્યું કે હવે તેના દુઃખી દિવસો અને તેની દુર્ભાવનાઓનો અસ્ત થઈ ગયો છે. એ કોઈ મહા વંટોળમાંથી પાછી ક્ષેમ કુશળ નીકળી આવી હોય એમ તેને જણાયું. અરુણે પણ પોતાના મનની સ્ફૂર્તિથી કમલિનીની બધી આશંકા દૂર કરી દીધી. એની બહેન વિશે જે ગપ–ગોળા ગામ લોકોએ ચલાવ્યા હતા, જે કલંક એના શિર પર લગાવ્યું હતું તે બધું જૂઠું પૂરવાર થયું છે. એનો બનેવી કે જે બહેનના કલંકની વાત સાંભળીને બીજાં લગ્નની ઈચ્છા કરી રહ્યો છે, તેને ખબર નથી કે એની બહેન તો નિષ્કલંક અને ભોળી છે. તો પણ અરુણે કમલિનીના ભયનું મૂળ કારણ કે જે સતીશના બીજાં લગ્ન કરવાની અફવા હતી, તેની ચર્ચા તેણે પોતાની બહેન આગળ કરી નહિ. કારણ એથી કમલિનીની ચિન્તા અને દુઃખ પુનઃ ઉદ્‌ભવ થવાનો સંભવ હતો. અરુણના હાવભાવ અને તેની વાતચીતથી કમલિનીને એક આશ્વાસન મળ્યું, જેનાથી એના મનની શંકા પણ દૂર થઈ ગઈ. હવે એ ઉલ્લાસની સાથે છૂટાં મનથી એક – એક કરીને બધી વાતો અરુણની આગળ વર્ણવા લાગી. આ

વાતોમાંનો અધિક અંશ તો ક્ષિતીશને લગતો જ હતો. ક્ષિતીશના સ્નેહ, યત્ન અને આદરે કમલિનીના મન પર કેટલી ઊંડી અસર ઉપજાવી હતી, તેની જાણ અરુણને બહેનની આ વાતો પરથી જ માલમ પડી આવી. અરુણ પણ ક્ષિતીશની આ પ્રશંસા સાંભળીને તેમજ તેણે પોતાની બહેન પર બતાવેલાં ભાવ અને પ્રેમથી પ્રેરાઈને તે પણ તેના પ્રતિ ઉપકાર વશ બની ગયો. તેના હૃદયમાં પણ ક્ષિતીશ પ્રત્યે અપ્રતિમ પ્રેમ ઉભરાઈ ગયો.

કમલિનીએ કહ્યું:–"આટલા દિવસો સુધી હું પારકા ઘરમાં છું, કિન્તુ એક પણ દિવસ મને એવો અનુભવ થયો નથી કે હું કોઈ પરાયાં ઘરમાં છું. આ ઘર મારું જ હોય, હું આ ઘરની જ હોઉં એવો વર્તાવ મારા તરફ કરવામાં આવ્યો છે. સાચું કહું છું અરુણ, આ ક્ષિતીશ દાદા નિશ્ચય જ ગયા જન્મમાં આપણા કોઈ આત્મીય હોવા જોઈએ !"

આ સંબંધમાં શું જવાબ આપવો તે અરુણની સમજમાં ન આવ્યું, એટલે તે બોલી ઊઠયો:–"ક્ષિતીશ બાબૂ સાચે જ ભલાં માણસ છે !"

"માત્ર ભલાં જ નથી–ભલાં માણસો તો બહુ મળશે, કિન્તુ આ રીતના પોતાના (પારકાં હોવા છતાં પણ સગાંથી પણ વધુ કામ કરનારા) માણસ દુનિયામાં કેટલાં મળી શકશે ?"

"કોઈક જ. પોતાનું બધું કામકાજ છોડી તમારે માટે એમણે કેવી મહેનત ઉઠાવી છે ! તમને લઈને તેઓ સતીશ બાબૂની પાસે પણ દોડી ગયાં હતાં ! પરંતુ બહેન, હરેન્દ્ર દાદાએ પણ તમારે માટે ભારે મહેનત લીધી છે."

કમલિનીએ કહ્યું:–"ભાઇ, હરેન્દ્ર દાદાનો તો એ સમયે પત્તો પણ નહોતો ! ક્ષિતીશ બાબૂએ જ તેમને શોધી કાઢયા હતા."

અરુણનું મન કમલિનીની સાથે સહમત થઈ શક્યું નહિ. એણે કહ્યું:–"તમારી વાત ઠીક છે, પરન્તુ હરેન્દ્ર દાદાએ પણ તમારે માટે કંઇ ઓછું નથી કર્યું?"

"હરેન્દ્ર દાદાએ તો કરવું જ જોઈએ ને! આપણા ગામના રહ્યા અને વળી એક રીતે આત્મીય પણ ગણાય. એઓ ન કરે તો કરે કોણ? પરંતુ વખાણ તો આ ક્ષિતીશ બાબૂના કરવા જોઇએ, કે જેમની સાથે કોઇ ઓળખાણ કે પિછાન પણ નહોતી."

"એ તો હું પણ જાણું છું. જ્યારથી ક્ષિતીશ બાબૂને જોયા છે ત્યારથી મને પણ તેઓ આપણા કોઈ સગાં હોય એવું લાગ્યા કરે છે.'

"એટલે તો હું એમને ક્ષિતીશ દાદા કહું છું."

"હું પણ હવે એમને ક્ષિતીશ દાદા જ કહીશ."

કમલિનીને તરત જ ખ્યાલ આવ્યો–કેટલા દિવસ કહેશે? એક કે બે દિવસથી વધુ તો હવે અહીં રહેવાનું નથી. એ પછી ક્ષિતીશ દાદા ક્યાં હશે અને અમે લોકો ક્યાં હઈશું! ક્ષિતીશ દાદા અનેક કામોમાં ગૂંચવાઈ અમને ભૂલી જશે, કિન્તુ હું તો એમને ભૂલી શકું એમ નથી. એ વિદેશમાં જ્યાં બંગાળીઓ બહુ જ ઓછા છે, ત્યાં હરઘડીએ ક્ષિતીશ દાદાની યાદ તાજી થશે. એમને જોવા માટે–મળવા માટે જીવ તલપશે, કિન્તુ જોઈ શકીશ નહિ! કદાચ આ જન્મમાં પણ હવે હું તેમને ન જોઇ શકું! રહી–રહીને એ દિવસોની સ્મૃતિ મને સતાવ્યા કરશે.

વિચારતાં–વિચારતાં કમલિનીના હૃદયમાંથી એક લાંબો શ્વાસ નીકળી ગયો–આંખોમાં આંસુ પણ ભરાઈ આવ્યા.

ખાવાની તૈયારી થઈ ચૂકી હતી. ક્ષિતીશ અરુણને જમવાને

માટે બોલાવવા ઉપર આવ્યો. આવીને એણે જોયું તો, કમલિનીની આંખમાં આંસુના બે બુંદ મોતીની જેમ ઝલકી રહ્યા હતા. કમલિની આ ઘરમાં આવ્યા પછી કયારેય પણ રડી હતી કે નહિ તેની તેને યાદ નહોતી. એણે કોઈ દિવસે પણ કમલિનીની આંખમાં આંસુ જોયા નહોતા. આજે પ્રથમ વાર જ એને કમલિનીની આંખમાં આંસુ જણાયા. દુનિયાનો એક રીવાજ છે કે કોઈને રડતાં જોઈને સામા માણસને પણ દુ:ખ ઉપજે છે. મનુષ્યનો આ સ્વભાવ જ છે. પરન્તુ કમલિનીની આંખમાંના આ આંસુ જોઈને ક્ષિતીશને થઈ આવ્યું કે આ આસુંના બે બુંદ કેવા સુન્દર છે? જો એ આંસુના બે બુંદ એને મળી જાય તો એક અણમોલ મોતીની તરહ એને સોનાની ડબ્બીમાં બંધ કરી વર્ષો સુધી, જિન્દગી ભર, એને પોતાની પાસે સાચવી મૂકે! એ બે આંસુના ટીપાંમાં જ એને જીવનનું બધું મૂલ્ય જણાવા માંડયું. એને થયું, સર્વસ્વની કુરબાની આપતાં પણ જો એ બે ટીપાં મળતાં હોય તો તેને લેવાનો લોભ એ જતો ન કરે!

કમલિનીની આંખમાંથી આંસુ ટપકયાં તો પણ ક્ષિતીશ મુગ્ધ દૃષ્ટિથી એની આંખો રહામે જ તાકી રહ્યો. કમલિનીનું ધ્યાન તૂટી ગયું. એ બોલી ઊઠી:– "આવો ક્ષિતીશ દાદા!"

કિન્તુ ક્ષિતીશનું ધ્યાન તૂટયું નહિ. એની એ સ્થિર દૃષ્ટિ જોઈને કમલિનીને લાગ્યું કે તેના હૃદયના અંધકાર ભર્યાં સ્થાનને કોઈ શોધી શોધીને જોઈ રહ્યું છે – ત્યાંની સારીય સામગ્રીને કોઈ અસ્ત – વ્યસ્ત કરી પીંખી રહ્યું છે! આ ભાવ ઉત્પન્ન થતાં અંદરને અંદર જ કમલિનીને એક પ્રકારની અસ્વસ્થતા વ્યાપી ગઈ. એ બેચેન બની ઝટપટ ત્યાંથી ઊઠીને બારીની પાસે દોડી ગઈ.

હરેન્દ્ર અને અરુણ બન્ને જમવા બેઠા. કમલિનીએ કહ્યું:– "ક્ષિતીશ દાદા, આપ કેમ બેસતાં નથી?"

ક્ષિતીશે કહ્યું : –" પહેલાં આ લોકોને જમી લેવા દો – એઓ મારા અતિથિ છે."

કમલિની બોલી : –" અહીં કોઈ મહેમાન નથી. બધાં જ આપના માણસ છે – ઘરનાં માણસ છે! તમે પણ બેસો."

"કમલિની! મારે માટે વ્યાકુળ થવાની જરૂર નથી!"

ક્ષિતીશે અવશ્ય કહ્યું કે મારે માટે વ્યાકુળ થવાની જરૂર નથી; કિન્તુ કમલિનીએ અનુભવ કર્યો કે આજે ક્ષિતીશને પોતાના હાથથી પીરસીને જમાડવાને માટે એનું મન બહુ જ વ્યસ્ત થઈ ગયું છે. એણે કહ્યું: –" ના, ક્ષિતીશ દાદા, એમ બનશે નહિ, તમારે બેસવું જ પડશે."

"મારે માટે તમે આટલી ચિન્તા કેમ કરી રહ્યા છો? હું તો ઘરબાર વગરનો માણસ છું. જ્યાં જે કંઈ મળી જાય છે તે ખાઈ લઉં છું."

"આજે તો હું તમને મારા હાથે જ પીરસીને જમાડીશ. ચાલો જોઉં!"

ક્ષિતીશે વિસ્મય બનીને એકવાર કમલિનીના મુખ તરફ જોયું. એ પછી એ બોલ્યો : –" આજે આ શું ધૂન લાગી છે, કમલિની?

કમલિનીએ વ્યથિત સ્વરમાં કહ્યું :–" દાદા, હવે તો હું કયારેય પણ આ રીતે મારી સામે બેસાડીને હાથથી પીરસી જમાડી શકીશ નહિ!"

આ બોલતાં બોલતાં એનું ગળું ભરાઈ આવ્યું. ગળાંને સાફ કરીને તે ફરી બોલી: –" કાલે તો હું અહીંથી જવાની છું."

અત્યાર સુધી હરેન્દ્ર શાન્તિથી બેસી રહ્યો હતો. એણે ગંભીર ભાવથી કહ્યું: –" ક્યાં?"

"કાલીગ્રામ."

"કોની સાથે?"

"અરુણની સાથે. તમે પણ આવશોને હરેન્દ્ર દાદા?"

હરેન્દ્રે ટૂંકામાં જ પરન્તુ ખૂબ દૃઢતા પૂર્વક કહ્યું:—"નહિ."

"કદાચ તમને તમારા અભ્યાસમાં હરકત આવે એમ હોય તો હું એકલી જ અરુણની સાથે ચાલી જઈશ."

હરેન્દ્રે એવા જ સ્વરમાં કહ્યું:—"ના, એમ પણ નહિ બને."

હરેન્દ્રની આ "ના" એક જબરજસ્ત આંચકાની સાથે કમલિનીના હૃદયમાં આવીને લાગી ગઈ. એનાથી એ એકદમ સ્તબ્ધ બની ગઈ અને ઘણા લાંબા સમય સુધી કંઈપણ બોલી શકી નહિ.

કમલિનીને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો કે હરેન્દ્ર એને ઘેર જતાં રોકશે. એઓ શા માટે ના કહી રહ્યા છે તે એની સમજમાં ન આવ્યું. એણે વિસ્મિત બનીને પૂછ્યું:—"ના કેમ પાડો છો હરેન્દ્ર દાદા?"

હરેન્દ્રે કોઈ ઉત્તર આપ્યો નહિ. કમલિનીને એક પ્રકારનો ભય લાગવા માંડ્યો. એણે જરા આગળ વધીને હરેન્દ્રની પાસે જઈને કહ્યું:— "ભાઈ, કેમ ના પાડો છો?"

એને લાગ્યું કે કોઈ પ્રકારે પણ હરેન્દ્રની રજા લઈ લેવી જ જોઈએ.

હરેન્દ્રે કહ્યું:— "ના, તું ગામ જઈ શકે એમ નથી."

અરુણ અને કમલિની બન્ને વિસ્મિત બનીને હરેન્દ્રનું મુખ જોવા લાગ્યા. તેમને લાગ્યું કે હરેન્દ્ર જે કંઈ આજ્ઞા કરશે તે એ બન્નેને માનવી જ પડશે. કમલિનીને ઈચ્છા થઈ કે તે હરેન્દ્રના હુકમનો વિરોધ કરે. કિન્તુ તેમ કરવાને માટે એ એટલું બળ ભેગું કરી શકી નહિ. હરેન્દ્રનો

પ્રતિકાર કરવાની તેની હિંમત જ ચાલી નહિ. એણે એકવાર પ્રાર્થના–વિનંતિ કરવાની ઈચ્છા કરી કિન્તુ હરેન્દ્રના મુખની સામે જોતાં જ તેનાથી એકપણ શબ્દ ઉચ્ચારી શકાયો નહિ. એ માત્ર એકીટશે હરેન્દ્રના મુખ તરફ જ દૃષ્ટિ નાંખી રહી. કમલિનીને લાગ્યું – ભયાનક તોફાન આવતાં પહેલાં જેવી રીતે એકાએક જ હવા રોકાઈ જાય છે તેવી જ દશા હરેન્દ્રની થઈ રહી છે. એના હૃદયમાં કોઈ ભારે ઉથલ – પાથલ મચેલી છે. કમલિની બાલપણથી જ જાણતી હતી કે જ્યારે હરેન્દ્રની આવી સ્થિતિ થઈ જાય છે, જ્યારે એ કોઈ વાત માટે જક્કી વલણ અખત્યાર કરે છે ત્યારે કોઈ રીતે પણ તેને તેના નિશ્ચયમાંથી વિચલિત કરી શકાતો નથી. ગમે તે પ્રયત્ન કરવા છતાં પણ તે પોતાનો વિચાર ફેરવતો નથી.

એ ભય પામીને જ બોલી ઊઠી :– " તમને આજે શું થયું છે હરેન્દ્ર દાદા ? તમે આમ કેમ બગડી ગયા છો ?"

હરેન્દ્રે બેપરવાઈથી ઉત્તર આપ્યો :– " ના, મને કંઈ થયું નથી."

ક્ષિતીશે પણ જોયું કે હરેન્દ્ર આજે રોજના જેવો નથી. આજે એ બિલકુલ જ બદલાઈ ગયો છે. આમ કેમ થયું તે એની સમજમાં પણ ન આવ્યું.

કમલિનીએ હરેન્દ્રની તરફથી હતાશ બનીને ક્ષિતીશની તરફ જોયું. એણે અધીર ભાવથી પૂછ્યું: –" ભાઈ, તમે શું કહો છો ? અરુણની સાથે હું મારે ઘેર જાઉં કે નહિ ?".

ક્ષિતીશે કહ્યું :– " હરેન્દ્ર જ્યારે તમને મના કરી રહ્યા છે ત્યારે તમારું હાલ ત્યાં ન જવું જ ઈષ્ટ છે."

કમલિનીનું મન કહી રહ્યું હતું કે આવી રીતે હરેન્દ્ર તેને

અટકાવીને સારું કામ કરી રહ્યા નથી. અહીં જેટલાં દિવસ પસાર થશે એટલી જ એના પરની આપત્તિ પણ વધશે.

એણે ક્ષિતીશની તરફ કરુણ પ્રાર્થનાની દૃષ્ટિથી જોઈ કહ્યું :– "પરન્તુ તેઓ મને શા માટે ના પાડી રહ્યા છે તેનું કારણ તો બતાવતાં નથી ?"

હરેન્દ્ર જોરથી બરાડી ઊઠ્યો :– "કારણ શું બતાવું ? હું મના કરી રહ્યો છું – તારાથી જવાશે જ નહિ. બસ."

આ શબ્દો સાંભળીને કમલિનીનું હૃદય પણ રોષથી ભરાઈ આવ્યું. "હું જરૂર જઈશ. તમે મને રોકનાર કોણ ?"

એના ઉત્તરમાં હરેન્દ્ર કંઈક સખ્ત શબ્દો બોલવા જતો હતો, કિન્તુ ક્ષિતીશ તેને સમય જ ન આપતાં વચમાં જ બોલી ઊઠ્યો :– "નહિ કમલિની, હરેન્દ્ર ઠીક જ વાત કહી રહ્યા છે. જ્યાં સુધી તમારે ત્યાંથી તમને કોઈ બોલાવવા નહિ આવે ત્યાંસુધી તમારું ત્યાં જવું યોગ્ય નથી. માટે માની જાવ, બાલકવેડાં નહિ કરો !"

ક્ષિતીશના આ કથનમાં એવો સ્નેહ ભર્યો હતો કે કમલિનીનું મન એકદમ નરમ બની ગયુ. એને જણાયું કે ક્ષિતીશ દાદા જે કહી રહ્યા છે, તે જ કરવું યોગ્ય છે. પરન્તુ એ સાથે એને પોતાની આ અસહાય અવસ્થા જોઈને ડુમો ભરાઈ આવ્યો. એણે કહ્યું :– "તો શું મારે અહીં જ સદાને માટે પડી રહેવાનું છે ?"

કમલિનીના આ ડુમાવાળા સ્વરે હરેન્દ્રના હૃદયને આઘાત લગાવ્યો. એણે કહ્યું :– "અહીં શા માટે રહેશે ? હું તને મારે ત્યાં લઈ જઈશ. જ્યાં હું રહીશ, ત્યાં તું પણ રહેજે."

"એ તો એક જ વાત થઈ ! તો પછી અહીં જ પડી રહેવામાં મને શું નુકશાન છે !"

હરેન્દ્રે જોરથી માથું હલાવીને કહ્યું :- "ના, ના, આ પારકું ઘર છે. અહીં તારાથી રહેવાશે નહિ."

કમલિનીએ આંચકો ખાઈને કહ્યું :- "આ શું બોલી રહ્યા છો હરેન્દ્ર દાદા! આવું ન કહો. ક્ષિતીશ દાદા શું કંઈ પારકા છે?"

હરેન્દ્રને એનો કંઈ ઉત્તર ન સૂઝ્યો. કમલિનીને માટે ક્ષિતીશે અત્યાર સુધી જે કંઈ કર્યું હતું, તે જોતાં તો કમલિનીનું કહેવું યથાર્થ જ હતું; કિન્તુ કમલિનીએ જે સ્વરમાં અને જે ઢંગથી આ વાત કરી તે હરેન્દ્રને ઠીક લાગી નહિ. ક્ષિતીશના એકવાર કહેવાથી જ કમલિનીની ઘેર જવાની હઠ દૂર થઈ ગઈ એ પણ હરેન્દ્રને ખૂચ્યું. એ ફરીથી મુખ ચઢાવી બેસી રહ્યો.

અરુણે કહ્યું:-"તો હું કાલે સવારની જ ગાડીમાં ઘેર જાઉં? જઈને મા-બાપને ખબર આપું?"

ક્ષિતીશે કહ્યું:-"હા, એ જ ઠીક થશે."

હરેન્દ્ર કંઈ પણ બોલ્યો નહિ.

બીજે દિવસે સવારે અરુણ બહેન પાસે વિદાય માંગવા ગયો, ત્યારે કમલિનીએ કહ્યું:-"ભાઈ, અરુણ તારે મારું એક કામ છૂપાવીને કરવું પડશે. કોઈ જાણે પણ નહિ, એવી રીતે!"

"શું?"

કમલિનીએ એક બંધ કવર અરુણના હાથમાં આપીને કહ્યું:- "આ કવર તું તારા પોતાના જ હાથથી આપી આવજે."

"કોને?"

"કવર પર જેમનું નામ લખ્યું છે તેમને."

અરુણે જોયું, કવર પર લખ્યું હતું – શ્રીયુત સતીશચન્દ્ર રાયની સેવામાં.

અરુણ પ્રથમ તો ગભરાઈ ગયો અને જડ જેવો થઈને બ્હેનના મુખની સામે જ જોઈ રહ્યો. એ પછી શિર ઝુકાવીને તેણે કહ્યું:– "સારું."

## ૧૮

દુર્ગાદેવીની સલાહ અનુસાર સતીશે પોતાના સસરા હરનાથ મૈત્રને એક તાર કરી દીધો, અને એના ઉત્તરની રાહ જોવા લાગ્યો. પરન્તુ મૈત્ર મહાશય એ સમયે યોગેન્દ્ર મિત્રની સાથે કલકત્તા ગયેલા હોવાથી સતીશનો તાર પાછો આવ્યો. પાછો આવેલો એ તાર હાથમાં લઈને આવતાં સતીશના મુખ તરફ જ જોઈને દુર્ગાદેવી સમજી ગઈ કે સમાચાર ખરાબ છે. એણે પુત્રને બીજું કંઈ જ ન પૂછતાં કહ્યું: – "ભાઈ હું જરા ગામ જઈ આવું? કોઈની સાથે મને ન મોકલી આપે?"

સતીશે કંઈક વિચારીને કહ્યું: – "મોકલી આપું. અહીં નાકા ઉપર જે શિશિર બાબૂ રહે છે, તેમની સ્ત્રીની તબીયત બહુ જ ખરાબ છે. એને જોવાને માટે તેમની મા અને તેઓ પોતે કલકત્તા જવાના છે. તું એમની સાથે જશે તો તેઓ તને જગદીશપુર સ્ટેશને ઊતારી દેશે. પરન્તુ તું દેશમાં શું કામ જાય છે? અહીં તો તને સારી રીતે ફાવે..."

દુર્ગાદેવી વચમાં જ બોલી ઉઠી: –"ના, ના, મારા ગયા વિના ચાલશે જ નહિ. એક સુંદર છોકરી પસંદ કરી તારા બીજાં લગ્ન કરીશ."

સતીશને જ્યારથી કમલિનીની બદનામીને લગતો પત્ર મળ્યો હતો, ત્યારથી એના મનમાં સન્યાસ લઇ, સંસારથી અલગ થઇ જવાની ભાવના રમ્યા કરતી હતી. આ વિષયમાં એણે અનેક વાર પોતાના ગુરુદેવ આત્માનન્દ સ્વામી સાથે ચર્ચા પણ કરી હતી, અને એના ફળ–સ્વરૂપ તેણે સંસાર–ત્યાગી થઇ જવાનો એક ગુપ્ત સંકલ્પ પણ પોતાના મનમાં કરી મૂકયો હતો. કિન્તુ આજે અચાનક જ જ્યારે સતીશને માલમ પડયું કે તેની પૂજનીયા માતા એકવાર ફરી લગ્નની ફાંસીમાં એનું ગળું પકડવા ઇચ્છે છે, ત્યારે એ બહુ જ ચિન્તાતુર બની ગયો. પરન્તુ પોતાના નિશ્ચય સંબંધી દુર્ગાદેવીને તેણે કંઇપણ કહ્યું નહિ. એ સીધો જ બપોરના સખ્ત તાપને પણ ન ગણકારતાં ગુરુદેવના આશ્રમે પહોંચી ગયો.

ગોમતી નદીને કિનારે આવેલા, મોતી મહેલના પુલની પાસે, એક નાના પાકા મકાનમાં–કે જે ઘાટનો જ એક અંશ હતો અને જે મકાન ઘાટની સાથે જ કોઇ ધર્મ–પ્રેમીએ બનાવ્યું હતું, ત્યાં સતીશના ગુરુદેવનો આશ્રમ આવેલો હતો. આ આશ્રમ લખનઉ વસતા બંગાળી ગૃહસ્થો કે જેમાં વકીલો, વ્યાપારીઓ, કલાર્કો, ચેલાઓ વિગેરે બધા વર્ગના શિક્ષિત્ અશિક્ષિત્ માણસોનો સમાવેશ થતો હતો તેમના દાનથી જ નભી રહેતો હતો. ગુરુદેવ પોતાનો સારોય સમય ભગવદ્ ભજન અને ઉપદેશ આપવામાં વ્યતીત કરતાં હતાં. બપોરના સખ્ત તાપમાં બળતો સતીશ ગુરુજીની સેવામાં ઉપસ્થિત થયો, એ સમયે ગુરુજી ભોજન કરીને, મસ્તકની પાછળ ભાગવતની ઊંચી પોથીનો તકિયો લગાવીને, કોમળ મૃગચર્મના બિછાના પર અર્ધ નિદ્રિત અવસ્થામાં, નિત્ય નૈમિત્તિક સમાધિમાં પડયા હતા. એટલે લાચાર બનીને સતીશને બહારથી જ પ્રતીક્ષા કરવી પડી.

મકાનની સામે જ ગોમતી નદી વહેતી હતી. ગોમતીની પેલે પાર દૂર એક મોટું મેદાન નજરે પડતું હતું. એ મેદાનમાં કેટલીક દુબળી – પાતળી ગાયો અને ભેંસો સૂકું ઘાસ શોધી – શોધીને ચરતી દેખાતી હતી. આ દૃષ્ય જોતાં જોતાં સતીશને પોતાના ગામની, પોતાના ઘરની અને ત્યાં પોતે સપત્નીક વિતાવેલા કેટલાક દિવસોના સુખ – સૌભાગ્યની યાદ આવી ગઈ. એ સુખના દિવસો ફિલ્મના ચિત્રની જેમ એની આંખ આગળ સ્પષ્ટ થયાં. આ ગડબડમાં એનો સંન્યાસ લેવાનો વિચાર ગોમતીના પ્રવાહમાં કે પછી ક્યાંક અદૃષ્ય થઈ ગયો ! આ જ અરસામાં અંદર ગુરુજીનો અવાજ પણ સંભળાયો. ગુરુજીને સમાધિ મુક્ત થયેલાં જોઇ, સતીશ જોડા અને છત્રી બહાર મૂકીને અંદર ગયો. એ સમયે ત્રીજા પ્રહરના ત્રણ વાગ્યા હતા.

દૂરથી જ સતીશે ગુરુજીને દંડવત્ કર્યાં. એ પછી એ જમીન પર બેસી ગયો. આ સ્થળે ગુરુજીનો ટુંક પરિચય આપવો જરૂરી છે. ગુરુજી બંગાળી હતા; પરંતુ કઇ જાતિના હતા તે કોઇને પણ જ્ઞાત નહોતું. હવે તો તેઓ "हरि को भजे सौ हरि का होय" એ ઉક્તિ અનુસાર હરિના જ હતા. તેમના શરીરનો રંગ શ્યામ હતો. મસ્તક પહોળું, મુખ લાંબું, કદ ઠીંગણું, આંખ નાની પણ ગોળ અને નશીલી હતી. દાઢી – મૂછ પણ ભરાઉદાર હતા.

ગુરુજીએ નિદ્રાની ખુમારી ભરી આંખોથી જ સતીશની તરફ દૃષ્ટિ કરી કહ્યું: – "આવો, સતીશ બાબૂ."

સતીશે બંને હાથ જોડી ઉદાસ સ્વરમાં વિનીત ભાવથી કહ્યું: – "મોટી વિપત્તિમાં આવી ગયો છું સ્વામીજી! માજી ફરીથી મારા લગ્ન કરવા ઇચ્છે છે, અને એટલા માટે જ તે છોકરીને જોવા દેશમાં જઈ રહ્યા છે."

ગુરુજી એક વાર "હું" કહીને માત્ર એક શ્વાસ કાઢી

આસનથી ઊઠવાની તૈયારી કરવા લાગ્યા. આ જોઈને સતીશે એકદમ જ ઊઠીને એમના બંને પગ પકડી લીધા અને કહ્યું:—"હવે હું શું કરું સ્વામીજી? મને આપનો જ વિશ્વાસ છે!"

ગુરુદેવે આકાશની તરફ દૃષ્ટિપાત કરી પછી પોતાની બે ભમરો જરા ઊંચી ચઢાવી કહ્યું:—"ભાઈ, આ સંસાર અસાર છે. માયાની જ લીલા છે. એનો અન્ત નથી. ગૃહસ્થી એ ભારે સંકટરૂપ છે; અને એટલે જ એને માયાની જાળ કહેવામાં આવી છે. એમાં દુઃખ, કષ્ટ, પાપ, મોહ, માયાની કોઈ સીમા નથી. સત્પુરુષોનું કર્તવ્ય છે કે જેમ બને તેમ જલદીથી એ જાળમાંથી મુક્ત થઈ જવું અને ભગવદ્ ભજનમાં જ ચિત્ત લગાવવું જોઈએ. હું તો તમને ક્યારનો જ આ ઉપદેશ આપી રહ્યો છું પરન્તુ તમારી આંખ ઉઘડતી નથી."

"તો હું શું કરું?"

"એમાં કરવાનું શું? આ માયાજાળ છોડી દો, ગૃહસ્થીને તિલાંજલી આપો."

સતીશે અન્યમનસ્ક ભાવે કહ્યું:—"મારી સમજમાં કંઈ પણ આવતું નથી. મને આગળ રસ્તો જ મળતો નથી. શું કરવું તેની જ ગમ પડતી નથી."

"એને જ તો સંસારી માયા કહે છે ને!"

"હું બે પ્રશ્નની વચમાં ફસાઈ ગયો છું. એક તરફ માતાની આજ્ઞા છે કે લગ્ન કરો, બીજી બાજુ પ્રભુ કહી રહ્યા છે કે સંસારનો ત્યાગ કરી સાધુ બની જાવ. હવે મારે શું કરવું જોઈએ? કોની આજ્ઞા માનવી જોઈએ?"

ગુરુદેવે કંઈક ગંભીર ભાવ ધારણ કરી કહ્યું:—"તો પછી માતાની જ આજ્ઞાનું પાલન કરો. મુક્તિની આશા છોડી દો."

જે સ્વરમાં ગુરુદેવે આ શબ્દો ઉચ્ચાર્યા હતા, તે દ્વારા તેમની અંદરના ક્રોધનો સ્પષ્ટ આભાસ મળી રહ્યો હતો. આ ઉપરાંત તેમની આંખોમાં અને ગંભીર મુખ મુદ્રા પર પણ તિરસ્કાર તેમ જ ક્રોધની આછી છાંટ દૃષ્ટિગોચર થતી હતી.

સતીશે નરમ મુખ કરી કહ્યું:– "એમ કેમ બની શકે? મેં તો સંસાર ત્યજી દેવાનો નિશ્ચય જ કર્યો છે, પરન્તુ –

ગુરુજીએ જોરથી હાથની ચપટી વગાડતાં કહ્યું:– "આ 'પરન્તુ' જ તો સર્વનાશની જડ છે ને! પરન્તુ આમ, તેમ, કિન્તુ વિગેરેમાં ફસેલા ઘણાં લોકોમાંથી માત્ર થોડાંને જ મેં ત્રણ જન્મ પહેલાં મુક્તિ પામતાં જોયાં છે."

સ્વામીજીના આ કથનથી સતીશ અવાક્ બની ગયો. એ બોલ્યો:– "હેં! ત્રણ જન્મ સુધી કઠોર સાધના કર્યા બાદ?"

"હા, લગભગ ત્રણ જન્મ થયા પછી જ."

સતીશે એક લાંબો શ્વાસ કાઢી કહ્યું:– "તો તો હવે મને સ્પષ્ટ દેખાય છે કે, મારી મુક્તિને માટે કોઈ આશા નથી. આ ત્રણ તો શું પણ નવ જન્મમાં પણ આ 'કિન્તુ,' 'પરન્તુ' મારાથી છૂટે એમ જણાતું નથી."

આત્માનંદે ખૂબ ગંભીર બનીને કહ્યું:– "ગુરુના પ્રતિ ભક્તિ અને નિષ્ઠા રાખીને, એની આજ્ઞાનું પાલન કરીને ચાલવાથી માત્ર એક જ જન્મમાં મૂક્તિ મળી શકે છે એમાં જરાય શંકા નથી."

"એમ?"

"હા."

સતીશે અત્યન્ત કરૂણ સ્વરમાં કહ્યું:– "પણ મનમાં આ 'કિન્તુ' આપો આપ જ ઊઠે છે; એનો કંઈ ઈલાજ છે સ્વામીજી?"

"હા."

"તો પછી એ બતાવો એટલે હું આપની આજ્ઞા અક્ષરે-અક્ષર માનવા તૈયાર છું."

"કઈ બાબતમાં તમને આ 'કિન્તુ' સતાવે છે?"

સતીશ કહેવા લાગ્યો:-"ઘણી વાતોમાં સૌથી પ્રથમ મારી સ્ત્રીના ચારિત્ર્યમાં મને આ કિન્તુ જણાય છે. પેલો જે નનામો પત્ર આવ્યો હતો તેના પર હજુ પણ મને પૂરો વિશ્વાસ આવતો નથી. કારણુ હું મારી સ્ત્રીનો સ્વભાવ તેમજ તેના ચારિત્ર્યને ઠીક-રીતે જાણુ છું. બીજો કિન્તુ છે બીજાં લગ્ન કરવાની બાબતમાં. ત્રીજો કિન્તુ છે ઘર ત્યજીને વનમાં જવાની બાબતમાં. શું ઘરમાં બેસીને સાધના નહિ કરી શકાય? સૌથી મુશ્કેલ કિન્તુ છે નોકરી છોડી દેવાના વિષયમાં. નોકરી છોડી દેવી એટલે માને ભૂખે મારવી, કમલિનીનો ત્યાગ કરી દેવો અને મારા પોતાના જ હાથે મારું ગળું ગુંગળાવવું એ જ ને!"

સતીશ બિચારો સખ્ત તાપમાં ચાલીને આવ્યો હતો. જ્યારે ગુરુદેવ ઠંડકમાં આરામથી જ ઘરમાં સૂઈ રહ્યા હતા. આ કારણથી સતીશના ઉત્તેજિત થવા છતાં પણ ગુરુદેવ ઠંડા જ રહ્યા. એમણે અત્યંત મધુર સ્વરથી પોતાના એક શિષ્યને બૂમ મારી:-"વત્સ સુધીર, જરા અહીં આવ તો!"

ગેરુ રંગનો ઝબ્બો, ગળામાં રૂદ્રાક્ષની માળા, મુંડિત-મસ્તક અને ચશ્માધારી એક યુવાને પ્રવેશ કર્યો. આત્માનન્દે સતીશની પ્રતિ એક ઈશારો કરી કહ્યું:-"ધીરાનન્દ (એનું પહેલાંનું નામ સુધીરચન્દ્ર હતું.) એમને થોડોક પ્રસાદ ખવડાવી, શિતળ જળ પિવડાવી શાન્ત કરો. એટલામાં હું જરા હાથ-મુખ ધોઈ આવું છું."

સતીશે ગુરુજીની પાવડીઓ ઊઠાવીને આગળ મૂકી; સ્વામીજી પાવડી પહેરી ખટ-ખટ કરતાં મકાનની અંદર ચાલી ગયા.

સતીશે એક શ્વાસ નાંખી ધીરાનન્દની તરફ જોઈ કહ્યું:– "ભાઈ, મને તો મુક્તિ મળતી નથી. જેમ જેમ હું એની ઈચ્છા કરું છું તેમ તેમ એ દૂરને દૂર નાસે છે. ગુરુજી કહે છે કે, એ લેવા માટે ઓછામાં ઓછા ત્રણ જન્મ લેવા પડશે, ત્યારે જ મુક્તિ વરશે."

ધીરાનન્દે હસીને કહ્યું:– "અગર જો હું તમને એક એવી યુક્તિ બતાવી દઉં કે જેથી એક જ જન્મમાં મુક્તિ મળી જાય, તો તમે મને શું ઈનામ આપશો?"

સતીશના નયનો નાચી ઊઠયાં, તેની નસો સતેજ બની, તેણે અધીર ભાવથી કહ્યું:– મારી પાસે એવું તે શું છે કે જે હું તમને આપું? બસ, જન્મ ભર તમારો ગુલામ થઈને રહીશ."

સતીશનો વાંસો થાબડી ધીરાનન્દે કહ્યું:– "ઠીક, પહેલાં કંઈક ખાઈ લો, તે પછી હું એ બતાવું છું."

"ના ભાઈ મને જરા પણ ભૂખ તરસ લાગી નથી. ઘેરથી જ હું જમી કરીને આવ્યો છું. તમે હવે મને એ યુક્તિ બતાવો. એ યુક્તિ જાણવા માટે સતીશનું મન અધીરૂં બની ગયું હતું.

ધીરાનન્દે કહ્યું:– "જુઓ વૃન્દાવન ચાલી જાવ. ત્યાં મોર, વાંદરા, વિગેરેને પણ એક જ જન્મમાં મુક્તિ મળી જાય છે. એમનો બીજો જન્મ થતો જ નથી. વૃન્દાવનને મોક્ષ માટેનું પરમ ધામ કહ્યું છે. મારા શબ્દો પર વિશ્વાસ ન આવતો હોય તો વૈષ્ણવોના ગ્રંથ જુવો."

સતીશે ગંભીર ભાવ ધારણ કરી કહ્યું:– "પરન્તુ ગુરુજી તો મને હિમાલય જઈને ત્યાં કોઈ એકાન્ત સ્થળે સાધના કરવા માટે કહે છે. ઠીક ભાઈ, તમને એમાં શું ગતાગમ પડે? કમલિની અને માને ત્યજી હું હમણાં જ કયાંય ચાલી જોઉં તો શું એમના પ્રતિ અવિચાર કરેલો ન કહેવાશે? મને પાપ ન લાગશે? મારી તેમના પ્રત્યેની ફરજમાંથી હું ચૂકયો ન ગણાઉં?"

ધીરાનન્દે મંદ મંદ હસીને કહ્યું:–"હા, નોકરીમાંથી એકદમ રાજીનામું આપીને ચાલ્યા જશો તો અવશ્ય અવિચાર થશે. મારી તો તમને સલાહ છે કે, આપ પહેલાં "સિક લીવ" (માંદગીની રજા) લઈ થોડાંક દિવસ કોઈ એકાન્ત સ્થળે રહેવા માટે જાવ. એથી તમને અનેક પ્રકારની દુર્ભાવનાઓમાંથી મુક્તિ મળી જશે, અને સાથે સાથે તમારું મગજ પણ ઠંડું બની જશે."

આ સાંભળી સતીશ ઉત્સાહની સાથે બોલી ઊઠ્યોઃ–"ઠીક વાત કહી તમે! સૂચના મને ગમી ગઈ છે. હું આજે જ રજાની અરજી આપી માને ઘેર મોકલી આપીશ."

ધીરાનન્દે હસીને કહ્યું:–"જે કંઈ કરવું હોય તે અહીં બેસીને જ કરો! ઘેર જશો તો ફરીથી મનમાં એ 'કિન્તુ' ઊઠવા લાગશે. ઠીક ચાલો, કંઈ ખાઈ–પી લો."

હવે સતીશે તેનો ઈન્કાર ન કર્યો. એ ખૂબ વિચારમાં ડૂબ્યો હોય તેમ શિર નીચું કરીને ધીરાનન્દની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

## ૧૯

પહેલીવાર લગ્ન કરવાની પણ સતીશની મરજી નહોતી. એ તો પરણવા માટે નાની ના જ પાડયા કરતો હતો. અચાનક જ એક દિવસે તેની નજર કમલિની ઉપર પડી. કમલિનીની સુંદરતા પર તે લુબ્ધ બની ગયો અને એથી જ મોહાઈને તેણે એ વખતે લગ્ન કરી લીધાં હતાં. આ જ કારણને લઈને દુર્ગાદેવી તેને લગનના બંધનમાં બાંધી શકી હતી. કિન્તુ એ બંધન કંઈક ઢીલું થતાં સતીશનો પુરાણો વૈરાગ્ય રોગ ફરીથી ઉભરાઈ આવ્યો. દુર્ગાદેવી સારી રીતે જાણતી હતી કે આત્મારામ સ્વામીનો ઉપદેશ અને કમલિનીની યાદ સતીશના ધર્મ–પ્રેમની તેમ જ તેના વૈરાગ્યની ભાવનાને વધારે દઢ કરશે. એટલે એ બીજીવાર લગનના ફાંસામાં ફસવા માટે રાજી થશે નહિ. તો પણ દુર્ગાદેવીને દઢ વિશ્વાસ હતો કે લખનઉ રહ્યાં કરતાં એ જગદીશપુર પોતાને ઘેર જશે તો જરૂર જ એનો કંઇ ને કંઈ ઉપાય શોધી કાઢયા વગર રહેશે નહિ. એટલે જ એણે સતીશના પાછા આવવાની રાહ ન જોતાં પોતાના કપડાં–પેટીમાં મૂકી ગામ જવાની તૈયારી કરી દીધી હતી.

સાંજ પડી ગઈ. શહેરમાં ફાનસ પણ પ્રકટી ગયા. સતીશના આજુબાજુ રહેતાં બાબૂ લોકો પોત – પોતાની ઑફીસોમાંથી આવીને જલ – પાન કરી, કપડાં બદલીને, ઘૂમવા – ફરવા કે પોતાના કોઈ મિત્રને ત્યાં ગપ્પાં મારવા – મન બહેલાવવા ચાલી ગયાં. સતીશ હજુ પણ ઘેર આવ્યો નહોતો. દુર્ગાદેવી ક્યારનીય બારણું ઊઘાડીને અધીર ભાવથી સતીશના આગમનની પ્રતીક્ષા કરી રહી હતી. આ સમયે સુધીર અર્થાત ધીરાનંદે આવીને કહ્યું:—"મા, આપે જવાની તૈયારી કરી લીધી? નાકા પરના શિશિર બાબૂ સ્ટેશને ગયા છે. ચાલો, હું આપને એમની પાસે પહોંચાડી આવું,"

દુર્ગાદેવીએ અવાક્ બનીને કહ્યું:–"શું મારો સતીશ આવવાનો નથી? એને મળ્યા વગર જ મારે........."

સુધીરે પોતાની ગેરુ રંગની ઝોળીમાંથી હાથનો લખેલો એક પત્ર કાઢ્યો અને દુર્ગાદેવીના હાથમાં આપતાં કહ્યું:–"લો, આ વાંચો, સતીશ બાબૂએ એ લખ્યો છે."

દુર્ગાદેવીએ કહ્યું:–"તું જ વાંચી સંભળાવની, ભાઈ! હું વાંચી શકું એમ નથી. એ કુશળ તો છે ને?"

સુધીર પત્ર વાંચવા લાગ્યો. એમાં લખ્યું હતું:—

"મા, તું દેશમાં શા માટે જવા તૈયાર થઈ છે, તે હું જાણું છું. પરન્તુ તું નક્કી જાણજે કે હું હવે લગ્ન કરવાનો નથી. તારી આજ્ઞાથી મેં પ્રથમ લગ્ન કર્યાં હતાં. અહીં માત્ર 'તારી આજ્ઞાથી' કહેવું જરૂર નકામું ગણાશે. કારણ હું તારી વહુને લગ્ન પહેલાં જોઈ આવ્યો હતો અને એના પર મોહ પામી ગયો હતો, એટલે મારા પહેલાં લગ્ન માટેનો તારો પ્રયત્ન અને મારી ઈચ્છા બર આવી હતી. પરન્તુ ભાગ્યની ઇચ્છા કંઈક જુદી જ હતી. એણે ફરીથી મને કોઈ

પ્રસંગ આણી એ બંધનમાંથી મુક્ત કરી દીધો. એ પછી મેં અનેક વખત વિચાર્યું કે હવે મારે શું કરવું? મારું જીવન મારે કેવી રીતે પસાર કરવું? અને મારા હૃદયે મને એનો જવાબ પણ આપી દીધો છે. મને લાગ્યું છે કે હવે મારે મારા જીવનની તમામ શક્તિઓ પરમાર્થની પાછળ ખરચી નાંખવી જોઈએ. અને એટલે જ એને માટે સંસાર છોડવાની મુખ્ય આવશ્યકતા છે. મારા ગુરુદેવ પણ મને આ જ વાત કહી રહ્યા છે. આથી એમની આજ્ઞા માનીને હું કેટલાક દિવસો માટે હિમાલય જાઉં છું. ત્યાં એકાન્તવાસમાં રહી સાધના અને ભક્તિ-પૂજનમાં મારું સમગ્ર ચિત્ત લગાવી મોક્ષની પ્રાપ્તિ માટેનો, આત્મ-કલ્યાણની ઉન્નતિ માટેનો પ્રયત્ન કરીશ. માટે મને ક્ષમા આપજે. તને કહ્યાં વગર જ હું તારી રજા લઉં છું તે માટે મને અત્યન્ત દુઃખ થાય છે પરન્તુ તું મને રજા ન આપે એટલે જ મેં આ પગલું ભર્યું છે. આ મારા ગુરુ-ભાઈ ધીરાનન્દ છે. તેઓ તને સ્ટેશને શિશિર બાબૂ પાસે લઈ જશે. મેં બધી જ વ્યવસ્થા કરી મૂકી છે."

તારો

"સતીશ."

આટલા મોટા પત્રમાં માત્ર બે જ વાત દુર્ગાદેવી સમજી શકી. એક તો હિમાલય અને બીજી સાધના-પ્રભુ-ભક્તિ. એની સમજમાં એ પણ આવ્યું કે હવે સતીશ પાછો પણ આવશે નહિ. એટલે એને દેશમાં જ જવું પડશે. દુર્ગાને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો કે સતીશ આવી રીતે નાસી જશે. એણે પોતાના વસ્ત્રથી આંખમાંના આંસુ લૂછી નાંખ્યા અને તે પછી ધીરાનન્દની સાથે જવાને એ તૈયાર થઈ. ધીરાનન્દે દુર્ગાદેવીનો બધો સામાન એક ગાડી બોલાવી તેમાં મૂક્યો અને તે બાદ મકાનને તાળું મારી એ દુર્ગાદેવીની સાથે ગાડીમાં બેસી ગયો. ગાડી સ્ટેશન તરફ જવા લાગી.

સતીશની પ્રકૃતિ સ્વભાવથી જ વૈરાગ્યની તરફ ઝૂકેલી હતી. કિન્તુ અચાનક કમલિનીને જોતાં જ રૂપના નશામાં તે પોતાનું ભાન ભૂલી ગયો. જ્યારથી કમલિની લગ્ન કરીને એના ઘરમાં આવી ત્યારથી સતીશનું હૃદય વૈરાગ્યને બદલે પ્રેમનો સાગર બનીને લહરો લેવા લાગ્યું. તે પછી ક્રમશ એના હૃદયસાગરની લહરો સંસાર – રૂપ કિનારા પર ગૃહસ્થીના તટની તરફ ઢળતી રહી. સતીશના આ જીવન – ક્રમ તરફ દુર્ગાદેવી જેટલું બારીક ધ્યાન આપતી હતી તેટલું બીજું કોઈ પણ આપતું નહોતું. કિન્તુ આજે એની લક્ષ્મી જેવી સુન્દરી ગુણવતી વહુ કમલિનીનું ચન્દ્રમુખ સામેથી દૂર થઈ જવાથી સતીશના હૃદયમાં લહરાતા પ્રેમ – સાગરમાં ઓટ આવી ગઈ અને એનું હૃદય – સાગર વૈરાગ્ય – તટની સમીપ જવા માટે પ્રયત્ન કરવા લાગ્યું. પુત્રના ગળામાં એક બીજી વહુ બાંધવામાં જો ઢીલ થઈ ગઈ તો તે એને છોડીને નાસી જશે એમ સમજીને દુર્ગાદેવી કમલિનીના શૂન્ય આસન પર એક બીજી ગુણરૂપવતી યુવતી લાવીને બેસાડવા માટે ઉતાવળી બની અને એકદમ પોતાને ગામ જવા અધીર બની ગઈ. તે એટલે સુધી કે એણે સતીશને સમજાવીને રાજી કરવાની કે પછી એના પાછા આવવાની રાહ પણ ન જોઈ.

આ બાજુ સતીશના હાલ કંઈક જુદા જ હતા કમલિનીની બદનામી કરતો જે પત્ર એને મળ્યો હતો તેના પર એને રતી ભાર પણ વિશ્વાસ ઉપજતો નહોતો. એને દઢ ખાત્રી હતી; એનું હૃદય ભાર પૂર્વક કહેતું હતું કે કમલિનીથી આવું કામ કદી પણ થઈ શકે એમ નથી. એનું મન મનમાં ને મનમાં જ કષ્ટ પામી રહ્યું હતું; તો પણ ક્યારેક ક્યારેક એના હૃદયની અંદરથી પડઘો પડતો – જે કંઇ બનવાનું હતું તે બની ગયું, હવે વૃથા વિલંબ કરવાની, સંસારના બંધનમાં પડ્યા રહેવાની શી જરૂર ? હવે તો માયા, મમતા – મોહનો પાશ તોડીને જ ઘરથી નાસી જવું ઉત્તમ છે. આનંદપૂર્વક સ્વેચ્છાથી જે બેડી તેણે પોતાના પગમાં નાંખી હતી,

તે જ્યારે હતી, ત્યારે હતી. કિન્તુ જ્યારે એની પોતાની મેળે જ હવે એ બેડી તૂટી ગઈ છે, એ બંધન દૂર થઈ ગયું છે ત્યારે નકામી જ સંસારની માયા – જાળમાં ફસ્યા રહેવાની શી જરૂર? ગુરુદેવની કૃપાથી જ એ બંધ તૂટી ગયાં છે! પ્રભુએ જ તેને માટે આ વિરક્તિની સુવર્ણ તક આપી છે. જો એ તક તે ન ઝડપી લે, તેનો એ સ્વીકાર ન કરે તો એના જેવો મૂર્ખ કોણ?

મનને ધમકી આપતાં તેણે કહ્યું:– ખબરદાર! જો હવે સંસારની જાળમાં ફસ્યું છે તો! તારી સામે એક મહા પ્રસંગ આવીને ખડો થયો છે. એને આવકાર આપ! એને અપનાવી લે! સંસારની મોહ – જાળમાંથી છૂટકો મેળવવા માટેનો આવો અમોઘ, ઉત્તમ પ્રસંગ બીજે ક્યારે ય પણ પ્રાપ્ત ન થશે!

પણ આ સાથે સાથે જ તેનું મન પાછો પલટાવો લેતું હતું. એને ક્યારેક વિચાર આવતો કે શું સાચે જ કમલિની ગુન્હેગાર છે? એક નનામા પત્ર પર વિશ્વાસ રાખીને એનો જન્મ ભરને માટે ત્યાગ કરી નાંખવો તે શું ઉચિત થશે? ક્યારેક સતીશ એ પણ વિચારતો કે હિમાલય જવા કરતાં એક વાર કાલીગ્રામ જઈ સાચ્ચી તપાસ કરવી અધિક આવશ્યક છે. કિન્તુ એ સમયે મનમાં એને એ ભય પણ આવતો હતો કે કદાચ એ અફવાઓ સાચી પડી તો?

આમ સતીશનું મન અસ્થિર બની વિચાર વંટોળમાં અટવાતું હતું. ઘડીમાં એ હિમાલય જવા તલસતો તો ક્યારેક કાલીગ્રામ જવા માટે મથતો હતો. એણે પોતાના મનની સ્થિરતા ગુમાવી હતી અને એથી જ એ કોઈ પણ નક્કી પગલું ભરી શકતો નહોતો. ક્યારેક એ ઑફીસે જતો તો ક્યારેક પોતાના ખાલી મકાનમાં ચક્કર લગાવી આવતો, તો ક્યારેક ગુરુજીના આશ્રમમાં પણ ફરી આવતો.

આ બાજુ પંજાબ – મેલ યથા સમયે દુર્ગાદેવીને જગદીશપુર સ્ટેશન પર ઉતારી ઉપાડી ગયો. એને પોતાને ગામ પહોંચ્યાને એક

અઠવાડિયાથી પણ વધુ સમય થઈ ગયો તો પણ સતીશનું હિમાલય જવાનું નક્કી ન થયું. એ જ્યાં હતો ત્યાંનો ત્યાં જ રહી ગયો. આમ છતાંય તેનું મન હજુ પણ મુક્તિને માટે તલપતું હતું, એમ એનું મુખ જોઈને ઑફીસના તેમજ ગુરુદેવના આશ્રમના બધા લોકો કહી રહ્યા હતા. રજાની અરજી મંજૂર થઈ ગયા પછી સતીશ ક્યાં જશે, ઉત્તર – પૂર્વ કે દક્ષિણ – પૂર્વ તે સંબંધમાં સતીશના પરિચિત લોકોમાં તેની સામે જ કે પછી તેની પાછળ શરત પણ ચાલી રહી હતી!

## ૨૦

સતીશનું મન જે સમયે આમ અસ્થિર મનોદશા ભોગવતું હતું, તે સમયે આ બાજુ અરુણ સવારના ઊઠીને કમલિનીએ આપેલો સતીશના નામનો પત્ર ગજવામાં મૂકીને ક્ષિતીશના ખંડમાં આવ્યો. ક્ષિતીશ અને અરુણ આમ – તેમ વાતો કરવા લાગ્યા. શહેરી જીવન, ગ્રામ્ય જીવન, લોકોના સ્વભાવ અને તે પરથી તેઓ દેશના વાતાવરણ, સરકારનો કારભાર વિગેરે વાતો પર ઊતરી પડ્યા. વાતચીત દરમ્યાન ચા આવી. ક્ષિતીશે પોતાના હાથમાંની સિગારેટની રાખ ખંખેરતાં કહ્યું: – "શું હમણાં સીધા જ તમે ગામ જવાના છો?"

અરુણે મસ્તક હલાવીને કહ્યું: – "ના, જરા હરેન્દ્ર બાબુને પણ મળવું છે. તેમને મળીને જ જઇશ."

ક્ષિતીશ બોલ્યો – "લખનઉ જશો કે? ત્યાં તો સતીશ બાબૂ નથી. અમે લોકો તે દિવસે લખનઉ જઈ આવ્યા હતા. તેઓ પોતાની સ્ત્રીની માંદગીનું બહાનું કાઢી માને લઇને જગદીશપુર ચાલી ગયા છે."

અરુણે ચહાનો પ્યાલો મુખથી દૂર કરીને ટેબલ પર મૂકતાં કહ્યું – "નહિ, હું જગદીશપુર જ જવાનો છું. સાત અને ઓગણચાલીસે ગાડી જાય છે. બહેનને જઈને કહી આવું ?"

કમલિનીને મળીને અરુણ પાછો આવ્યો. હરેન્દ્ર પણ કમલિનીની પાસેથી ઊઠીને ક્ષિતીશની પાસે આવ્યો હતો. ક્ષિતીશની પાસે આવીને અરુણે હરેન્દ્રને કહ્યું: – "દાદા જાઉં છું."

એ પછી પાવડી પટપટાવતો એ ચાલી ગયો. ક્ષિતીશે ક્ષણ ભર ચૂપ રહ્યા પછી હરેન્દ્રને કહ્યું: – "અરુણની સતીશ બાબૂ સાથે મુલાકાત થશે ખરી ?"

"થાય પણ ખરી."

ક્ષિતીશ કેટલીક ક્ષણ અન્યમનસ્ક રહીને બોલી ઊઠ્યો: – "કોણ જાણે મને તો એવું લાગ્યા કરે છે કે આ વખતે અરુણને પણ નિરાશ બનીને પાછાં આવવું પડશે."

હરેન્દ્રે એનો કંઈ પણ જવાબ આપ્યો નહિ. એ પોતાના મનમાં કંઈ વિચારી રહ્યો હતો.

સવારના સાત – ઓગણચાલીસે કલકત્તાથી ઉપડતી પેસેન્જર ગાડી અરુણને લગભગ દશ વાગે જગદીશપુર સ્ટેશને ઊતારી ચાલી ગઈ. અરુણ પોતાની બેગ અને બિસ્તરો પ્લેટફોર્મના લાકડાના કઠેરા આગળ મૂકી એક ગાડીની શોધમાં બહાર ફાટકની તરફ જવા લાગ્યો. એણે જોયું તો તમાશો કરનારી એક કંપનીના માણસોએ બહાર ઊભેલી ચાર – પાંચ બળદગાડીઓને રોકી લીધી હતી. આ માણસોએ એ ગાડીઓમાં પોતાનો સામાન ખીચોખીચ ભર્યો હતો. એ માણસોમાંના કોઈક બીડી – સિગારેટ ફૂંકી રહ્યા હતા, કોઈક પાન ચાવી રહ્યાં હતાં, કોઈક હાસ્યવિનોદ કરી રહ્યાં હતાં તો કોઈક

ગાડીવાળાઓને ધમકી આપી જલદીથી તૈયાર થવા માટે દમ મારતા હતા. આ વિવિધ આકૃતિ–પ્રકૃતિના લોકોને જોઈને અરુણ મહા આશ્ચર્યમાં પડી ગયો. અંતમાં અરુણે જોયું તો એની પિછાનનો એક મજુર માથા પર ગેસની લાઈટ લઈ રસ્તામાં જઈ રહ્યો છે. એણે અરુણને જોયો એટલે બૂમ મારી કહ્યું:–"બાબૂજી, કાલીગ્રામ જાવ છો? લાવો, આપનો સામાન મને આપી દો. ખાલી ગાડી મળે એવી આશા નથી."

અરુણે કહ્યું–"હું તો જગદીશપુર જ જવાનો છું."

આટલું કહીને એણે પોતાની બેગ એ મજુરને આપી દીધી. થોડેક ગયાં પછી તેણે કહ્યું–"સતીશ બાબૂનું ઘર તો તને ખબર છે ને? ત્યાં જ મારે જવાનું છે."

"ઘર તો ખબર છે. પરંતુ સતીશ બાબૂ તો ઘરમાં નથી. માત્ર એમની મા જ છે."

એમ બોલીને એ મજુર પોતાની તેજી ચાલથી આગળ નીકળી ગયો.

પહેલાં તો અરુણે વિચાર્યું–સતીશ બાબૂ જ્યારે ઘેર નથી જ તો પછી ત્યાં જવું નકામું છે! આમ છતાં પણ તેના પગ અટક્યા નહિ. એ આગળ ને આગળ જ વધવા લાગ્યો. પાછું વિચાર્યું–સતીશની માને મળીશ અને પછી કાલીગ્રામ ચાલ્યો જઈશ.

ગરમીના દિવસો હતા. આકાશમાં વાદળા ઘેરાયલાં હતા. પરન્તુ હવાનું નામ–નિશાન પણ નહોતું. નાટક મંડળીવાળી બળદગાડીઓ એ સડક પર બેહદ ધૂળ ઉડાડતી ઉડાડતી ચાલી જતી હતી. અરુણ મનમાં ને મનમાં જ તેને ગાળો આપતો અને ધૂળ ફાકતો ચાલી રહ્યો

હતો. એનો મજુર રસ્તો છોડીને પગદંડી દ્વારા ક્યાંનો ક્યાં ચાલી ગયો હતો. અરુણે બે - ત્રણ બૂમ મારી, દૂર સુધી જોયું તો પણ તેનો પત્તો ન મળ્યો. બરાબર આજ અરસામાં એક બળદગાડીનું પૈડું તૂટી ગયું અને એ સામાન સાથે જ રસ્તામાં ઢગલો થઈ ને પડી. ગાડીની બહાર આમ - તેમ સારોય સામાન વેરણ છેરણ થઇ ગયો. ગાડીની અંદર કંપનીના કેટલાક છોકરાઓ પાનની પીચકારીથી રંગાયલા મેલાં ઝભ્ભા પહેરી બેઠેલાં હતા તેઓ પણ ગાડી તૂટતાંની સાથે જ ધૂળ ફાકતાં રસ્તાપર ગબડી પડ્યાં. છોકરાઓની સાથે કંપનીનો માલીક પણ હતો. આ બધાની સ્થિતિ દયાજનક કરતાં હાસ્યાસ્પદ વધુ લાગતી હતી. અરુણે આ દુર્ઘટનાની તરફ વિશેષ ધ્યાન આપ્યું નહિ અને પોતાને રસ્તે આગળ ચાલવા જ લાગ્યો. અન્તમાં ધૂળ અને પરસેવાથી રેબ - ઝેબ થતો એ ગામની અંદર પ્રવેશ્યો.

ગામમાં માત્ર એક જ રસ્તો હતો. રસ્તાની બન્ને બાજુએ મકાનો, બજારની દૂકાનો, શિવ અને હનુમાન વિગેરે દેવોના પ્રાચીન મન્દિરો, શાળા, હોસ્પીટલ તેમ જ એક ધર્માદા દવાખાનું પણ હતું. આ દવાખાનામાં પુરુષ અને સ્રી બન્ને નોકરો હતા. તેઓ ગામના દર્દીઓને ત્યાં જઈને દવા આપી આવતા હતા. આ ઉપરાન્ત ગામમાં એક જગદીશ - હોલ. જાહેર લાયબ્રેરી, એક ક્લબ વિગેરે પણ હતું.

અરુણે બળતાં તાપમાં એ લાયબ્રેરીની પાસે આવેલા સતીશના ઘર પાસે આવીને જોયું તો મજુર એની બેગ લઈને ત્યાં ઊભેલો જણાયો. અરુણે બારણા પાસે આવીને સતીશની માને બૂમ પાડી. પરન્તુ અંદરથી કંઇપણ જવાબ ન મળ્યો. ઘણીવાર એ ઊભો રહ્યો તેમ જ ત્રણ - ચાર બૂમ મારી તોય અંદરથી કોઈએ ન તો ઉત્તર આપ્યો કે ન તો બારણું ઉઘાડ્યું. હવે એ કંટાળી ગયો. તેણે મજુરને કહ્યું :- " કેમ તું તો કહેતો હતો ને કે મા ઘરમાં છે ! "

મજુરે ઉત્તર આપ્યો :–" ઘરમાં તો છે, પરન્તુ તાવથી બેહોશ બનીને પડી છે!"

"તો અત્યાર સુધી કહ્યું કેમ નહિ, ગદ્ધા!" કહીને અરુણે ધક્કો મારીને બારણું ઉઘાડી નાંખી અંદર પ્રવેશ કર્યો. અરુણે ઓટલા પર બેગ મૂકીને મજુરને મજુરીના પૈસા આપી કહ્યું :–" જરા હોસ્પીટલમાં જઈને ડૉકટર સાહેબને બોલાવી લાવ તો!"

એ પછી અરુણ જે ઓરડામાં દુર્ગાદેવી સૂતી હતી ત્યાં ગયો. ઓરડો અંધારો અને જૂના જેવો જ હતો. અરુણે જઈને તેને બૂમ મારી અને તેના પગને સ્પર્શ કર્યો. દુર્ગાદેવીએ ચમકીને કહ્યું:–" કોણ, સતીશ?"

અરુણે એની નજીક બેસીને કહ્યું:–" ના, હું અરુણ છું."

"અરુણ!" કહીને દુર્ગાદેવીએ પોતાના દુર્બળ હાથ અરુણના મસ્તક પર ફેરવતાં પૂછ્યું:–" ઘરમાં તો બધા કુશળ છે ને બેટા? મારી ... ... ... ...

આટલું બોલીને જ દુર્ગા ચૂપ રહી ગઈ. એની આંખમાંથી એક આંસુનું ટીપું ટપકી પડ્યું.

અરુણ ઝટપટ બોલી ઊઠ્યો :– " તમારી વહુ સારી છે, ચિન્તા ન કરો. ગંગાસ્નાન કરવા ગઈ હતી, ત્યાં ભીડમાં ખોવાઈ ગઈ. અમારાં ગામના હરેન્દ્ર દાદાએ જોયું તો એ રસ્તામાં પડીને રડી રહી હતી. એટલે તેઓ એને પોતાના મિત્ર ક્ષિતીશને ત્યાં લઈ ગયા. ત્યાં એ બહુ જ બીમાર પડી ગઈ હતી. હરેન્દ્ર દાદા અને ક્ષિતીશ દાદાએ ડૉકટરને બોલાવીને તેની સારવાર કરાવી; જેનાથી એનો જીવ બચી ગયો."

દુર્ગાદેવીએ અરુણ પ્રતિ જોઈને પૂછ્યું:–"હવે એ ક્યાં છે?"

અરુણે જરાય સંકોચ વગર જણાવી દીધું – "હવે બહેન મારી પાસે છે."

આ બોલતાં બોલતાં અરુણ વસ્ત્રથી પોતાનું મુખ લૂછવા લાગ્યો.

દુર્ગાદેવીએ એક શ્વાસ ખેંચી પૂછ્યું: – "તો એ અફવા ?"

"બધી ખોટી છે !" કહીને જ અરુણ ઝટ ઊભો થઈ ગયો અને બોલ્યો: – "હું જરા બહાર જઈને જોઈ આવું; કદાચ ડોકટર સાહેબ આવ્યા પણ હોય ?"

દુર્ગાદેવીની સામે બેસવાનો હવે કંઈ અર્થ નથી એમ સમજીને અરુણ તરતજ ત્યાંથી ખસી ગયો અને જ્યારે ડોકટર આવ્યા ત્યારે તે તેની પાસે ગયો. અરુણને ભય હતો કે કદાચ દુર્ગા કમલિનીની બદનામીની વાતોના સંબંધમાં કંઈક વાત ઉપાડશે તો એ એનો કંઈ પણ જવાબ આપી શકશે નહિ અને આથી જ એ ત્યાંથી ઊઠી ગયો હતો.

ડૉકટરે રોગીને જોઈને કહ્યું: – "ટાઈફોઈડનો તાવ છે. સેવા-ચાકરી માટે એક નર્સ રાખવાની આવશ્યકતા છે." સાથે સાથે એણે એ પણ જણાવ્યું કે – "ગામમાં કંઈક બદનામી ફેલાઈ ગએલી હોવાથી ડોસીના પાસે ગામનું કે પાડોસનું કોઈ માણસ પણ ફરકતું નથી તો પછી ચાકરી માટે પૂછવું જ શું ?..."

ડોકટરની આ વાત વચ્ચેથી જ અટકાવી અરુણ બોલી ઊઠ્યો: – "અત્યારે એ વાત રહેવા દો. માત્ર આજની રાત રહેવા આપ આપની કોઈ પછાત વર્ગની દાસીને મોકલી આપો. હું આજે જ એક નર્સ લાવવા માટે કલકત્તા જાઉં છું. કાલે તો લઈને આવી પણ જઈશ. ત્યાં સુધી આપ ગરીબ વૃદ્ધાની દેખરેખ રાખશો તો આપનો ઉપકાર થશે."

"જરૂર દેખરેખ રાખીશ." કહીને ડૉક્ટર સાહેબ ચાલી ગયા. તેઓ રામકૃષ્ણ સેવાશ્રમ – મિશનના સેવક હતા અને મિશન તરફની જે હોસ્પીટલ આ ગામમાં હતી. તેના તેઓ ડૉક્ટર હતા. કોઈ ધંધાદારી ડૉક્ટર હોત તો અરુણની આ વિનંતિ પર તે ધ્યાન પણ ન આપતે.

ડૉક્ટરને વિદાય કરીને અરુણ દુર્ગાદેવીની પાસે આવ્યો અને બોલ્યો: – "મા, સતીશ બાબૂનો કંઈ જ પત્તો નથી? એમને એક તાર મોકલું?"

દુર્ગાએ કહ્યું: – "એને તાર મળી શકે એમ નથી. એ તો વૈરાગ્ય ધારણ કરીને હિમાલય પર્વત પર ચાલી ગયો છે."

"તો પછી શું કરવામાં આવે? હું તો આજે જ તમારી સેવાને માટે એક નર્સ લાવવા કલકત્તા જઈ રહ્યો છું."

નર્સનું નામ સાંભળતાં જ દુર્ગાદેવીએ મોં મચકોડયું. તેણે કહ્યું:– "ના, ના, નર્સ લાવવાની જરૂર નથી. તમે લોકો...

અરુણે દુર્ગાદેવીના કાનની પાસે પોતાનું મુખ લઈ જઈને ધીરેથી કહ્યું: – "તો પછી બહેનને લઈ આવું?"

"હા, હા, એ જ ઠીક થશે." કહીને દુર્ગાદેવીએ ધીરે ધીરે આંખો બંધ કરી દીધી. તે પછી પુનઃ કહેવા લાગી: – "વહુને કહેજે કે, મેં એ અફવા પર, એ નનામા પત્ર પર જરાય વિશ્વાસ કર્યો નથી. કરવાની પણ નથી. મારી વહુ તો સાક્ષાત લક્ષ્મી છે. સતી સ્ત્રી છે."

અરુણની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. આ સમયે ડૉક્ટરે મોકલેલી દાસી રામકલી ત્યાં આવી હાજર થઈ. એને જોઈને અરુણે દુર્ગાને કહ્યું: – "ઠીક, આજ રાતને માટે હું આ દાસીને તમારી પાસે મૂકી જાઉં છું. કાલે બહેનને લઈને આવી જઈશ. કેમ જાઉં ને?"

દુર્ગાએ આભાર સ્વરે કહ્યું:– "જા."

"મારી આ બેગ હું અહીં જ મૂકી જાઉં છું."

અરુણ દુર્ગાદેવીના પગને સ્પર્શ કરી જવા ઇચ્છતો હતો ત્યાં જ દુર્ગાએ એ દાસીને કહ્યું:–"પેલી ઓરડીમાં કેટલાક પતાસાં અને લીલું નાળીયેર છે એ લાવીને અરુણને આપ." દાસીએ નાળીયેર તેમજ પતાસાં લાવી અરુણના હાથમાં મૂક્યાં. અરુણે એમાંથી ચાર પતાસાં મુખમાં મૂક્યાં અને ઉપરથી નાળીયેરનું પાણી પી, મુખ લૂછતાં લૂછતાં જ સ્ટેશને જવા ઉપડી ગયો.

જાહેર લાયબ્રેરી પાસે જ અરુણનો પરિચિત મિત્ર યતીન એક વાંસ જમીનમાં દાટીને ગેસની બત્તી બાંધી રહ્યો હતો. અરુણને જોતાં જ તે બૂમ પાડી ઊઠ્યો:–"અરે અરુણ, ક્યાં જાય છે? ક્યારે આવ્યો? તારો ચહેરો આટલો ફીક્કો અને ઉતરી ગયેલો કેમ જણાય છે? કુશળ તો છે ને? વાંચવા લખવાનું તો ચાલે છે કે પછી છોડી દીધું? આજે અહીં એક તમાશો છે. કલકત્તાથી એક પ્રસિદ્ધ મંડળી આવી છે, તે આજે અભિમન્યુ–વધનો ખેલ કરવાની છે, જરૂર આવજે!"

એની આ પ્રશ્ન પરંપરા પર અરુણે જરાય ધ્યાન ન આપ્યું. બધાનો એણે માત્ર એક જ ઉત્તર આપ્યો–"સતીશ બાબૂની મા બહુ બીમાર છે."

## ૨૧

અરુણના મુખથી સાસુની સખ્ત માંદગીના સમાચાર સાંભળીને કમલિની રડી પડી. ખાસ કરીને જ્યારે અરુણે કહ્યું કે—સતીશ બાબૂનો પત્તો નથી, કદાચ તેઓ આ સમયે હિમાલયની કોઈ ગૂફામાં બેસીને સાધના કરી રહ્યા હશે, તેમને માની બીમારીના હાલ આપવા પણ મુશ્કેલ થઈ પડયા છે, ત્યારે કમલિનીનું દુઃખ એકદમ વધી ગયું.

સતીશ એકાએક જ ઘર છોડીને કેમ ચાલી ગયો તે બધા મનમાં ને મનમાં જ સમજી ગયા; પરન્તુ એ સંબંધમાં કોઈ કંઈ પણ બોલી શક્યું નહિ.

અરુણે કહ્યું:—" માત્ર એટલું જ નથી. ડૉક્ટર કહેતાં હતાં કે બદનામીની વાત સાંભળીને એની પાસે કોઈ ફરકતું ય નથી. ડોસીના મુખમાં પાણીનું ટીપું રેડવાને માટે કોઈ માણસ પણ નથી. જો થોડાંક વધુ દિવસ આ પ્રમાણે ચાલ્યું તો ડોસી કમોતે મરી જશે ! "

કમલિનીએ સાળુથી આંસુ લૂછતાં લૂછતાં રૂંધાયલા સ્વરે કહ્યું:–"ના અરુણ, મા ઘરમાં એકલી જ પડી છે કે? સાચે જ એની સંભાળ લેનારું ત્યાં કોઈ નથી?"

અરુણે કહ્યું:–"કહી તો દીધું કે આવી દશા છે. પણ આજ રાતને માટે હું એક બંદોબસ્ત કરી આવ્યો છું. ડૉકટર સાહેબે પોતાના નોકરની સ્ત્રીને એની પાસે રહેવાને માટે મોકલી આપી છે."

"સારું કર્યું!" કહીને હરેન્દ્રે એક લાંબો શ્વાસ ખેંચ્યો. તે પછી કહ્યું:–"આજની રાત તો પસાર થશે. સવારના પાંચ વાગે એક ગાડી તે તરફ જાય છે. એમાં જો જઈ શકાય તો અમે લોકો કમલિનીને આઠ વાગ્યાની અંદર ત્યાં પહોંચાડી શકીશું."

ક્ષિતીશ અત્યાર સુધી મૌન બેસી રહ્યો હતો. હવે એનાથી રહેવાયું નહિ. તે બોલી ઊઠ્યો:–"કમલિનીને ત્યાં લઈ જવા ઇચ્છો છો? એકાએક એકદમ જ એને ત્યાં લઈ જવાથી શું પરિણામ આવશે તેની કંઈ ખબર છે કે, હરેન્દ્ર બાબૂ?"

હરેન્દ્રે કહ્યું:–"એમાં પરિણામ શું આવવાનું? સતીશ જ્યારે ત્યાં હાજર નથી, ત્યારે સાસુ માટેની બધી જવાબદારી તો એની જ છે ને? કમલિની સિવાય એ ડોસીની ચાકરી કરે એવું કોણ છે? સાંભળ્યું તો ખરું કે ગામની સ્ત્રીઓ બદનામીના ભયથી ડોસીની પાસે ફરકતી પણ નથી. તો પછી કહો, ડોસીની આ માંદગીમાં કમલિની ચાકરી કરવા નહિ જાય તો બીજું કોણ જાય?"

ક્ષિતીશ વાસ્તવમાં એક ધૂની માણસ હતો. એ ન તો વિચાર કરતો કે ન તો હોશિયારીથી કામ કરતો. એના મગજમાં જે ખ્યાલ આવતો તે જ તે કરતો. કામ કરતી વખતે તેનો આદિથી તે અન્ત સુધી એ વિચાર પણ કરતો નહિ. આમ છતાં પણ કેટલાક દિવસો

થતાં એની અંદરની ગુપ્ત વેદનાએ એની આન્તર દૃષ્ટિને બહુ તેજ બનાવી દીધી હતી. એણે ક્ષણભર ચૂપ રહીને કહ્યું:–"હરેન્દ્ર તમારું આ કહેવું ઠીક નથી. મને તો એમ લાગે છે કે એની માંદગીની વાત મહોલ્લાની સ્ત્રીઓને માલમ પણ ન હશે. મારું પણ ઘર ગામડામાં જ છે. મેં આજ સુધી એવું કદી પણ સાંભળ્યું નથી કે બાપને ઘરથી વહુ ગુમ થઈ જાય તો એને માટે સાસુને કષ્ટ સહેવું પડે, અને આ જ વાંકથી પાડાપાડોસની સ્ત્રીઓ બીમારના મુખમાં પાણીનું ટીપું પણ નાંખવા તૈયાર ન થાય! આટલું મોટું તહોમત પણ એમને શિરે નાંખવાની જરૂર નથી, હરેન્દ્ર બાબૂ!"

ક્ષિતીશના આ કથનમાં કંઈક સચ્ચાઈનો અંશ પણ હતો અને તેથી જ હરેન્દ્રને છોભીલા બની જવું પડ્યું. એણે લજ્જિત સ્વરમાં કહ્યું:–"ઠીક, માની લઈએ કે એ સ્ત્રીઓ વાત સાંભળીને ડોસીની સેવા કરવા આવે, પરન્તુ એએક વાર ખબર લઈ જાય અને એક–બે વાર દવા વિગેરે આપી જાય તે સિવાય બીજું વધારે તેઓ શું કરી શકે? આ ટાઈફોઈડના સખ્ત તાવમાં દિવસ–રાત એની પાસે બેસીને કોઈ ઓછી જ ચાકરી કરવાનું હતું? આટલો ભારે બોજો શિર પર લાદીને નિરાંતે બેસી રહેવું એ મને ઠીક લાગતું નથી, ક્ષિતીશ બાબૂ!"

ક્ષિતીશે કહ્યું:–"ટાઈફોઈડ તાવ છે, એ પણ નક્કીપણે ન કહી શકાય. માત્ર એક જ દિવસના તાવને આટલું મોટું ગંભીર રૂપ આપવું એ મૂર્ખાઈ છે. માંદગી ભયાનક હોય એવું હું તો માનતો નથી."

હરેન્દ્રે ચિન્તાતુર ભાવથી પ્રશ્ન કર્યો:–"તો પછી શું કરવામાં આવે તે તમે જ કહોને?"

અત્યાર સુધી અરુણ મોટાંઓની વાત સાંભળી જ રહ્યો હતો.

હવે તેનાથી રહેવાયું નહિ. એ બોલ્યોઃ—"હું એટલું જ સાંભળીને આવ્યો છું કે બહેનની સાસુ સવારથી બેહોશ છે; પણ તાવ આજે જ આવ્યો છે કે આગળનો આવે છે એની મને ખબર નથી. કદાચ એને કેટલાક દિવસો થયાં આવતો......"

ક્ષિતીશે એની વાત પૂરી પણ ન થવા દીધી, એટલું જ નહિ પણ એના પર ધ્યાન પણ ન આપ્યું. એ વચમાં જ બોલી ઊઠયોઃ—"એ સિવાય એક બીજી પણ વાત વિચારવાની છે, હરેન્દ્ર! એનો આ સાધારણ તાવ તો કદાચ બે—ચાર દિવસમાં જ સારો થઈ જશે; કિન્તુ આમ એકાએક જ કમલિનીને ત્યાં લઈ જવાથી કેટલો મોટો સામાજિક વિપ્લવ પ્રકટશે તેનો પણ તમે કંઈ ખ્યાલ કર્યો છે? કમલિનીના આવી રીતે અચાનક આવવાથી લોકો કંઈ ને કંઈ કલ્પના કરશે; અનેક નવાં તુક્કા—નવી ચર્ચા અને નવા દાવપેચ રમાશે. કમલિની આ બધું સાંભળી શકશે ખરી? મને તો લાગે છે કે સતીશની માએ કદાચ તાવની બેહોશીમાં જ બકી દીધું હશે કે એ કમલિનીના કલંક પર વિશ્વાસ કરતી નથી; કિન્તુ —"

પણ આ 'કિન્તુ' અહીં જ અટકી ગયું. અરુણની જેમ જ ક્ષિતીશની વાત પણ પૂરી થવા પામી નહિ. કમલિની અહીં સુધી બધું ગુપચુપ સાંભળ્યા કરતી હતી. પરન્તુ ક્ષિતીશની છેલ્લી વાત સાંભળી એકાએક જ તેની આંખમાંથી આંસુઓ વહેવા માંડયા. તે ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. તેણે રડતાં રડતાં જ કહ્યું:—"કિન્તુ શું ક્ષિતીશ દાદા? તમે લોકો મને અહીં જ કેદી તરીકે રાખી મૂકવા માંગો છો? મારી સાસુ સખ્ત બીમાર છે, એ (સતીશ) તેમની પાસે નથી. આવી અવસ્થામાં હું ન જાઉં તો હવે કયારે જાઉં?"

ક્ષિતીશ કંઈક ખંચવાઈ ગયો. તે બોલ્યોઃ—"એ ઠીક છે, પરન્તુ વિચારીને જ........"

કમલિનીએ પુનઃ એવા જ સ્વરમાં કહ્યું:—"વિચારીને શું કરવા માંગો છો તે તો મને કહો? માત્ર વિચાર કરવામાં જ તમે લોકોએ આજે મારી આ દશા કરી મૂકી છે."

એ પછી એણે હરેન્દ્રની તરફ જોઈને કહ્યું:—"મેં કંઈ પણ ગુન્હો કર્યો નથી. મારા ભલાને માટે તમે લોકો આટલું વિચાર્યા વગર, આટલી ખેંચ–તાણ અને મગજ મારી કર્યા વગર સીધા જ મને મારે ઘેર લઈ ગયા હોત તો આજે મારું ભલું જ થયું હોત અને હું સુખી બની હોત. વળી તમારે પણ મારે માટે આટલું વિચારવાનો—આટલી તકલીફ લેવાનો પ્રસંગ પણ ન આવ્યો હોત. હવે હું તમારા લોકોની સહાયતા ઈચ્છતી નથી. અરુણને સાથે લઈને જ કાલે સવારના હું જગદીશપુર ચાલી જઈશ. મારા ભાગ્યમાં જે લખ્યું હશે તે થશે. હવે તમે મારા ભલા માટેની ચેષ્ટા કરશો નહિ."

ક્ષિતીશ અને હરેન્દ્ર બન્ને ચમકી ગયા. તેમણે કમલિનીને આવી રીતે વાતો કરતાં ક્યારેય પણ જોઈ નહોતી. હજુ સુધી તેમને કલ્પના પણ નહોતી આવી કે કમલિનીના સારા–નરસામાં તેનો પોતાનો પણ કંઈક વ્યક્તિગત અભિપ્રાય છે, તે પોતે પણ પોતાના સંબંધમાં કંઈક સારું વિચારી–જાણી શકે છે. પોતાના ભાગ્યને ધિક્કારવા ઉપરાન્ત તે બીજું કંઈ પણ કરી શકે એમ નથી એવી તેમની કલ્પના હતી. કમલિનીમાં કંઈક સ્વતંત્ર વિચાર શક્તિ છે કે નહિ તેનું પણ તેમને ભાન નહોતું.

હરેન્દ્રને શું જવાબ આપવો તે સૂઝ્યું જ નહિ અને ક્ષિતીશ પણ અતિશય વિસ્મય પામી બંને આંખો ફાડી–ફાડીને કમલિનીના મુખ તરફ જ જોઈ રહ્યો. એ બંને હવે સારી રીતે જાણી ગયા કે કમલિનીની ધીરજનો, તેની સહનશીલતાનો અંત આવી ગયો છે.

કમલિનીએ ઝટપટ આંસુ લૂછી નાંખી કહ્યું: "ક્ષિતીશ દાદા

તમે લોકો એમ ન સમજશો કે હું તમારો ઉપકાર ભૂલી જઈશ કિન્તુ આજે હું તમને લોકોને હાથ જોડીને પ્રાર્થના કરું છું કે —

આ કહેતાં કહેતાં કમલિનીની આંખમાંથી જોરથી આંસુએ વહેવા લાગ્યા. કિન્તુ આ સમયે તેણે એ આંસુઓને લૂછવાની જ પણ ચેષ્ટા ન કરી. તે હાથ જોડીને કહેવા લાગી:– "મારે મા તમે બંને જણાએ કેટલું દુઃખ અને કષ્ટ ભેઠાવ્યું છે તે હું સા રીતે જાણું છું. ભગવાન પણ એ વાત સારી રીતે જાણે છે. કિન્ હવે એક દિવસને માટે પણ હું તમને લોકોને શ્રમ કે ત્રાસ આપ માંગતી નથી. આજથી મેં મારા દુર્ભાગ્યનો સારો ય ભાર મારા શિ પર લઈ લીધો છે. ક્ષિતીશ દાદા એક દિવસે તમે મને જેવી રીતે રસ્ત પરથી ઊઠાવી લાવ્યા હતા અને મારો જીવ બચાવ્યો હતો, તેવી રીતે આજે મને માત્ર એ આશીર્વાદ આપો કે હું આ મુશ્કેલી પા પાર ઉતારી જાઉં; અને તમને પુનઃ દુઃખ દેવાને માટે અ પાછી ન આવું."

ક્ષિતીશે મુખ ફેરવી પોતાના આંસુ છૂપાવવાની કોશિશ કરી કિન્તુ હરેન્દ્રે કહ્યું:– "અમે બંને જણા તને એ આશીર્વાદ આપીએ છીએ. હું કહું છું કે તારી આ વિપત્તિ અવશ્ય જ દૂર થઈ જશે પણ કમલિની! હું ય કાલે સવારે તારી સાથે કેમ ન આવું?"

કમલિનીએ માથું હલાવી કહ્યું:– "ના, તમારી આવવાન જરૂર નથી."

હરેન્દ્રે ઉત્તેજનાની સાથે કહ્યું:– "ના કેમ, કમલિની? હું જે સાચે જ તારો મોટાભાઈ હોત તો તું આજે મને આમ ના કહી શકત."

એની આ વાત સાંભળીને આટલા દુઃખમાં પણ કમલિની

મુખ લજ્જાથી લાલ બની ગયું. એણે મસ્તક નીચું કરી ચૂપચાપ માથું હલાવી કહ્યું:– "ના, તમારી જરૂર નથી."

તેની આ લજ્જા હરેન્દ્રથી છૂપી ન રહી. પરન્તુ એ બંનેના નામથી જે આ લજ્જાજનક અપવાદ ફેલાઈ રહ્યો હતો, એનો તે રતી ભાર પણ સ્વીકાર કરતો નહોતો, એને તેની જરા પણ પરવા નહોતી. તેણે પોતાનું આ વર્તન કમલિનીને જણાવવા માટે તીવ્ર સ્વરમાં કહ્યું:– "કમલિની તું એમ ધારે છે કે હું જૂઠી બદનામીથી ડરૂં છું? પિતાજીના ક્રોધની અને તેમના દંડની મને લેશ માત્ર પણ પરવા નથી. હું તારી સાથે ગામ જરૂર આવીશ. જોઉં તો ખરો કે ગામમાં મારા મુખ સામે તને કોણ કંઈ કહી શકે છે. જે કોઈ કંઇ કહેશે એનો જવાબ હું આપીશ, કિન્તુ અરુણ આપી શકશે નહિ– એ હજુ બાળક છે."

કમલિનીએ સજલ નયને હરેન્દ્રની સામે જોઈ કહ્યું:– "અરુણ જવાબ ન આપી શકશે એ વાત ખરી છે; પણ તમારે ય જવાબ આપવાની જરૂર નથી. મારો ભાર મને પોતાને જ ઊઠાવવા દો. મારી સમસ્યાને હવે વધુ ગૂંચવાડામાં ન નાંખો."

હરેન્દ્રે કહ્યું:– "કમલિની! ગામ લોકોના સ્વભાવનો એકવાર તો વિચાર કર! ત્યાં એકલા જવાથી તારા નસીબમાં પાછું કયું પરિવર્તન થશે, તારા પર ક્યાં ક્યાં દુઃખ આવી પડશે તેની તો મને કલ્પના પણ આવતી નથી!"

કમલિની થાકી ગયેલી જણાતી હતી. હવે એણે પ્રશ્નોત્તર કરવાનું છોડી દીધું. જાણે તેમ કરવાની એનામાં શક્તિ જ ન હોય તેવો ભાવ એના મુખ પર જણાઈ આવ્યો. એણે માત્ર મસ્તક ઊંચું કરી એક લાંબો શ્વાસ લીધો અને ધીરે–ધીરે કહ્યું:– "એ તો ઉપરવાળો જાણે!"

આટલું બોલીને બન્ને હાથ જોડી મસ્તક સુધી લઈ જઈને પ્રણામ કરી તેજીની સાથે એ ત્યાંથી ઊઠી અને બીજા ઓરડામાં ચાલી ગઈ.

કેટલાક વખત સુધી તો કોઈ કંઈ બોલી શક્યું નહિ. બધાં જ જાણે પથ્થરની પ્રતિમા હોય એમ બેસી રહ્યા. થોડાક વખત પછી અરુણે કહ્યું:– "પણ હું એક બચાવ કરતો આવ્યો છું હરેન્દ્ર દાદા! સતીશ બાબુની માને કહી આવ્યો છું કે બહેન ખોવાઈ ગયા પછી મારી પાસે જ રહી હતી. સાથે તમારા લોકોનું નામ પણ મેં આપ્યું હતું, કેમ સારું કર્યુંને દાદા?"

હરેન્દ્રે મુખ ચઢાવીને કહ્યુ:– "બેસ, બેસ, ગાંડા તું તો હજુ બાળક છે. કમલિની તારી પાસે કલકત્તામાં રહી હતી એ વાત જ કોણ માનવાનું હતું? કેમ ખરું ને ક્ષિતીશ!"

ક્ષિતીશ એકવાર ચમકી ગયો અને બોલ્યો:– "હં."

આટલું કહીને એ લજ્જિત મુખથી ઊઠી ઊભો થયો અને જરા હસીને બોલ્યો:– "ભાઈ હરેન્દ્ર હવે હું જાઉં છું, મને ઉંઘ આવે છે."

કહીને એક નશાબાજની જેમ એ લથડાતો–લથડાતો ઉપર ચાલી ગયો. પોતાના ઘરમાં આવેલાઓનો વિચાર કર્યા વગર જ ક્ષિતીશનું આવી રીતે ચાલી જવું એ તેના સ્વભાવની એટલું તો વિરૂદ્ધ હતું કે હરેન્દ્ર અને અરુણના આશ્ચર્યની સીમા પણ ન રહી. પરન્તુ સાચે જ ક્ષિતીશમાં આજે આ પ્રકારના શિષ્ટાચાર પ્રતિ ધ્યાન આપવાની શક્તિ નહોતી. ઘણા વખતથી એ અન્યમનસ્ક થઈ ગયો હતો. અત્યાર સુધી જે વાદવિવાદ, ચર્ચા ચાલી હતી તેમાંની કોઈ પણ એના કાનમાં જવા પામી નહોતી. એના કાનમાં તો માત્ર એક જ વાત વારંવાર પ્રતિધ્વનિત થઈ રહી હતી કે બધું જાહેર થઈ

ગયું ! બધું જાહેર થઇ ગયું ! એના મનની એકાંત અંધારી કોટડીમાં જે પાપ ભેગું થઈ રહ્યું હતું એ બધું કમલિનીની આગળ પ્રકટ થઈ ગયું. હવે એનાથી કંઈ પણ છૂપું રહેવા પામ્યું નથી ! અને એથી જ આ પાપ જાણી જવાથી જ કમલિની આજે એક શિકારીથી ભય પામેલી હરિણીની જેમ અહીંથી તરત જ – ત્વરાથી – નાસી જવા ઇચ્છે છે ! અત્યાર સુધીનો એનો બધો યત્ન, બધી સેવા, સારોય પરિશ્રમ આજે તદ્દન વ્યર્થ – નિરર્થક બની ગયો છે !

## ૨૨

"ક્ષિતીશ દાદા !"

"કોણ છે ?"

"હું છું."

"હું કોણ ?"

"હું કમલિની, જરા બારણું ઉઘાડો તો !"

ક્ષિતીશે જલદીથી ઊઠીને બારણું ઉઘાડી બહાર જોયું તો કમલિની ઊભી છે. એ સમયે અંધકાર બરાબર વ્યાપેલો નહોતો. શ્યામ આકાશમાં બે–ચાર મોટાં તારલાં ચમકી રહ્યા હતા. માત્ર પૂર્વના આકાશનો જ કેટલોક ભાગ સાફ થતો દેખાતો હતો. બારણાની બહારના એક ખુણામાં ઝીણો દીવો બળી રહ્યો હતો. એ ઝીણા દીવાના અસ્પષ્ટ પ્રકાશમાં ક્ષિતીશે પલક મારતાં જ બધું જોઈ લીધું.

કમલિનીએ એક પીળા રંગની ઊનની શાલ મસ્તકથી તે પગ સુધી ઓઢેલી હતી. એની થોડેક જ દૂર અરુણ ઊભેલો હતો. એના

ાટની ઉપર એક મેલી જેવી શાલ નાંખેલી હતી. એના ડાબા ાથમાં એના જનોઈ વખતની લાલ રંગની એક છત્રી અને જમણી ગલમાં એક નાની સરખી પોટલી હતી.

ક્ષિતીશે માત્ર આટલું જ જોયું. કિન્તુ કમલિની જ્યારે એના ગની પાસે પૃથ્વી પર માથું રાખીને પ્રણામ કરી ઊભી થઈ ોલી: – "ક્ષિતીશ દાદા, હું જાઉં છું." ત્યારે પ્રકાશની ખામીથી ે પછી દૃષ્ટિના દોષથી ગમે તે કારણ હોય પણ કમલિનીનું મુખ ક્ષિતીશને જરા પણ જણાયું નહિ. આંખમાં આંસુ ભરેલાં હોવાને લઈને એની દૃષ્ટિ એ સમયે નકામી જેવી થઈ ગઈ હતી.

કમલિનીએ કહ્યું: – "ગાડીનો સમય થઈ ગયો છે ક્ષિતીશ દાદા, હવે હું જાઉં છું."

ક્ષિતીશની સમજમાં કંઈ પણ ન આવ્યું. એણે અન્યમનસ્ક ભાવથી માત્ર એટલું જ પૂછ્યું: – "જાય છે? સારું —

"આટલા દિવસ રહીને મેં આપને બહુ જ દુઃખ આપ્યું છે. જરા પણ ઓળખાણ કે સંબંધ વગર આપે મને આશ્રય આપી મારા દુઃખમાં મદદ કરી છે તે માટે હું આપનો ઉપકાર માનું છું. આપનો આ ઉપકાર, મારા પ્રતિનો આપનો આ ભાવ હું આ જન્મમાં કદી પણ ભૂલવાની નથી. પ્રભુ આપને સુખી રાખે અને.........

કમલિની આગળ બોલી શકી નહિ. તેનું હૈયું ભરાઈ આવ્યું. આંખમાંથી આંસુ પણ પડ્યા. વિયોગ સમયના દુઃખનો એને અનુભવ થઈ રહ્યો હતો.

પણ કમલિનીના આ બધા શબ્દોનો ક્ષિતીશે માત્ર એટલો જ જવાબ આપ્યો: – "તેં મને દુઃખ આપ્યું છે? ક્યારે? ક્યાં?"

કમલિનીએ કહ્યું: – " ક્ષિતીશ દાદા જતી વખતે હું તમારી પાસે આશીર્વાદ માંગું છું કે તમે મારો પ્રાણ બચાવવા જે મહેનત – જે શ્રમ લીધો છે તે નિષ્ફળ ન જાય."

આટલું કહીને કમલિની વારંવાર આંસુ લૂછવા લાગી. ક્ષિતીશને એનો કોઈ ઉત્તર મળ્યો નહિ. ક્ષણ વાર પછી એ એકાએક જ બોલી ઊઠયો: – " આશીર્વાદ ? જરૂર ! જરૂર ! એ તો હું આપીશ જ – હાં અરુણ, મોટરને આવવાને માટે કહ્યું છે ને ? "

અરુણે મસ્તક હલાવી કહ્યું: – " જી હા, હરેન્દ્ર દાદા નીચે મોટરમાં જ બેઠા છે. એઓ સ્ટેશન પર અમને મૂકવા આવવાના છે. આપ નહિ આવો ? "

ક્ષિતીશે કહ્યું: – " હું ? ના ભાઈ, મારી તબીયત આજે બરાબર નથી."

કમલિની દૂરથી જ એક વાર સુપ્રભાવ પ્રણામ કરીને ધીરે ધીરે નીચે ઉતરી ગઈ. અરુણે ક્ષિતીશની પાસે આવીને કહ્યું: – " હું પણ જાઉં છું ! ક્ષિતીશ દાદા ! "

આટલું બોલીને પોતાની બહેનની જેમ પ્રણામ કરીને એ પણ જતો હતો. એટલામાં એકાએક જ ક્ષિતીશે એના બન્ને હાથ પકડી લીધા અને એક પ્રકારની જબરજસ્તીથી એને ઓરડાની અંદર લઈ જઈ કહ્યું: – " ભાઈ અરુણ, તમે લોકો શું સાચેસાચ જ જઈ રહ્યા છો ? "

અરુણ ક્ષિતીશના આ પ્રશ્નથી અવાક્ બની તેની સામે જ સ્થિર દૃષ્ટિથી જોઈ રહ્યો. જાણે ક્ષિતીશનો આ પ્રશ્ન એની સમજમાં જ ન આવ્યો હોય તેમ.

ક્ષિતીશે પુનઃ કહ્યું:–"કોને ખબર છે કે હવે આપણા લોકોની મુલાકાત થશે કે નહિ. કદાચ આપણે હવે એક બીજાં ને ન પણ મળી શકીએ. અરુણ હું પણ આજે બપોરની જ ગાડીએ ગામ જવાનો છું."

અરુણ ક્ષિતીશની આ વાતનો પણ કંઈ જવાબ આપી શકયો નહિ; કિન્તુ બાલક હોવા છતાં પણ એ એટલું તો સ્પષ્ટ સમજી શકયો કે ક્ષિતીશના આ અવાજમાં દુઃખ અને શોક ભર્યા છે.

ક્ષિતીશે પ્રત્યુત્તરની પ્રતીક્ષા ન કરતાં ફરીથી કહેવા માંડયુંઃ– "તું હજુ બાલક છે, તારા ઉપર કેટલો મોટો ભાર, કેટલી મોટી જવાબદારી આવી પડી છે તેનો તને કદાચ ખ્યાલ પણ ન હશે! હું મન–વચન અને કાયાથી પરમ કૃપાળુ પ્રભુને પ્રાર્થના કરું છું કે તે તમારી આજની મુસાફરી બધી રીતે નિર્વિઘ્ન બનાવે!"

આટલું બોલીને તેણે પોતાના તકિયાની નીચેથી એક લાંબું કવર કાઢી અરુણના હાથમાં આપવાની ઈચ્છા કરી. કિન્તુ અરુણે પોતાનો હાથ ખેંચી લઈ પૂછયું:–"એ શું છે ક્ષિતીશે દાદા?"

"થોડાંક રૂપીઆ છે, બીજું કંઈ જ નથી."

"પણ રૂપીઆ તો મારી પાસે છે ક્ષિતીશ દાદા?"

"એને રહેવા દે ભાઈ. જતી વખતે નાના ભાઈના હાથમાં કંઈક મૂકવાનો રીવાજ છે. એટલે તને આ આપી રહ્યો છું, લે લઈ લે."

આટલું કહીને ક્ષિતીશે અરુણના ધોતીયાને છેડે એ કવર બાંધતાં બાંધતાં કહ્યું:–"તારે તો કોઈ મોટો ભાઈ નથી અરુણ એટલે તને એની શું ખબર પડે? જો તારે ભાઈ હોત તો એ પણ તને

જતાં સમયે આ રીતે જ સ્નેહનો ઉપહાર આપતે. તારા દાદા પાસેથી એ ઉપહાર લેવામાં તારે શરમાવું ન જોઈએ. તારી બહેન કદાચ તને આ વિશે પૂછે તો એને એ જણાવી દેજે."

આટલું કહીને ધોતીયાનો છેડો યોગ્ય સ્થાને ખોસીને એને પકડીને બહાર લાવી ક્ષિતીશે કહ્યું:–"હવે વધુ સમય નથી અરુણ, તું જા ભાઈ; સ્હાડા ચાર વાગી ગયા છે. એ લોકો તારી રાહ જોઈ રહ્યા હશે."

આમ કહીને એણે એક પ્રકારનું જોર કરીને જ અરુણને વિદાય કરી દીધો. અરુણે દાદર ઊતરતાં ઊતરતાં ક્ષિતીશને પૂછ્યું:– "ક્ષિતીશ દાદા આપ પશ્ચિમમાં કેટલા દિવસ રહેવાના છો?"

ક્ષિતીશે જવાબ આપતાં કહ્યું:–"એ અત્યારે કેવી રીતે કહી શકું ભાઈ!"

એ પછી જ્યારે અરુણ મોટરમાં બેઠો ત્યારે એને એકલો જ જોઈને કમલિનીએ તો કોઇ પ્રશ્ન ન કર્યો; કિન્તુ હરેન્દ્રે પૂછ્યું:– "ક્ષિતીશ બાબૂ નથી આવ્યા અરુણ?"

આ પ્રશ્નનો ઉત્તર સ્વયં ક્ષિતીશે જ આપ્યો. એ ઉપરના જ ઝરૂખામાં ઊભો હતો. તેણે કહ્યું:–"આજે મારી તબીયત ઠીક નથી. બહુ જ બેચેની છે અને પાછી ઠંડી પણ લાગે છે."

હરેન્દ્રે કંઇક ઉદ્વિગ્ન થઈ પૂછ્યું:–"તબીયત સારી નથી? તો પછી તમે ઝરૂખામાં ઊભા ન રહો? અંદર જાઓ અને ઓઢીને સૂઈ રહો. હું એમને સ્ટેશને મૂકીને તમારી પાસે આવું છું."

મોટર ઉપડી. હરેન્દ્રનું બોલવું ક્ષિતીશે સાંભળ્યું કે નહિ તે માલમ નથી. મોટર જ્યારે એની આંખો આગળથી દૂર થઈ ગઈ

ત્યારે પણ એ તે તરફ જ સ્તબ્ધ બની એકીટશે જોતો ઊભો રહ્યો.

સ્ટેશન પર આવીને, ટિકીટ ખરીદીને, કમલિની અને અરુણ એ બંનેને ગાડીમાં બેસાડીને હરેન્દ્રે કમલિનીની પાસે જઈ ને કંઈક લજ્જાની સાથે કહ્યું:–"હવે હું હાલ ક્યાં રહીશ તે હું પોતે પણ જાણતો નથી, તો પણ મારી કંઈ જરૂર પડે, મને કંઈ ખબર આપવી ઘટે તો ફેર ઑફ—

અરુણે તરત જ પોતાના ગજવામાંથી એક કોરો કાગળ અને પેન્સિલ કાઢી કહ્યું:–"ઊભા રહો હરેન્દ્ર દાદા, હું તમારું સરનામું લખી લઉં. મેં સાંભળ્યું છે કે ક્ષિતીશ દાદા પણ આજે બપોરની ગાડીએ જ પશ્ચિમ બાજુએ ચાલી જવાના છે; પણ અફસોસ, મને એમનું સરનામું લખી લેવાનો જરા ય ખ્યાલ ન રહ્યો."

આ ખબર સાંભળી કમલિનીને મનમાં ને મનમાં જ આશ્ચર્ય થયું, પરન્તુ એ તેણે જાહેર ન કર્યું. પણ હરેન્દ્ર ઉદ્વિગ્ન થઈ બોલ્યો:–"સાચું કહે છે? તો તો મારે અત્યારે જ એની પાસે જઈને એને રોકવો પડશે."

કમલિનીએ હરેન્દ્રની સામે જોઈને પૂછ્યું:–"કેમ હરેન્દ્ર દાદા?"

અરુણે કહ્યું:–"કેમ શું? વાહ—

હરેન્દ્રે કહ્યું:–"એની તબીયત સારી નથી અને એવી સ્થિતિમાં એ બહાર જાય એ સારું ન કહેવાય. એ સિવાય ક્ષિતીશનું અહીં રહેવું એક કારણ માટે પણ બહુ જરૂરી છે. (કમલિનીને) તું ગામ જઈ રહી છે, પરન્તુ ગામવાળાઓ તારા પર કેવો જુલમ ગુજારશે, તને કેવાં કેવાં શબ્દોથી સત્કારશે તેની કોને ખબર છે? જરૂર પડશે

તો હું પણ કાલીગ્રામ જઈશ અને જો ક્ષિતીશની ય જરૂર પડશે તો તેને પણ લોકોના મુખ બંધ કરવા ગામની અંદર લાવી ખડો કરી દઈશ! શું તું મને ડરપોક સમજે છે કમલિની!"

કમલિનીએ શિર હલાવીને કહ્યું: – "ના, આપને હું ડરપોક સમજતી નથી. પણ તમારા બેમાંથી કોઈએ પણ મારે માટે ત્યાં આવવું પડશે નહિ."

હરેન્દ્ર અજાયબ પામી ગયો. તેણે કહ્યું: – "આવવું પડશે નહિ? કોઈની જરૂર જ ન પડશે? ઠીક ભલે ન પડે. કિન્તુ હજુ સુધી તું ગામ – લોકોને, ત્યાંના સમાજને પૂરી રીતે ઓળખતી નથી. તારા મનથી તું તે લોકોને ભોળા અને નિર્દોષ જાણે છે પરન્તુ વાસ્તવિક રીતે તેઓ તેવા નથી. મને આશ્ચર્ય થાય છે કે આવી ભોળી તું કયાં સુધી રહીશ?"

કમલિનીએ આ પ્રશ્નનો કંઈ યોગ્ય ઉત્તર ન આપ્યો. એણે કહ્યું: – "આટલાં દિવસ થયાં મારી બુદ્ધિ કયાં ગઈ હતી તે હું સમજી શકતી નથી. મારે કરવાના કામનો ભાર મેં આપ લોકો પર નાંખી દીધો હતો. મેં આ જે ભૂલ કરી હતી તેની કોઈ હદ નથી. તો પણ હવે તમારા લોકોની સાક્ષી પર જીવવાની ભારે ભુલ હું કદાપિ પણ કરીશ નહિ."

આમ બોલીને એણે નાના ભાઈના હાથમાંનો હરેન્દ્રના સરનામાવાળો કાગળ ઝુંટવી ગાડીની બહાર ફેંકી દીધો.

કમલિનીના આ વર્તનથી હરેન્દ્ર બહુ જ ક્ષુબ્ધ અને લજ્જિત થઈ ગયો. તે બોલ્યો: – "પણ કમલિની, નિર્દોષને અદાલતમાં પોતાની નિર્દોષતા પૂરવાર કરવાને માટે સાક્ષી વિગેરેની જરૂર નથી પડતી?"

કમલિનીએ કહ્યું: – "હા, અદાલતમાં એની જરૂર પડે છે. પણ

હરેન્દ્ર દાદા, મેં મારા વિચારનો, મારા ઇન્સાફનો ભાર જેને સોંપ્યો છે તેને સાક્ષી વિગેરેની જરૂર જ નથી. એ બધું જ જાણે છે—સમજે છે."

આટલું કહીને આંખમાં આવેલા આંસુ છૂપાવવા માટે તેણે પોતાનું મુખ બીજી બાજુએ ફેરવી લીધું.

ગાર્ડે ધજા હલાવી. ડ્રાઇવરે સીટી મારીને ગાડીને છોડી દીધી. આ સમયે હરેન્દ્રની આંખમાંથી પણ આંસુ ટપકી પડયા. ખાસ કરીને તો કમલિનીના છેલ્લા શબ્દોએ એના હૃદયમાં ભારે ઉત્પાત મચાવ્યો હતો. તેના તેમ જ ક્ષિતીશના તરફ કમલિનીને જે અવિશ્વાસ થયો હતો તેને નિવારવાનો કોઈ ઉપાય હરેન્દ્રને સૂઝતો નહોતો. કમલિનીના બોલવા પરથી સ્પષ્ટ જણાતું હતું કે હવે તે કોઈનું પણ સાંભળવાની નથી અને પોતાનું જ ધાર્યું કરવાની છે. ગાડીના ધક્કાની સાથે જ એ બે પગલાં આગળ દોડયો પરન્તુ પોતાની આંખમાં આવેલા આંસુઓને લઈને એ કમલિનીનું મુખ જોઇ શકયો નહિ! તો પણ એણે તેને ઉદ્દેશીને મોટા અવાજે કહ્યુઃ—"એવું જ બનો બહેન! હું મન-વચન અને કાયાથી ઇશ્વરને પ્રાર્થના કરું છુ કે તે અમારી ચિન્તાનો, અમારા વિચારનો ભાર ગ્રહણ કરી લે."

કમલિનીએ એનો કંઈ પણ ઉત્તર આપ્યો નહિ. ઉત્તર આપવા જેવું હતું પણ શું? તો પણ ગાડી થોડેક ગયા પછી તેણે એક વાર બારીની બહાર જોયું. હરેન્દ્ર હજુ પણ સીધો ઊભો રહી તેની તરફ એકીટશે જોઈ રહ્યો હતો.

રસ્તામાં અરુણ પોતાની ધુનમાં કંઈ ને કંઈ બાકી રહ્યો હતો. એને પોતાના ઉપર ભારે વિશ્વાસ-ભરોસો હતો. એ દિવસે જ્યારે દુર્ગાએ એને કહ્યું હતું કે, એને એ અફવામાં, લોકનિંદામાં જરાય

વિશ્વાસ નથી ત્યારે તેના હૃદયને ભારે આશ્વાસન મળ્યું હતું. એણે પણ એને કહી દીધું હતું કે કમલિની કલકત્તામાં એની પાસે જ છે. આથી એના હૃદયની હિમ્મત વધી ગઈ હતી. એને વિશ્વાસ હતો કે તેણે એ દુર્ઘટનાની જ્વાલાને કંઈક અંશે શાન્ત પાડી દીધી છે, અને એને લઈને જ હવે તેના હૃદયમાં શાન્તિ પ્રવર્તતી હતી.

રસ્તામાં અરુણ કમલિનીને પણ શાન્તિ આપી રહ્યો હતો. એ કહેતો હતો – બહેન, હવે તમારે ગભરાવાની જરૂર નથી. તમારો વાળ પણ વાંકો થશે નહિ. તમારા મનમાં જે ભય છે એ તદ્દન નકામો જ છે. તમારી સાસુના મનમાં પણ કંઇ જ નથી. એને મન તો એની વહુ પવિત્ર અને સતી સ્ત્રી જ છે. અને જેમ જેમ દિવસો જતાં જશે, તેમ તેમ લોકો આ વાત પણ ભૂલતાં જશે વિગેરે.

પરન્તુ કમલિનીએ એનો કંઈ પણ જવાબ ન આપ્યો. શાન્તિથી એ અરુણનું આ કહેવું સાંભળી રહી એના મનમાં હજુ પણ હરેન્દ્રના શબ્દો પડઘો પાડી રહ્યા હતા કે 'અરુણની આ વાત પર કોઈ વિશ્વાસ કરશે નહિ.' આમ છતાંય એને માટે એ ખાસ ચિન્તાતુર પણ નહોતી. જે વસ્તુ બની જ નથી, જે વાત અસત્ય જ છે તેના પર કોઈ અવિશ્વાસ કરે તો એને માટે કોને દોષ દેવો ! કિન્તુ કમલિની ચિન્તાતુર જરૂર હતી. એ ચિન્તા હતી એની સાસુના વિષયમાં. સાસુની એ ચિન્તા એના હૃદયપર એક ભારે પથ્થરની સમાન લદાયલી હતી. સાસુએ એક વાર પોતાના મુખથી જરૂર ઉચ્ચાર્યું હતું કે, એ પોતાની વહુના કલંક પર વિશ્વાસ કરતી નથી, પરન્તુ એનો એ વિશ્વાસ અન્ત સુધી એવો જ અટલ રહેશે ખરો ? કમલિનીને આ માટે ભારે દહેશત હતી. એ ગામડામાં જન્મી આટલી મોટી થઈ હતી. ગામ લોકોની ટેવથી તે સારી રીતે માહિતગાર હતી; કિન્તુ એની સાથે જ એણે એ પણ ગાંઠ વાળી હતી કે અત્યાર સુધી એણે બહુ ભૂલ કરી છે, એ ખૂબ ભટકી છે, ભ્રાન્તિમાં પડી ગઈ છે; પણ હવે તે એવી

ભૂલ કરશે નહિ. એવી રીતે અટવાશે નહિ. હવે તે પોતાની અને પતિની વચ્ચે કોઈ ત્રીજા માણસની દખલ સહન કરશે નહિ. તેનો અને તેના પતિનો સંબંધ ભલે બગડી જાય, તૂટી જાય તો પણ તે જગદીશ્વર સિવાય તેની અને તેના પતિની વચ્ચે કોઇની સલાહ, કોઈનો આશ્રય કે કોઇની દયા માંગશે નહિ.

જગદીશપુર સ્ટેશને નક્કી કરેલાં સમયે ગાડી આવી પહોંચી અરુણ અને કમલિની ગાડીમાંથી નીચે ઊતર્યા. અરુણે જોયું તો ઘોડાગાડીઓ મળવામાં ભારે મુશ્કેલી જણાઈ. બધી જ ગાડીઓ રોકાઈ ગઈ હતી. આખરે મહા મહેનતે એક ગાડી મળી ગઈ. એ ગાડી જ્યારે જગદીશપુર ગામમાં સતીશરાયના ઘરની સામે આવી ઊભી રહી ત્યારે લગભગ દિવસ પૂરો થવા આવ્યો હતો.

દુર્ગાદેવી બે ત્રણ મેલા તકિયા ને અઢેલી, એક વાડકામાંનું ગરમ દૂધ ઘૂંટડે ઘૂંટડે પી રહી હતી. એની સામે થોડેક દૂર જ જમીન પર એક પાડોસની વિધવા સ્ત્રી બેઠી બેઠી ચોખામાંથી જાળાં વીણી રહી હતી. દુર્ગાદેવી આ સમય પણ જરા અસ્વસ્થ અને બેચેન જણાતી હતી. તો પણ ટાઈફોઇડનું એક પણ લક્ષણ નજરે પડતું નહોતું. અરુણને જોતાં જ એ હર્ષ પામી બોલી ઊઠી:– "કોણ? અરુણ? આવી ગયો બેટા? આવ બેસ, પેલા દરવાજાની પાસે કોણ ઊભું છે?"

અરુણ બોલ્યો: – "બહેન આવી છે."

દુર્ગાએ આશ્ચર્ય અને કંઇક ભય યુકત સાદે કહ્યું: – "બહેન? કોણ, વહુ?"

"હા."

કમલિનીએ અંદર પ્રવેશીને નીચાં વળીને સાસુના પગનો સ્પર્શ કરવા પ્રયત્ન કર્યો. આ જોઈને દુર્ગાદેવી ગભરાઈ ગઈ. દૂધનો વાડકો

મોઢા આગળથી દૂર કરીને તે ઝટ બોલી ઊઠી:–" રહેવા દો, વહુ રહેવા દો! મને અડકશો નહિ. આખા દિવસ બાદ હાલ જ છાંટો દૂધ પી રહી છું. અડકીને એને નકામું ન બનાવશો."

જે વિધવા સ્ત્રી ચોખામાંથી જાળાં વીણી રહી હતી તે પણ ચોખાવાળું સુપડું ઉંચકી ઊભી થઈ ગઈ અને કમલિનીના સ્પર્શથી બચવા ચાર હાથ દૂર જઈ બેઠી. આ વર્તન જોઈ કમલિની સ્તબ્ધ બની ગઈ. એનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. નિર્જીવ પુતળાંની જેમ એ ઊભી રહી.

પરન્તુ અરુણથી શાન્ત રહી શકાયું નહિ. એનો ક્રોધાગ્નિ ભભૂકી ઊઠયો તે બોલ્યો:–" તો પછી તમે કાલે કેમ કહ્યું કે હું એ અફવા પર – એ નનામા પત્ર પર વિશ્વાસ કરતાં નથી! આવું જુઠું બોલતાં તમને શરમ ન આવી! શા માટે તમે કહ્યું...

વૃદ્ધા બોલી:–" અરે વાહ રે! જરા વાત તો સાંભળ. મેં વળી તને ક્યારે કહ્યું હતું કે હું એના પર વિશ્વાસ કરતી નથી? અને કદાચ તાવની બેહોશીમાં મારાથી એવું બોલાઈ ગયું હોય તો એમાં શું થઇ ગયું! હું કયાં એથી બંધાઇ ગઇ છું."

અરુણ રડવા જેવો થઈ ગયો. એ બોલ્યો:–"તો તો હું બહેનને અહીં તમારી પાસે લાવ્યો જ ન હોત, હું નહોતો જાણતો કે તમારી જીભ પણ આવું હડહડતું જુઠ્ઠુ બોલી શકે છે!"

દુર્ગાદેવીએ દૂધનો વાડકો મૂકતાં કહ્યું:–" ઠીક વાત છે બેટા, આમ ચિઢાય છે શા માટે. સન્યાસી દાદાને આવવા દે, રાય બાબૂને પણ હું ખબર આપું છું; એ લોકોને જે ઠીક લાગે તે કરે. ત્યાં સુધી વહુ બહાર રહે. ઘરમાં સીધું – સામાન બધું જ છે. પટલાની મા એ કાઢી આપશે. બારણા આગળ ચાર રોટલા ઘડી કાઢે, એ તને ખવડાવે અને પોતે પણ ખાય."

અરુણુ અપમાન, ક્રોધ અને તિરસ્કારથી બળી ઊઠયો. તેણે કહ્યું:– "અમે તમારે ઘેર ભીખ માંગવા આવ્યા છીએ કે તમે આવી વાત કરો છો? ઠીક છે, અમારી આ ક્રૂર મશ્કરીનું ફળ તમારે અવશ્ય ભોગવવું પડશે."

અને એમ કહીને કમલિનીનો હાથ જોરથી ખેંચી અરુણે કહ્યું:– "ચાલ બહેન, ચાલ હજુ દરવાજા પર જ આપણી ગાડી ઊભેલી છે. હવે હું એક ક્ષણુ પણુ અહીં રહેવા માંગતો નથી."

કમલિનીએ ધીરે ધીરે પોતાનો હાથ છોડાવીને કહ્યું:– "ચાલ ભાઈ, આવું છું."

એ પછી મસ્તક પરનું વસ્ત્ર વ્યવસ્થિત કરી, સાસુની આંખમાં આંખ મેળવીને શાન્ત સ્વરથી એ બોલી:– "મા, હું જાઉં છું. પરન્તુ હું ય આ ઘરની વહુ છું. તમારી જેમ જ આ પણુ મારા સસરાનું ઘર છે. મેં હજુ સુધી એવું કોઇ પાપ, એવો કોઈ ગુન્હો કર્યો નથી કે જેથી બારણા આગળ રોટલા બનાવી ખાઉં!"

સાસુએ કહ્યું:–"હું શું જાણું વહુ, લોકો–

કમલિનીની દ્રષ્ટિમાં આગ સળગી. એનું શરીર કંપી ઊઠયું. એ કોઇ સખ્ત જવાબ આપવા જતી હતી ત્યાં જ અરુણુ વજ્ર–મુષ્ટિથી એનો હાથ પકડીને એને જબરજસ્તીથી ખેંચતો ઘરની બહાર નીકળી ગયો

## ૨૩

થોડાંક દિવસો વૃન્દાવનમાં ગાળતાં જ સતીશને સારી રીતે માલમ થઈ ગયું કે વૈરાગ્ય-પદાર્થ કલ્પનામાં ગમે એટલો સુંદર કે ભવ્ય હોય તો પણ વાસ્તવમાં તેનો ઉપયોગ યા ઉપભોગ એટલો આનંદદાયક, રુચિકર પ્રતીત થતો નથી. મુખથી 'સંસાર અસાર છે' બોલી દેવામાં જરાય મુશ્કેલી નથી; કિન્તુ વાસ્તવમાં સંસારને ત્યજીને સંસારમાં રહેવું એ એક પ્રકારે અસંભવિત જ છે. તૂફાન કે આંધીના સમયમાં સમુદ્રમાં નૌકા સ્થિર રહી શકતી નથી, એવી જ રીતે ક્ષોભને પ્રાપ્ત થયેલાં મનની અંદર પણ શાન્ત ભાવને સ્થાન આપવું અસંભવ જ થઈ પડે છે.

આથી સતીશ લખનઉથી વૃન્દાવન આવ્યા પછી વધુ દિવસો સુધી નિશ્ચિન્ત બનીને બેસી શક્યો નહિ. સંસાર, ગ્રહસ્થાશ્રમ અને અતીત કાલની સ્મૃતિઓ જાણે એને ચારે તરફથી માયાના બન્ધનમાં બાંધીને ખેંચતી હોય એવું તેને જણાવા માંડ્યું. એ મનમાં વિચારવા લાગ્યો – ગુરુદેવ કહે છે કે, જગત્ માયામય છે, મિથ્યા છે! પરન્તુ

મને ગુરુવાક્ય પર મોટો સન્દેહ થઈ રહ્યો છે. કારણ, સારીય ઇન્દ્રિયો દ્વારા દિવસ – રાત જે સત્યનો હું અનુભવ કરી રહ્યો છું, તેને આટલી સહજ રીતે કેવી રીતે મિથ્યા માની લઉં!

ગુરુદેવની આજ્ઞા અનુસાર એ એક ગાંડાની જેમ હિમાલય નહિ દોડી ગયો તેનાથી એને સંતોષ થયો. સતીશ વિચારવા લાગ્યો – હવે એ શું કરે? શું ફરી પાછો એ લખનઉં જાય? પરન્તુ લખનઉના વિચારની સાથે જ તેને આત્માનન્દ સ્વામીના વૈરાગ્ય વિષયક વ્યાખ્યાનો, મુક્તિની ઉપર તેમની ટીકા – ટિપ્પણીઓ અને ભગવાં વસ્ત્ર, લોટો, કામળી, ત્રિશૂળ વિગેરે ચીજો પણ યાદ આવી ગઈ. એની યાદ આવતાં જ તે ધ્રૂજી ઊઠયો અને લખનઉ જવાનો તેનો વિચાર આ બધાં સ્મરણોની સાથે જ હૃદયમાંથી એકદમ દૂર થઈ ગયો.

એ પછી જગદીશપુરનો વિચાર આવ્યો. ત્યાં એની જનેતા છે; કિન્તુ એની પાસે બીજાં લગ્ન કરવાનો પ્રસ્તાવ પણ એનો પીછો પકડવા માટે મોજુદ છે. એટલે એ જગ્યા પણ એને માટે શાન્તિદાયક થઈ પડે એવી નથી.

ઠીક, કાલીગ્રામ જાય તો કેમ? પણ આ વિચાર આવતાંની સાથે જ સતીશને કમલિનીના ગૂમ થઈ જવાની વાત યાદ આવી ગઈ. એ સમાચાર જે રૂપમાં સતીશના કાને આવ્યા હતા તેના પર તેને વિશ્વાસ નહોતો થયો એમ પણ ન કહી શકાય તોપણ એમાં જરાય શક નહોતો કે એને એના પર હજુ સુધી પણ પૂરો ભરોસો નહોતો આવ્યો. મૂળ વાત શું છે તે જાણવા માટે આથી જ તેનું મન ખેંચાયા કરતું હતું. એના મનમાં થતું, એક વાર સત્ય હકીકતની તપાસ કરી આવું. કમલિની સાચે જ ગુન્હેગાર માલમ પડે તો તેનો હંમેશને માટે ત્યાગ કરી દઉં. એ જો નિર્દોષ જણાય તો તેને સ્વીકારી તેને થયેલાં અન્યાયનો બદલો વાળી દઉં. પણ એની સાથે જ તેને ગામ

લોકોના પ્રપંચ, કમલિની માટેની તેમની નિન્દા, મશ્કરી, વ્યંગ વિગેરે યાદ આવી ગયું. તેને લાગ્યું, આવી ઝેરી હવામાં તે એક ક્ષણ પણ જીવી શકશે નહિ અને આ બધા વિચારથી પુઃન એનું મન એકદમ જ ઉત્સાહહીન બની ગયું.

સતીશે વિચાર્યું, આ મુશ્કેલી ક્યાંથી આવી પડી! નથી સંસાર ત્યજીને સન્યાસી થવાતું કે નથી ઘેર જવાનો જીવ થતો. અહીં નકામું કામ વગર પડી રહેવાથી પણ શાન્તિ મળતી નથી. તો પછી હવે હું શું કરું ?

વિચારતાં વિચારતાં સતીશનું મન થાકી ગયું. એનાથી હવે આગળ વિચાર થઈ શક્યો નહિ. એનું મગજ તદ્દન જ જડશૂન્ય થઈ ગયું હતું. અન્તમાં એ પોતાના મનમાં જ બોલી ઉઠ્યો:—ચુલ્હામાં જાય આ ચિન્તા! હું શા માટે નકામો જીવ બાળું! જે થવાનું હશે તે થશે. એ માટેની ચિન્તા હાલ શા માટે કરું! સન્યાસ લેવાનું ગાંડપણ જ્યાંસુધી [illegible] [illegible] નહિ ત્યાંસુધી રજાના દિવસો શા માટે કોઈ જોવા લાયક શહેરામાં ન વિતાઉં! બસ એમ જ કરીશ."

અને સતીશે બીજા દિવસની સવારે જ આગ્રા તાજમહેલ જોવા જવા માટે નક્કી કર્યું.

કવિ હૃદય બાદશાહ શાહજહાંના સંગેમરમરના બનેલા અમર કાવ્ય તાજમહેલને અનેક લોકોએ અનેક ભાવોથી—અનેક દૃષ્ટિઓથી અવલોક્યો છે. કિન્તુ તાજમહેલ જોઈને સતીશને લાગ્યું કે એ એની પ્રિયતમાની જ પ્રતિમૂર્તિ છે.

પ્રિયતમા ? કોણ ? કમલિની ?—ના, એ કમલિની નહિ. જે કમલિની એનો સ્નેહ, પ્રેમ, [illegible], આદર—પ્યાર બધું ભૂલીને લોક—સમાજમાં એને હાસ્યાસ્પદ બનાવીને, એના ભવિષ્ય અને વર્તમાનને

અંધકારમાં ડૂબાડીને જન્મભરને માટે એને ત્યજીને ચાલી ગઈ છે, તેના વિષયમાં તો એ હવે કંઈપણ વિચારવા ઈચ્છતો નથી. કિન્તુ સ્વદેશ અને વિદેશમાં જે પ્રેમમસ્ત નારી–મૂર્તિને લઈને એની ઘણી નિદ્રાહીન રાતો સુખ–સ્વપ્નની તરહ અણજાણમાં જ એક ક્ષણની સમાન વિની ગઈ છે, જેની આંખોની માધુરી, હોઠનું હાસ્ય, તનુ–લતાની લીલા, હાથોનો સ્પર્શ અને સૌથી વધુ તો જેના હ્રદય–ભર્યા અથાગ પ્રેમની સ્મૃતિના ખિલેલાં તાજા ફુલની જેમ એના જીવન–વૃન્તને પુષ્પિત પ્રફુલ્લિત કરી રાખ્યું છે, એને એ આટલી સહજ રીતે, આટલી જલદી ભૂલી શકયો નહિ. અને આથી જ એની સ્મૃતિથી પરિપૂર્ણ થયેલાં હ્રદયને લઈને વૈરાગ્યની શૂન્યતાની વચમાં અટકાયત ઉત્પન્ન કરવાની એની ચેષ્ટા મિથ્યા થઈ ગઈ. એ પોતાના પ્રયત્નમાં સફળતા મેળવી શકયો નહિ. સતીશને જણાવા માંડયું કે એ દિવસોની કમલિની અને આજની કમલિની એક જ વ્યક્તિ નથી. જો કે આવી ભાવના થવાનું કોઈ સંગત કારણ પણ નહોતું તેમ જ ઉત્પન્ન થવાનું કારણ માત્ર બચ્ચાંશાહી પ્રકૃતિ જ હતી, તોપણ એવો ભાવ કયારેક કયારેક એના મનમાં ઉઠયા કરતો હતો. અને જ્યારે એ ભાવ ઉઠતો ત્યારે કોઈ યુકિત કે કલ્પના પણ કામ આવતી નહિ. એનું મન ભારપૂર્વક કહી ઉઠતું કે એ કમલિની અને આ કમલિની એક જ નથી; એ બંનેમાં સ્વર્ગ અને નરક જેટલો તફાવત છે. એ મારી હતી, તદ્દન મને જ આધિન હતી, અને આ.........

અહીં વિચારની ધારા અટકી જતી હતી. ચિન્તાનો તાર તૂટી જતો હતો; એનું મન આજની કમલિનીને પોતાની કહેવાનો દાવો પણ નહોતું કરી શકતું અને એને પારકી વસ્તુ માનવા માટે પણ રાજી થતું. નહોતું આવા ત્રિશંકુ અવસ્થામાં એ મહા મુશ્કેલીએ દિવસો વાતાવી રહ્યો હતો.

એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ આ પ્રકારે સતીશની રજાના દિવસો અહીં પસાર થતાં ગયા. કિન્તુ સતીશ તાજમહેલ છોડીને અન્યત્ર જઈ શક્યો નહિ. કોઈ એક અજ્ઞાત મોહના આકર્ષણથી એ રોજ તાજમહેલની મુલાકાત લેતો. સંગેમરમરના ઉજ્જવળ સ્વપ્નના સ્નિગ્ધ શીતળ સ્પર્શમાં એ પોતાના શિથિલ શરીર અને વ્યથિત મનને લુંટાવીને એ ચુપચાપ પડ્યો – પડ્યો તાજની પ્રતિ સ્થિર દ્રષ્ટિથી જોયાં કરતો હતો. એની સામે યમુનાનું શ્યામ જળ કોઈ આકુળ વેદનાથી કલનાદ કરતું કરતું વહ્યા કરતું હતું – કિનારાઓની સખ્ત તટભૂમિમાં શિર પછાડતી વિરહિણી યમુના જાણે રૂદન કર્યાં કરતી હતી!

શાહજહાંનના પ્રેમના પ્રતિક રૂપ તાજમહાલે આજે પણ સતીશના હૃદયમાં પુનઃ પ્રેમની જ્યોતિ પ્રકટાવી. આ સંગેમરમરની ઇમારત કેવી સજીવ છે – આ પાષાણની મૌન ભાષા હૃદયમાં કેવાં અનેરાં ભાવ પ્રકટાવે છે! એ વિચારવા લાગ્યો.

અને તે પછી તેણે નિશ્ચય કર્યો કે એ અહીં રહીને જ રજાના બાકી રહેલાં દિવસો પૂરા કરશે. આમ – તેમ અર્થ વગર ભટકવામાં કોઈ અર્થ નથી એ પણ તેના મનમાં હવે નક્કી થઈ ગયું હતું. જોઉં તો ખરો કે અહીં મને શાન્તિ મળે છે કે નહિ?

પૂર્ણિમાની રાત હતી. ચન્દ્રમાની ચાંદની તાજમહેલ પર પડીને એને વધુ ઉજ્જવળ બનાવી રહી હતી. ઓટલા ઉપર કોટ કાઢી એનો તકિયો બનાવી તેને શિર નીચે નાંખીને સૂતેલો સતીશ તાજની અપૂર્વ શોભા નિહાળી રહ્યો હતો. ચાંદની અને તાજ પરસ્પર મળીને ધીરે – ધીરે એકાકાર થઈ રહ્યા હતા. માલમ પડતું હતું કે ક્ષણ ભરમાં જ ચાંદની અને તાજને અલગ – અલગ પિછાનવું પણ મુશ્કેલ થઈ પડશે.

એકાએક પાસે જ કોઈની બંસી બજી ઉઠી. કિન્તુ એના સ્વરમાં ઉદાસી અને વિષાદનો ભાવ ભર્યો હોય એવું જણાતું હતું. જાણે એ કોઈના મુખના શ્વાસથી નહિ પણ હૃદયના દીર્ઘ શ્વાસથી વાગી રહી હોય એવું પ્રતીત થતું હતું. જાણે વાંસળી કોઈ - ગુમ થયેલાંને આકાશમાં, હવામાં, યમુનાના જલોચ્છાસમાં, ચાંદનીના પ્રકાશમાં, તાજના પડછાયામાં રહી રહીને કરૂણ સ્વરમાં પોકારી રહી હોય એવું લાગતું હતું.

એકાએક વાંસળી અટકી ગઈ. એના હતાશ અને દર્દભર્યા સૂર સાંભળીને સતીશની આંખમાં પણ આંસુ આવી ગયા હતા. એક શ્વાસ લઈ ધીરે ધીરે એ બેઠો થયો. એના મને આગ્રહ કર્યો કે આવી રીતે વાંસળી વગાડનારો ઉસ્તાદ કોણ છે, તે જરા જોવું જોઈએ.

એણે ઊઠીને જોયું, તો પાસે જ યમુનાની તરફ મુખ કરીને એક માણસ શાન્તિથી બેઠેલો જોવામાં આવ્યો. એના પહેરવેશ પરથી એ પણ બંગાળી છે એવું જાણ પડયું. સતીશ પોતાની જગ્યાએથી ઊઠીને એની પાસે જઈ બેઠો.

એ માણસ પ્રતિ દ્રષ્ટિ કરીને સતીશે કહ્યું:– "કૃપા કરીને એક વાર ફરીથી આપ વાંસળી ન વગાડો?"

એ માણસે જરા હસીને, કંઈ પણ જવાબ આપ્યા વગર ફરીથી વાંસળી બજાવવી શરૂ કરી. એકવાર પુનઃ વાંસળીમાં નિરાશાની એક કરૂણ રાગિણી બજી ઊઠી. જાણે વાંસળી રૂદન સિવાય બીજું કંઈ જ જાણતી ન હોય!

રડતાં રડતાં વાંસળી ફરીથી અટકી ગઈ. સતીશ અને એ મનુષ્ય થોડાંક સમય સુધી ચુપચાપ પોત પોતાની જગ્યાએ બેસી રહ્યા.

એ પછી સતીશે ધીરે ધીરે કહ્યું: – "આપની વાંસળીમાં રૂદનનાં કેટલાં સૂર ભર્યા છે?"

એ માણસે એવા જ કરૂણ હાસ્યથી હસીને કહ્યું: – "આપનું મન રાખવાને માટે મારી વાંસળી હસી પણ શકે છે. સાંભળશો?"

આટલું કહીને એણે પુનઃ વાંસળી ઉઠાવી અને બજાવવા માટે મુખ સાથે લગાવી. પણ એમાંથી સૂર નીકળે તે પહેલાં જ સતીશ બોલી ઉઠ્યો: – "ના મહાશય, તાજની પાસે હાસ્યના સૂર ઠીક રીતે જામશે નહિ! આ તાજ તો વિરહીના ભેગાં થયેલાં આંસુઓનો બનેલો છે."

એણે કહ્યું: – "એથી તો મારી વાંસળી પણ એ જ રાગ અલાપી રહી છે. આ દુઃખની દુનિયા સાથે રૂદનના સૂર સિવાય બીજા કંઇનો પણ મેળ ન ખાય."

વાતચીત પરથી એ માણસ સતીશને બહુ જ ભદ્ર જણાયો. સતીશે કહ્યું: – "આપને જો હરકત ન હોય તો હું આપનો પરિચય જાણવા આતુર છું. કૃપા કરીને આપ એ ન બતાવો?"

એણે કહ્યું: – "મારું નામ ક્ષિતીશચંદ્ર ચૌધરી છે. કપિલડાંગામાં મારું મકાન છે. આપનું નામ આપશો?"

સતીશે કહ્યું: – "મારું નામ સતીશચન્દ્ર રાય છે, બર્દવાન જિલ્લાના જગદીશપુર ગામમાં મારું ઘર છે."

આ સાંભળતાં જ ક્ષિતીશના હાથમાંથી વાંસળી પડી ગઇ. અત્યન્ત વિસ્મયની સાથે એ અવાક્ બનીને સતીશના મુખ પ્રતિ જોઇ રહ્યો.

સતીશે કહ્યું: – "જુઓ તો ખરા વાંસળી તૂટી ગઇ તો નથી ને!"

આમ કહીને વાંસળી ઉઠાવીને સતીશે ક્ષિતીશના શિથિલ હાથમાં એ પકડાવી દીધી.

પોતાની જાતને સંભાળી લઇ ક્ષિતીશે કહ્યું: – "જગદીશપુરમાં સતીશચન્દ્ર રાય નામના બીજા કોઇ ગ્રહસ્થ પણ છે ખરા ?"

"જી નહિ. હાં, લખનઉમાં, જ્યાં હું નોકરી કરું છું ત્યાં મારા નામના એક ગ્રહસ્થ જરૂર રહે છે."

હવે ક્ષિતીશના મનમાં કોઇ સન્દેહ ન રહ્યો. તો પણ એકદમ નિશ્ચિન્ત થવા તેણે પૂછ્યું: – "આપનું સાસરું શું કાલીગ્રામમાં જ છે ?"

મોં મચકોડી સન્દિગ્ધ સ્વરમાં સતીશે ઉત્તર આપ્યો: – "હા! પણ આપ આ કેવી રીતે જાણો ?"

ક્ષિતીશ અત્યન્ત પ્રસન્ન થઇ બોલી ઊઠ્યોઃ – "સતિશ બાબુ, આપના આ પ્રશ્નનો ઉત્તર પછી આપીશ. આ સમયે ભગવાનની દયાથી આવી અદ્દભુત રીતે જ્યારે આપની સાથે મારી મુલાકાત થઇ ગઇ છે ત્યારે હવે હું આપને છોડવાનો નથી. પાસે જ મારો મુકામ છે. આપે અત્યારે જ મારી સાથે આવવું પડશે."

ક્ષિતીશની સામે અવાક્ બનીને થોડોવાર જોઇ રહ્યા પછી સતીશે કહ્યું: – "મારે આપની સાથે આવવું પડશે ? કેમ ?"

ક્ષિતીશે હસીને કહ્યું: – "આ 'કેમ' નો ઉત્તર આપ મારા મુકામે આવીને જ મેળવી શકશો."

સતીશે પૂછ્યું: – "આપ કોણ છો ?"

"એક જાસૂસ."

"એટલે ?"

"સમય આવે એ જણાશે. ચાલો ઊઠો–વાર ન લગાડો."

આમ કહીને અવાક્ થઇ ગયેલાં સતીશના બન્ને હાથ પકડી ક્ષિતીશ તેને જબર– જસ્તી કરી પકડીને પોતાના મુકામ સુધી ખેંચી લાવ્યો. ક્ષિતીશની વાંસળી તાજમહેલના સફેદ સંગેમરમરના ઓટલા પર ચાંદનીમાં એક શ્યામ રેખાની જેમ પડી રહી. આનંદના આવેશમાં એને એનો જરાય ખ્યાલ ન રહ્યો.

૨૪

બે દિવસ સુધી હરનાથ મૈત્રને એક બીજા ગામમાં કોઈ યજમાનને ત્યાં કોઈ શાસ્ત્રીય અનુષ્ઠાન કરાવવાને માટે રહેવું પડ્યું હતું. યજમાનને ત્યાંનું બધું કામકાજ પૂરૂં કરી આજે બપોરના જ એઓ પોતાના ગામમાં પાછા આવતા હતા. એમની પાછળ પાછળ બીજા બે માણસો પણ આવી રહ્યા હતા. એમના માથા પર બે મોટાં પોટલાં હતાં, જેમાં યજમાનને ત્યાંથી મળેલો સામાન બાંધેલો હતો. એક પોટલામાં – પિત્તળનો એક નવો લોટો પણ ઝળકી રહ્યો હતો. કહેવાનું તાત્પર્ય એ કે યજમાનને ત્યાંથી – પંડિતજીને યથેષ્ઠ લાભ પ્રાપ્ત થયો હતો.

તાપ સખ્ત પડતો હતો. હરનાથ શ્વેત છત્રીની છાયામાં તેજીથી ચાલી રહ્યા હતા. તાપ એટલો તો ઉગ્ર હતો કે છત્રી પણ પૂરી પડે એમ નહોતું. હરનાથે તાપમાંથી રક્ષણ મેળવવા માટે પોતાના મુણ્ડિત મસ્તક પર એક ભીનો ટુવાલ નાંખી દીધો. એમના ડાબા હાથમાં યજમાને આપેલા બે ધોતીયાંના જોટાં હતાં.

આ થોડાંક દિવસોમાં હરનાથનો ચહેરો સૂકાઇ ગયો હોય તેમ જણાતું હતું. જાણે વૃદ્ધ થઈ ગયાં હોય તેમ એમની કમર પણ વળી ગયેલી હતી. એમની બન્ને આંખો ઉંડી ઊતરી ગઈ હતી અને એની નીચે શ્યામતા છવાઈ ગઈ હતી. એમનું મુખ જોવાથી જ માલમ પડતું હતું કે એમના હૃદયમાં કોઈ ભયંકર આગ સળગી રહી છે.

હવે યજમાનવૃત્તિ કરવાની તેમની જરાય ઇચ્છા થતી નહોતી. પાસે પૈસો – માલ – મિલકત હતી એટલે તેનાથી સુખેથી નિર્વાહ થઈ શકે એમ હતું. આમ છતાંય કેટલાક યજમાનો કે જેઓ તેમની જ ઇચ્છા કરતાં હતાં તેવાઓને ત્યાં એમને જવું પડતું હતું. આવા ખાસ યજમાનોની સંખ્યા જુજ હતી એટલે એમાં હરનાથને ખાસ મુશ્કેલી જેવું જણાતું નહોતું.

વળતાં બપોરનો સમય હતો. તાપથી ધરતી ધીખી રહી હતી. હરનાથ ક્યાંય પણ નજર ન દોડાવતાં સીધાં જ આગળ ચાલી રહ્યા હતા. આ સમયે એકાએક જ જમણી બાજુથી અવાજ આવ્યો: – " આ ઘોડો – આ દિવાન ! " હરનાથ સમજી ગયા, શશી મુકરજીના ઘરના ઓટલા પર શેતરંજ ખેલવાને માટે રોજનો અડ્ડો જામ્યો છે. એ લોકોની નજરમાંથી ઉગરી જવાને માટે એમણે પોતાની છત્રી જમણી બાજુએ નમાવી. પરન્તુ એમનો એ પ્રયત્ન વ્યર્થ ગયો.

કમલિનીના ગુમ થઇ ગયા પછી હરનાથ મૈત્ર શશી મુકરજીને બહુ જ સારી રીતે ઓળખી ગયા હતા. એટલે એના પ્રચ્છન્ન વ્યંગથી ભરેલાં મુખ પર વિનય પ્રકટ કરવાનો મહા આડમ્બર જોતાં જ હરનાથના હૃદયની અંદર ઘા પર મીઠું પડવા જેવી વેદના ઉત્પન્ન થતી હતી.

કાણો શશી એકાક્ષી હોવા છતાં પણ એનામાં સર્પ જેવી તીક્ષ્ણ દ્રષ્ટિ હતી. એણે ચકલીના જેવા ચીં – ચીં અવાજથી પોકારતાં

કહ્યું:–"હરનાથ દાદા! ઓ હરનાથ દાદા! જરા આ સેવક પર કૃપા તો કરતાં જાવ. આવી રીતે બારોબાર ચાલી જવું ઠીક નથી."

હરનાથ ઊભા રહી ગયા. છત્રીની આડ ખેસવીને તેઓ બોલ્યાઃ– "ના ભાઈ, તાપ બહુ જ સખ્ત છે" જમીન પણ એનાથી બળી રહી છે. દૂરથી આવવાને લીધે તરસ પણ લાગી છે. અત્યારે તો સીધા ઘેરે જ જવા દીલ ઇચ્છા કરે છે. પછી મળીશ."

શશી એકાએક હરનાથની પાસે દોડી આવી બોલ્યોઃ–"આ શું દાદા? તરસ લાગી છે તો આવો, મારે ત્યાંનું કુવાનું-ઠંડુ પાણી પીઓ. તરત જ તમારી તરસ દૂર થઈ જશે."

હરનાથ બોલ્યાઃ–"ભાઈ, ઘર તો નજીક જ આવી પહોંચ્યું છે. હજુ સ્નાન–પૂજા વિગેરે પણ બાકી છે. બધું પરવારીને પછી શાન્તિથી જળ પીશ."

આટલું કહીને તેમણે પુનઃ આગળ વધવાની ચેષ્ટા કરી.

શશીએ ઘણોજ આગ્રહ બતાવી કહ્યું:–"ના, દાદા, આજે તો હું એમનેમ જવા દઈશ નહિ. પાણી ન પીવું હોય તો કંઈ નહિ પણ એકાદ ખુશ ખબર તો સાંભળતા જાવ."

હરનાથે નિરાશ ભાવથી કરૂણ સ્વરમાં કહ્યું:–"ખૂશ ખબરનું આનંદ–ગમ્મતનું નામ ન લે ભાઈ! આ જીવનમાં હવે મારે માટે બધું જ એક સરખું છે."

શશીએ પોતાની આંખની કીકીઓ નચાવતાં હસતાં–હસતાં કહ્યું:–"હરનાથ દાદા, આ રીતે દુનિયાથી કંટાળી જવું ઠીક નથી! હું સાચે જ આપને કોઈ સારી ખબર આપું તો આપ મને શું ખવડાવશો? બોલો, જોઈએ!"

શશીના રંગ–ઢંગ જોઈને હરનાથના મનમાં તરત જ એક

સન્દેહની વિજળી ચમકી ગઈ. દુષ્ટ શશી અકારણ જ આવો ભાવ ધરાવનારો નથી. અકસ્માત્ આટલી આત્મીયતા – આટલો આગ્રહ કરવાનું કારણ શું? ઉદ્વિગ્ન ભાવથી હરનાથે કહ્યું: –"શશી, તું શું કહેવા માંગે છે? તને કમલિનીની કંઈ ખબર મળી છે? આટલા દિવસો સુધી હું જે કલ્પી રહ્યો હતો તે જ બનવા પામ્યું છે કે? કમલિની મરી ગઈ? બોલ – એનાથી પણ વધુ સારી ખબર હવે મારે માટે કોઈ જ નથી."

શશીએ નકલી સહાનુભૂતિથી યથાસંભવ મુખ વિકૃત કરીને કહ્યું: –"આપ આ શું બોલી રહ્યા છો હરનાથ દાદા? બાપ બનીને પુત્રીના મરણની ઇચ્છા કરી રહ્યા છો?"

હવે હરનાથનો સન્દેહ વધી ગયો. એમણે ઉત્કંઠાથી અધીર બનીને કહ્યું: –"શશી, જે કહેવાનું હોય તે તરતજ કહી દે. હું એ સાંભળવા ખૂબ આતુર બન્યો છું."

શશીએ પોતાના હાસ્યને જરા વધુ મધુર બનાવી કહ્યું: – "અરુણ કમલિનીને લઈને કલકત્તાથી પાછો આવ્યો છે!"

હરનાથના મગજ પર કોઈએ જોરથી હથોડાના ઘા કર્યા હોય એવું તેમને લાગ્યું. બંને હાથે મસ્તક દબાવી વજ્રાહત વ્યક્તિની જેમ સ્તંભિત, નિર્જીવ બનીને એઓ જયાંના ત્યાં જ ઊભા રહી ગયા. એમની આંખોની સામે બપોરના સૂર્યની સમુજ્જવલ જ્યોતિ પણ ક્ષણ ભરમાં અંધકારથી ઢંકાઈ ગઈ.

અધમૂઆ બનેલા ઉંદરનો તળવળાટ જેવી રીતે બિલાડી નિષ્ઠુર દષ્ટિથી જુવે છે, તેવી જ રીતે શશી મુકરજી હરનાથ મૈત્રની સામે નજર નાંખી રહ્યા.

વિસ્મયના આ પહેલા વેગથી હરનાથની આવી દશા થઈ હતી. પરન્તુ એવી જ રીતે વિસ્મયને દબાવીને એમના ક્રોધની આગ પણ

પ્રબળ વેગથી ભભૂકી ઊઠી. ભયંકર ક્રોધ અને અપમાનની ઉત્તેજનાથી હરનાથનું મુખમંડળ એકદમ લાલ બની ગયું. મસ્તકની સીધી નસ ફૂલી ઊઠી. ક્રોધના અતિરક્તથી એમના હાથ – પગ પણ કંપવા લાગ્યા. એમણે આગભરી નજરથી શશીની સામે જોઈ ને પ્રાણપણથી ગર્જના કરી કહ્યું – "ઓ મહાપાપી આજ તારી સારી ખબર છે કે? નરાધમ! તારા મસ્તક પર વીજળી પડો! તારું સર્વનાશ થઈ જાઓ! પાપી!"

આમ કહેતાં કહેતાં તેઓ ઝડપથી પોતાને માર્ગે પડયા. થોડેક દુર ગયાં પછી તેમને કાને શશીના અડ્ડાના માણસોનો ખડખડાટ હાસ્યધ્વનિ સંભળાયો.

આટલા વખત સુધી શશીની મંડળીના માણસો એક અત્યંત ઉત્તેજક નાટકનો વિચિત્ર અભિનય જોઈ રહ્યા હતા. હરનાથના ચાલી ગયા પછી ખૂબ જોરથી જીવભરીને હસી લીધા બાદ ગામના મુખી બસુ મહાશયે કહ્યું: – "પૈસાની ગરમીથી આટલા દિવસ હરનાથના પગ ધરતી પર પણ પડતાં નહોતા! પણ શિર પર દર્પહારી મધુસૂદન હસી રહ્યાં છે, તેની શર્માને ખબર પણ નહોતી! ઠીક શશી, હરનાથ હવે જઇને કરશે શું, તે તો બતાવ? પુત્રીને એ ઘરમાં રાખશે કે પછી ઘરની બહાર કાઢી મૂકશે?"

હરનાથનું એ ઉગ્ર રૂપ જોઈ ને અને એના મુખથી પૂર્વોક્ત ભયાનક અભિશાપ સાંભળીને પાપી શશીનું મન ભયભીત બની ગયું હતું. પરન્તુ એણે એ ભાવને જેમ તેમ દબાવી દીધો અને કહ્યું: – "લાગે છે કે એ હવે એને ઘરમાં રાખશે નહિ. પરન્તુ આ પણ નક્કી પણે ન કહી શકાય. કારણ, વૃદ્ધનો ક્રોધ જેવો ભભૂકી ઉઠે છે તેવો જ તે પાછો તરત જ શાન્ત પણ થઈ જાય છે. ગમે તે થાય છેવટે તે બાપ જ છે ને! છોકરીને જોઈને, એનું રડવું – કકલવું સાંભળીને

જ બાપનું હૃદય પલળી ઉઠે તો તેમાં કંઈ આશ્ચર્ય નથી. જે થવાનું હશે તે થશે. તમે લોકો અહીં બેસીને બાજી રમો, એટલામાં હું જઈને માલિકને આ ખબર આપી આવું છું."

એક જણે પૂછ્યુંઃ – "જઈને શું કહેશો ?"

શશી બોલ્યોઃ – "કહીશ કે હરનાથ મૈત્ર આવ્યા છે. કમલિનીના આવવાની ખબર પણ મેં જ સૌથી પહેલાં જમીનદાર બાબૂને પહોંચાડી હતી. હરનાથ અહીં નહોતાં એટલે જ એમણે બે દિવસથી ક્રોધને જાળવી રાખી ચૂપકીદી પકડી છે."

ત્યાં જે લોકો હાજર હતાં, તેમના બધાંના મુખ પર સન્તોષ અને આરામના લક્ષણ દૃષ્ટિગોચર થયાં. ગામમાં દિન – પર – દિન હરનાથના ઘરની શ્રીવૃદ્ધિ જોઈને જે લોકો મનમાં ને મનમાં જ બળતાં હતાં તેમને માટે આજે શુભ સુયોગ આવી ગયો હતો.

## ૨૫

હરનાથ પ્રચન્ડ આવેગ અને ક્રોધની સાથે જ્યારે ઘરમાં પ્રવેશ્યા ત્યારે તેમની પત્ની, અરુણુ અને કમલિનીની સામે પીરસેલી થાળી લાવીને મૂકી રહી હતી.

સૌથી પ્રથમ હરનાથની નજર કમલિની પર જ પડી. કમલિની પણ પિતાને આવેલા જોઈને તરત જ ઊભી થઈ સામે દોડી ગઈ અને તેમના પગ પકડીને તેને વળગી પડી.

હરનાથની પત્ની પણ દુઃખ અને આનન્દના સમ્મિલિત આવેગથી રડી પડી. એ બોલી: – "તમારી કમલિની પ્રભુની કૃપાથી પાછી આવી ગઈ છે!"

હરનાથની સ્થિતિ વિચિત્ર થઈ ગઈ. એમણે એક વાર કમલિનીની પ્રતિ અને એક વાર પોતાની સ્ત્રીની તરફ પાગલના જેવી ઉદ્‌ભ્રાન્ત દૃષ્ટિથી જોયું. એ પછી અરુણુની તરફ જોઈ એઓ ગરજી ઊઠ્યાં: – "અરુણુ!"

એમનો આ સખ્ત અવાજ સાંભળીને બાલક અરુણનો સારો ય ઉત્સાહ અને સાહસ કોણ જાણે ક્યાંય ઉડી ગયાં. એણે ભય પામીને ધીરા અવાજથી કહ્યું:–“ પિતાજી ! ”

હરનાથની સ્ત્રી સ્વામીનો આ ભાવ જોતાં જ શંકિત બની ગઈ અને મનમાં ને મનમાં જ ભગવાનનું સ્મરણ કરવા મંડી પડી. હરનાથ મૈત્રના ક્રોધને સારું ય ગામ જાણતું હતું. ઘર–ઘરના વૃદ્ધોથી માંડીને તે બાલકો સુધીના એમના ક્રોધની ભયંકરતાને સારી રીતે જાણતા હતાં. ગુસ્સામાં ને ગુસ્સામાં એમણે કેટલાય એવા કામો કરી નાંખ્યા હતા કે જેને માટે તેમને પાછળથી ભારે સહેવું પડ્યું હતું. કહેવાનું તાત્પર્ય એટલું કે ક્રોધની દશામાં તેમને સારું નરસું કંઈ જ સુઝતું નહોતું.

હરનાથે કર્કશ સ્વરમાં પૂછ્યું:–“ અરુણ, તને કમલિની ક્યાંથી મળી ? ”

અરુણે ધીરેથી જવાબ આપ્યો:–“ ક્ષિતીશ બાબૂના મકાનમાંથી.”

હરનાથે આંખના ડોળા ફેરવી કહ્યું:–“ ક્ષિતીશ બાબૂ ! ક્ષિતીશ કોણ ? ”

એ સમયે ક્રોધાતુર થયેલા બાપની સાથે વાતચીત કરવાની હિંમત અરુણમાં નહોતી. એ ગભરાઈ ગયો. તેણે અત્યન્ત દીન ભાવથી, કરુણ દૃષ્ટિથી, પોતાની માતા પ્રતિ જોયું.

હરનાથની સ્ત્રીએ સ્વામીની તરફ આગળ આવીને કહેવા માંડ્યું:–“ વાત બહુ જ ભારે છે. કમલિની અને અરુણના મુખથી હું સારી ય હકીકત જાણી ચૂકી છું. સાંભળો—

હરનાથે ડોળાં કાઢી કહ્યું:–“ ચૂપ રહે! આ લોકોની જે

વાતો પર તેં વિશ્વાસ કર્યો છે એના પર ગામના કોઈ પણ દશ માણુસો, તારી જેમ આટલી સહજ રીતે વિશ્વાસ પણુ ન કરે!"

"કેમ નહિ કરે! કારણુ?"

હરનાથે કહ્યું:–"કેમ નહિ કરે, એનું કારણુ પણુ સમજાવવાની જરૂર છે ખરી! એનું 'કારણુ' એ છે કે તેઓ તારી છોકરીને ચારિત્ર્યભ્રષ્ટ થએલી માને છે! સમજી."

અત્યાર સુધી કમલિની પૃથ્વી પર પડેલી દેવી–પ્રતિમાની જેમ હરનાથના પગની પાસે પડીને આંસુઓથી ધરતીને ભિજવી રહી હતી. કિન્તુ પિતાના મુખથી પોતાને ચારિત્ર્યભ્રષ્ટ થએલી સાંભળતાં જ તે એક નાગણની જેમ સીધા તીરની તરહ તેજીથી ઊઠી ઊભી થઈ ગઈ અને બોલી:–"પિતાજી શું તમે પણ મને એવી જ સમજો છો? લોકોની આ નાલાયક વાત પર આપને પણ વિશ્વાસ છે ખરો?"

હરનાથે ગંભીર સ્વરથી માત્ર કહ્યું:–"હં."

કમલિનીની બન્ને આંખમાંથી ચિનગારીઓ નીકળવા લાગી. એણે ગર્વની સાથે શિર ઉઠાવી તીવ્ર સ્વરમાં કહ્યું:–"તમે પણ, પિતાજી! તમે પણુ–મારા પિતા બનીને–આ વાત પર વિશ્વાસ કરો છો!"

કમલિનીની એ તેજસ્વની, પ્રભાવશાલિની અભૂતપૂર્વ મૂર્તિ જોઈને હરનાથ જરૂર વિસ્મિત પામ્યા, કિન્તુ એ વિસ્મય તેમના ચિત્તને જરાય વિચલિત કરી શકયું નહિ. એમની દ્રઢતા પર એની કંઈ પણુ અસર ન થઈ. એનું કારણુ એ હતું કે તે દિવસે એમણે જે દારૂણુ સંવાદ સાંભળ્યો હતો તે આજે પણુ તેમના હૃદય પટ પર અગ્નિમય અક્ષરોથી અંકિત થઈ ગયો હતો. જે દિવસે તેઓ યોગેન્દ્ર મિત્રની

સાથે કલકત્તામાં હરેન્દ્રના મકાને ગયા હતા અને તે સમયે ખુદીરામના મુખથી તેમણે જે સાંભળ્યું હતું તે આજે પણ તેમને વેદના પહોંચાડી રહ્યું હતું. ખુદીરામે કહ્યું હતું:–"મેં ગાડીની અંદર જોયું તો હરનાથ દાદાની પુત્રી કમલિની રાણી ગાડીમાં બેઠા હતા. એઓ અહીં કેવી રીતે આવ્યા તે હું જાણતો નથી. ભાઈને પણ એ સંબંધી હું કંઈ પૂછી શકયો નહિ. કમલિની સાથે ભાઈ જેવા બેઠાં કે તરત જ ટેકસી ઉપડી ગઈ. તેઓ બૉમ્બે મેલમાં પશ્ચિમ તરફ સહેલ કરવા ઉપડી ગયા છે." ખુદીરામના આ શબ્દોએ તેમના હૃદયમાં સદા આગ સળગાવેલી રાખી હતી. અને એટલે જ તેઓ એ પ્રસગને–એ વાતને ભૂલી શકયા નહોતા. અને એ સિવાય આ ક્ષિતીશ! એ કોણ છે? એના મકાનમાં કમલિની કેમ ને શા માટે રહી હતી? કમલિનીના ચારિત્ર્યભ્રષ્ટ માટે આથી તે વધુ સારું પ્રમાણ કયું હોઇ શકે?

એઓ બૂમ પાડી બરાડી ઉઠયા:– "હા, હું પણ વિશ્વાસ કરું છું. જે વાત હું ખુદ સાંભળીને આવ્યો છું, એની પર હું વિશ્વાસ ન કરું તો પછી કઈ વાત પર કરું? આટલા દિવસ પછી તું શા માટે અહીં ફરીથી પાછી આવી છે? મરી કેમ ન ગઇ? તેં આત્મ...

બન્ને કાનના છેદ આંગળીઓથી ઢાંકીને, આંખો બંધ કરીને ઊંડી વેદનાથી રૂંધાયલાં સ્વરમાં કમલિનીએ કહ્યું:– "હવે હું વધુ સાંભળી શકું એમ નથી! પિતાજી, રહેવા દો, બહુ થઇ ગયું! ભગવાન! આ સૃષ્ટિમાં નારીની જાતિ આટલી અસહાય કેમ? ઓ પ્રભુ!"

કમલિનીને ચકરી આવી ગઈ. એ જમીન પર પડી જવાની અણી પર હતી ત્યાં વચમાં જ તેની માએ તેને પકડી લીધી.

કમલિનીની આ અવસ્થા જોઇને પણ હરનાથે તેના તરફ વિશેષ ધ્યાન આપ્યું નહિ. બીજી તરફ મુખ ફેરવીને તેમણે અટલ સ્વરમાં કહ્યું:– "મારા ઘરમાં કલંકિની કુલટાને માટે જગ્યા નથી. અહીં એક

ક્ષણ પણ તારાથી ઊભું રહી શકાય એમ નથી ! ચાલી જા, અત્યારે જ ચાલી જા. જ્યાં તને માર્ગ સૂઝે ત્યાં આ જ ક્ષણે વિદાય થઈ જા, નહિ તો—

હરનાથની સ્ત્રી અશ્રુરૂદ્ધ કંઠથી બોલી ઉઠી:– "આવું પથ્થરનું કાળજું કેમ રાખો છો ? જરા બોલતાં લજવાવ તો ખરા !"

પણ હરનાથે એવા જ અટલ ભાવથી તીખા સ્વરમાં કહ્યું:– "જુઓ, જે દોષને માટે યોગેન્દ્ર મિત્રે પોતાના એક માત્ર પુત્રની મમતા છોડી દીધી, તે જ એક દોષથી દૂષિત થએલી આ પાપિષ્ઠાને હું કયા મુખથી મારા ઘરમાં રાખી શકું ?"

પત્નિએ કહ્યું:– "ઠીક, બાપે ત્યાગ કરી દીધો તો શું થઈ ગયું ? સમાજ તો હરેન્દ્રને પોતામાંથી અલગ તો નહિ કરી દેને ? ગમે તેમ એ તો મર્દ માણસ છે, જ્યારે કમલિની સ્ત્રી જાતિ છે ! આ વિપત્તિમાં તમે જો એને આશ્રય ન આપશો તો પછી કોણ આપશે. આખરે તમારું સંતાન જ છે ને !"

હરનાથે કહ્યું:– "એને માટે તો હવે એક જ આશ્રય છે. અને તે યમરાજનો ! જો કમલિનીના દેહમાં મારું એક પણ લોહીનું ટીપું હોય તો એણે હાલ જ જઈને યમરાજનો આશ્રય લેવો જોઈએ."

આ બોલતાં બોલતાં તો હરનાથના નેત્રોમાંથી ગરમ-ગરમ આંસુ ટપકવા લાગ્યા. પણ એ આંસુ નહોતા, ખૂનનાં બૂંદ હતાં !

કમલિની એકાએક માતાના આલિંગનમાંથી મુક્ત થઈ ગઈ, અને પિતાના મુખની તરફ શાન્ત દૃષ્ટિ સ્થાપિત કરીને સ્થિર સ્વરમાં બોલી–"સારી વાત છે પિતાજી, એમ જ થશે ! તમે બધાએ મળીને મને જે આશ્રયમાંથી વંચિત કરી છે, એ આશ્રય યમરાજ આપે છે કે નહિ તેનું પણ પારખું કરી જોઉં !" એ પછી ફરીને તેણે માતાની

તરફ પૂર્ણ દૃષ્ટિ નાંખી ભારે અવાજે પરન્તુ ધીરે ધીરે કહ્યું: – " મા, તારા જમાઈ સાથે ક્યારેય પણ તારી મુલાકાત થાય તો તેમને મારા વતીથી કહી દેજે કે કલંકિનીનો અપવાદ લઈને મરવા છતાં પણ કમલિનીની સ્વામિભક્તિ ક્યારેય પણ કોઈ દિવસે સતી અને સાવિત્રીથી રત્તીભર પણ ઓછી થઈ નહોતી."

કહેતાં કહેતાં એનું ગળું રૂંધાઈ ગયું. આંખોમાં ફરીથી આંસુ ઉભરાઈ આવ્યા. કિન્તુ પ્રાણપણથી સારાય ઉચ્છ્વાસને દબાવીને, માતાએ કરેલી અટકાયતને ભેદીને એ તેજીની સાથે ઘરની બહારના દરવાજાની તરફ ચાલી ગઈ; કિન્તુ રસ્તામાં ન જાણે કંઈક જોતાં જ એ ચમકી પડી અને અટકીને ઊભી રહી ગઈ.

એ સાથે જ બધાને આશ્ચર્યમાં નાંખતો હરેન્દ્ર ઘરની અંદર દાખલ થયો અને કમલિનીની સામે ઊભો રહી કહેવા લાગ્યો: – " બહેન હું પહેલાથી જ જાણતો હતો કે આવું થશે, અને એથી જ તને વિદાય કર્યા પછી કલકત્તામાં મારાથી નચિંત બેસી રહેવાયું નહિ. તારી શોધમાં પહેલાં હું જગદીશપુર ગયો હતો. ત્યાંથી સારી ય વાત સાંભળી અહીં દોડી આવ્યો છું."

હરનાથને પહેલાં તો પોતાની આંખો પર જ વિશ્વાસ ન આવ્યો. હરેન્દ્ર આવી રીતે હિમ્મત કરી એમના ઘરમાં પગ પણ રાખી શકે છે એ વાત તેઓ વિચારી શકતા નહોતા. એની કલ્પના કરવી પણ તેમને માટે અસંભવ થઈ પડ્યું હતું. એક તો બપોરના સખ્ત તાપમાં તેઓ ચાલીને આવ્યા હતા અને ભૂખ – તરસથી એમનું શરીર શિથિલ પણ થઈ ગયું હતું, એ કાબુમાં ન હતું, ત્યાં તો આ વિષમ ઉત્તેજના અને તરેહ તરેહના ભાવોનો આવેગમય ઘાત – પ્રતિઘાત થઈ રહ્યો હતો ! આ આખરી આંચકાથી તેઓ આપોઆપ જ નરમ બની ગયા, અને હાંફતા હાંફતા બોલી ઊઠ્યા: – " ના,

હવે સહન થઈ શકે એવું નથી ! હે પ્રભુ, આ અગ્નિ – પરીક્ષામાંથી મારો છૂટકારો કર !"

આમ કહીને તેઓ ધમ દેતાં જમીન પર બેસી ગયા અને તેમણે પોતાના બન્ને ઘુંટણોમાં પોતાનું મુખ છૂપાવી દીધું.

બરાબર આ જ સમયે દરવાજા પર ગંભીર સ્વરમાં કોઈએ બૂમ મારી: – "હરનાથ ઘરમાં છે કે ?"

હરનાથ પથ્થરની અચલ મૂર્તિની જેમ જ્યાં હતા ત્યાં જ બેસી રહ્યા. એમણે કંઈ પણ ઉત્તર આપ્યો નહિ.

હરેન્દ્રે કમલિનીની સામે જોઈને કહ્યું: – "મારા પિતાજી બૂમ મારી રહ્યા છે."

૨૬

ક્ષિતીશના મુકામ પરથી નીકળીને સતીશ જ્યારે રસ્તા ઉપર બહાર આવ્યો ત્યારે મોડી રાત થઇ ગઈ હતી. જન – માનવ–હીન નિસ્તબ્ધતામાં ગૂંચવાઈ ગયેલા ચિન્તા–સૂત્રને ઉકેલવાનો તેને સારો જેવો અવસર પ્રાપ્ત થયો હતો. અને આથી જ અત્યારે તેનામાં એ ગૂંચ ઉકેલવા માટે સારો જેવો ઉત્સાહ અને બુદ્ધિ પ્રવેશેલી હતી એના નિર્જીવ – મુડદા જેવા શરીરમાં જીવ આવી ગયો હોય એમ જણાતું હતું.

તાજના ગુંબજ ઉપર પડતું ચન્દ્રમાનું ધવલ હાસ્ય જાણે વારંવાર કહી રહ્યું હોય કે પૃથ્વી પર કોઈ પણ વસ્તુની અવહેલના કરવી યોગ્ય નથી. કોઈ પણ વસ્તુને તુચ્છ સમજવી ન જોઈએ. મનુષ્ય જેને તુચ્છ સમજે છે, તેને પોતાની હીનતાની છાપ મારી તેને કલુષિત, કલંકિત રૂપમાં જુવે છે, અને વ્યર્થ જ તેનાથી દૂર રહેવાની નાદાની કરે છે.

કમલિનીનો કિસ્સો યાદ કરીને (જે એણે આદિથી તે અન્ત સુધી હાલ જ ક્ષિતીશના મુખથી સાંભળ્યો હતો) એના મનની એક બાજુ આનંદ અને ચેનથી પ્રફુલ્લિત બની ઊઠી પરન્તુ બીજી બાજુએ ગ્લાનિ અને શોક છવાઈ ગયો. એને પોતાની માતાનું કહેવું યાદ આવ્યું. શાસ્ત્રમાં ઠીક જ કહ્યું છે કે હજાર અશિક્ષિત અને નિરક્ષર કેમ ન હોય તો પણ તે માતા તે માતા જ છે. એ શરૂઆતથી જ કહેતી આવી હતી કે, એ નનામા પત્ર પર વિશ્વાસ કરીને એણે ભારે મૂર્ખતાનું કામ કર્યું છે.

સતીશનું મન પોતાના મુકામે જવા ઇચ્છતું નહોતું. એ ધીરે ધીરે ચાલીને ફરીથી જ્યાં આગળ ક્ષિતીશ સાથે તેને મુલાકાત થઈ હતી ત્યાં આવી પહોંચ્યો, અને એજ ઓટલા પર એ પુનઃ બેસી ગયો.

કેવી સુન્દર રાત્રિ છે? કેવી મનોહર જગ્યા છે? પેલું કાળું યમુનાનું જળ, એના કિનારા પર ચમકતાં ઉજ્જવળ મહેલો અને તેના પર પડતી મૌન ચાંદની! અહા! અહીં જ શેષ જીંદગી વિતાવી દઉં તો! કમલિની! હા, એને પણ આ જગ્યા ગમી જાય એવી જ છે. હું અને કમલિની શાહજહાંની આ પ્રણય પ્રતિમા પર અમારા પવિત્ર પ્રેમનો અભિષેક શા માટે ન કરીએ? અમારું મિલન થયું છે! અમારા બન્નેના સુખ-સૌભાગ્યનો પુનઃ ઉદય થયો છે. શાહજહાંનું આ ભવ્ય પ્રતીક ભલે અમારા બન્નેના પુનર્મિલનનું સૌભાગ્ય જુવે! પ્રણયની આ સમાધિ આગળ અમારી વાંચ્છના છે કે અમારા બન્નેનો પ્રેમ ચિરંજીવ-શાશ્વત અને સદાય એકબીજામાં ઓતપ્રોત થયેલો રહે! મારી આ ઇચ્છા છે. અને કમલિનીની પણ એવી જ ઇચ્છા હશે.

આ જ ક્ષણે સતીશના શિર ઉપર એક ચામાચીડિયું ચીત્કાર કરતું પસાર થઈ ગયું. એના શબ્દનો પ્રતિધ્વનિ આકાશમાં લીન થઈ ગયો. કિન્તુ ગુંબજની અંદર લાંબા સમય સુધી એનો અવાજ ગૂંજી રહ્યો.

સતીશે વિચાર્યું – આ ચામાચીડિયાને તો કંઈ પણ સારું લાગતું નથી. આટલો સુન્દર પ્રકાશ છે, આટલી સુન્દર ચાન્દની છે તો પણ એ આનંદથી – એનાથી એ આવી રીતે વંચિત કેમ છે? પોતાની સ્વેચ્છાથી જ એ આનંદથી વંચિત રહે છે કે પછી કોઈની ઇચ્છાથી એને વંચિત રહેવું પડે છે? કોણ આ રહસ્ય જાણી શકે એમ છે? કોને એ ખબર પડે? જે કોઈ આ વિષયમાં જે કંઈ કહે છે તે પોતાના મનની જ બનાવેલી વાત કહે છે.

સતીશ ફરી પાછો પોતાના વિષયમાં વિચારવા લાગ્યો. કમલિની પોતાની માની માંદગીની વાત સાંભળતાં જ અધીર બનીને, ભય, ભાવના અને મિથ્યા લાંછનાની પરવા ન કરતાં એની સેવા કરવા દોડી ગઈ છે. અને એ? કાયર કુપુત્ર છે!

સતીશની આંખો સામે કમલિનીનું ચિત્ર પરમ સૌન્દર્યની સાથે અંકિત થઈ ઊઠ્યું. રોગિણીની શય્યાની પાસે પતિગતપ્રાણા એની સતી સાધ્વી સ્ત્રી કમલિની બેસીને એની સેવા કરી રહી છે. અનાહાર અને અનિદ્રાના કારણથી એનું શરીર દુર્બળ થઈ ગયું છે. અને એને જ સાચી ગ્રહસ્થી કહે છે, એનું નામ જ સ્વર્ગ છે. એથી જ મનુષ્યનું મન આ ગ્રહસ્થીને, આ સ્વર્ગને ત્યજીને ક્યાંય પણ જવા ઈચ્છતું નથી – જઈ શકે એમ પણ નથી!

ઊંડી પ્રેમ–પ્રીતિ–કૃતજ્ઞતાથી એનું હૃદય ઉભરાઈ ગયું અને આંખમાં પણ આંસુ ઝલકવા લાગ્યા. એને માલમ પડ્યું – આ સમયે એનું સૌથી પ્રથમ કર્તવ્ય ઘેર જઈને માની સેવા કરવામાં કમલિનીને સહાયતા કરવાનું છે. પુનઃ એ પોતાનું મન કમલિનીની પાસે લઈ ગયો. કમલિનીના બન્ને કમલ–કુસુમસમા કોમલ હાથ પોતાના હાથમાં લઈને જાણે એ કહી રહ્યો છે–કમલિની, તારા પર શું હું કદી ય અવિશ્વાસ કરી શકું એમ છું? તારા નિર્મળ ચરિત્ર પર મારાથી કદી પણ અવિશ્વાસ થઈ શકે ખરો?

આ સમયે પાછળથી ત્યાંના ચોકીદારે આવીને ઊંચા સ્વરે પોકાર્યું:–"કોણ બેઠું છે?"

સતીશે પોતાની અક્ષમ દુર્બળ તૂટી–ફૂટી હિન્દીમાં સમજાવી દીધું કે એ એક મુસાફર છે.

ચોકીદારે કહ્યું:–"બાબૂજી, શું આપ વાંસળી પણ વગાડી શકો છો?"

સતીશે જોયું, ક્ષિતીશની વાંસળી હજુ સુધી પણ ત્યાં પડી રહી છે. એણે એ લઈ લીધી. ચોકીદાર કંઈક વ્યંગ–ભર્યું હાસ્ય હસતો ચાલી ગયો. એ શા માટે હસ્યો તે સતીશની સમજમાં ન આવ્યું.

એ વાંસળીને નીચેથી ઉપર સુધી જોઈ ને સતીશે પોતાના મનમાં વિચાર્યું – આ તે જ વાંસળી છે; તો પણ મારા બજાવવાથી એ કદી પણ એવી રીતે વાગશે નહિ, બલ્કે ન જાણે કેવી બેસુરી રાગિણી આલાપશે! વાસ્તવમાં કેવા સરસ મોકા પર આ સજ્જન સાથે મારી મુલાકાત થઈ! એમણે મારી કમલિનીના પ્રાણ બચાવ્યા, ઈજ્જત બચાવી, એટલું જ નહિ, મારી ચીજ મને સોંપવાને માટે પૈસા ખર્ચીને લખનઉ સુધી પણ દોડી આવ્યા! પણ મારું નસીબ! હું ત્યાં ન હતો.

એકાએક કમલિનીને માટે સતીશનું મન એકદમ ચંચળ બની ઊઠ્યું. વિચાર આવ્યો હવે વધુ ઢીલ કરવાની જરૂર નથી. કોણ જાણે, એથી શું નું શું થઈ જાય! આજે રાતની જ ગાડીમાં ઘેર જવા રવાના થઇ જાઉં! પણ આ વાંસળીને કેવી રીતે પાછી મોકલાવું? ખેર, ભલે એ થોડાક દિવસ મારી પાસે રહે! હું પણ એક દિવસે એની ચીજ એને પાછી આપી આવીશ.

સતીશ તેજીનો સાથે પોતાના મુકામ તરફ ચાલ્યો. રસ્તામાં કૂતરાઓ એને જોઈને ભૂંકવા લાગ્યા. એક કૂતરો તો તદ્દન જ પાસે આવી ગયો. સતીશે હાથની વાંસળી ઉઠાવી તો તે ડરીને નાસી ગયો.

સતીશે પોતાના મનમાં જ હસીને કહ્યું:—વાંસળી ઠીક કામમાં આવી રહી છે! કોણ જાણે હજુ ય તે કેવાં ઉપયોગમાં આવશે!

સતીશે જે લૉજમાં મુકામ કર્યો હતો તેનો દરવાજો બંધ થઈ ગયો હતો. ઘણી જ બૂમ પાડયા પછી નોકરે ઊઠીને દરવાજો ઉઘાડયો અને કહ્યું:—"બાબૂજી, આજે તો આપે ઘણું જ મોડું કર્યું!"

એના હાથમાં એક બળતું કોડીયું હતું અને આંખોમાં નીંદની ખુમારી ભરી હતી.

સતીશે કહ્યું:—"રઘુઆ, અત્યારે ગાડી મળી શકશે? જો લાવી આપશે તો ઈનામ આપીશ."

"જે આજ્ઞા" કહીને રઘુઆ ગાડીની શોધમાં ચાલી ગયો.

સામાન કંઈ બહુ નહોતો, તોપણ ખાલી લોટો અને બિસ્તરો પણ નહોતો. કારણ, સતીશને પોતાના મન પર વિશ્વાસ નહોતો. એની ઈચ્છાથી એ હિમાલય જવા નીકળ્યો હતો પણ એને શંકા હતી, કદાચ એનું મન હિમાલયની અંધારી ગુફામાં ન ચોંટયું તો—અને આથી જ એણે પોતાની જાતને સાવધ રાખવા ઠીક-ઠીક સામાન સાથે લઈ લીધો હતો.

લૉજના મેનેજરને જગાડવાની જરૂર જ ન પડી. કારણ એ પોતાના ગ્રાહકોથી સદાય સાવધાન રહ્યા કરતો હતો. રખેને કોઈ ગ્રાહક દામ ચૂકવ્યા વગર જ પસાર થઈ જાય એ ભય એને હંમેશા સતાવ્યા કરતો હતો. આ ઉપરાંત સતીશ એને એક વિચિત્ર પ્રકારનો માનવી જણાયો હતો. એટલે તેનાથી એ વધુ સાવધ રહેતો હતો. રાત્રિના સૂતાં પહેલાં એ જાણી લેતો કે કોણ આવ્યું છે અને કોણ ગયું છે. કોઈ વાસણ ચોરી જાય એ ભયથી સાંજ પડતાં જ તે એને અંદર લાવી દેતો અને પછી દરવાજો બંધ કરી સૂઈ જતો પણ એની આંખ કદીય વિંચાતી નહોતી. એ સદાય જાગતો જ રહેતો.

દરવાજો ઉઘાડીને અંદર દાખલ થતાંજ સતીશની એની સાથે મુલાકાત થઈ ગઈ. એ બોલી ઊઠ્યો:–"કેમ સાહેબ, આટલી રાત સુધી ક્યાં હતા? (સતીશના હાથમાં વાંસળી હતી તે જોઈને) માલમ પડે છે કે કલબમાં ગયા હશો?"

સતીશે પોતાના ઓરડાનું તાળું ઉઘાડતાં ઉઘાડતાં કહ્યું:– "ના, એક મિત્રને મળવા ગયો હતો."

મેનેજર અવાક્ બનીને સતીશની તરફ જોઈજ રહ્યો. સતીશ ઓરડીની અંદર ગયો, ફાનસ સળગાવ્યું અને પોતાનો સામાન વિગેરે ભેગો કરી બાંધવાની તૈયારી કરવા લાગ્યો.

એટલામાં રઘુઆએ આવીને કહ્યું:–"બાબૂજી, ગાડી મળતી નથી; એક ટમટમ લઈ આવ્યો છું."

સતીશે અન્યમનસ્ક ભાવથી કહ્યું:–"ઠીક, એને બહાર ઊભી રહેવા માટે કહે."

મેનેજરની આંખો ક્રમશઃ વિસ્તૃત થવા લાગી. વાત શું છે? આ માણસ નાસી તો નથી રહ્યો ને? રંગ–ઢંગ તો કંઈક એવા જ લાગે છે!

રઘુઆએ ઓરડામાં આવીને સતીશના બધા સામાનને એક મોટાં પોટલામાં બાંધ્યો અને તેને પોતાના માથા પર ઉપાડી નીચે લઈ જવા લાગ્યો.

સતીશે બહાર આવીને કહ્યું:–"ઠીક, હવે હું જાઉં છું– મેનેજર સાહેબ! મારો વિચાર આ ગાડીએ જ મારે ઘેર જવાનો છે."

મેનેજરથી હવે સહન થઈ શક્યું નહિ. એણે ઘણાંજ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું:–"મારું ભાડું અને ભોજન ખર્ચ વિગેરે?"

સતીશ એકદમ બોલી ઊઠ્યો:–"ઓહ, ઠીક યાદ કર્યું–એ તો હું ભૂલી જ ગયો હતો. માફ કરજો આપને બહુ......

આમ કહીને એ આમ-તેમ કરવા લાગ્યો. એ પછી કહ્યું:- "ઘેરથી ખરાબ સમાચાર આવ્યા છે એટલે જ આવી રીતે અચાનક જઈ રહ્યો છું. આપ એ માટે કંઈપણ મનમાં લાવશે નહિ."

મેનેજરની સહનશિલતા હદ વટાવી ગઈ. એ બોલી ઊઠયો:- "જનાબ! એમ નહિ બનશે. મારો હિસાબ ચૂકવ્યા વગર આપ નહિ જઈ શકો; નહિ તો—

એ સમયે સતીશનું મન ઠેકાણે નહોતું. એને મેનેજરના આ શબ્દોથી ક્રોધ આવ્યો એ બોલ્યો:- "નહિ તો શું? આપ તો બહુ જ અધીરા માનવી જણાવ છો?"

મેનેજરની વાણીમાં એક દોષ હતો. ગુસ્સાની હાલતમાં તેનાથી પ્રત્યેક શબ્દના પહેલા અક્ષરનું અનેક વાર ઉચ્ચારણ થતું હતું. તે બોલ્યો:- "અ-અ-અ-અ-અધીરા મા-મા-મા-માનવી તો-ત-ત-ત-તમે છો. મા-મા-મા-મારો હિ-હિ-હિ-હિસાબ-ચૂ-ચૂ-ચૂ-ચૂકાવ્યા વ-વ-વ-વગર જ ચા-ચા-ચા-ચાલી જાવ છો?"

સતીશે કહ્યું:- "આપ્યા વગર કોણ ચાલી જાય છે? રૂપીઆ આપવાનું ભૂલી ગયો હતો એટલે તો તમારી માફી માંગી રહ્યો છું."

આથી મેનેજરને કંઈક શાન્તિ વળી- "તો એમ કેમ કહેતાં નથી ભાઈ?"

"આપનો શું હિસાબ છે? મારે શું આપવાનું છે?"

"પાંચ રૂપીઆ સાડા બાર આના"

સતીશે એના હાથમાં છ રૂપીઆ આપી કહ્યું:- "બાકીના સાડા ત્રણ આના રઘુઆને આપી દેજો."

મેનેજરે બહુ જ ખૂશ થઈને એ રૂપીઆ હાથમાં લઈ લીધા. મનમાં ને મનમાં જ તે સતીશની પ્રશંસા કરવા લાગ્યો:- "વાહ,

માણસ તો ખાનદાન છે, કેટલો ઉદાર? હિસાબનું તો કંઈ પૂછ્યું જ નહિ અને મોં માંગ્યા પૈસા આપી દીધા."

મૂળ વાત એ હતી કે મેનેજરે અટકળ કરીને જ મનમાન્યા પૈસા માંગી લીધા હતા. જો બરાબર હિસાબ કરવામાં આવ્યો હોત તો ત્રણ–સાડા ત્રણ રૂપીઆથી વધુ રકમ ન નીકળી હોત.

સતીશ સીધો જઈને ટમટમમાં બેસી ગયો. ટમટમ નામ પૂરતી જ ટમટમ હતી. ઘોડો તદ્દન મુડદાલ હતો. કોચવાને ઘોડાની પીઠ પર બે–ચાર ચાબુક લગાવી અને મુખથી એક અદ્ભૂત પ્રકારનો અવાજ કરવા લાગ્યો. ટમટમ સ્ટેશનની તરફ આગળ વધવા લાગી.

## ૨૭

હરેન્દ્રનો અવાજ સાંભળતાં જ યોગેન્દ્ર મિત્રના ક્રોધનો પારો એટલો તો ચઢી ગયો કે તેઓ બહાર ઊભા રહીને હરનાથના ઉત્તરની રાહ પણ જોઈ શક્યા નહિ. એમને બેહદ વિસ્મયની સાથે ક્રોધ પણ એટલો ચઢી આવ્યો કે તેમના પગ પણ કંપવા લાગ્યા. જ્યાર તેઓ હરનાથના ઘરની અંદર આંગણામાં આવી ઊભા રહ્યા, ત્યારે સાક્ષાત્ પ્રલયમૂર્તિ જેવા તેઓ જણાઈ રહ્યા હતા. બન્ને આંખો ગુસ્સાથી લાલચોળ અને મોટી થઈ ગઈ હતી. કપાળ ઉપરની એક લાંબી મોટી નસ પણ ફુલી ગઈ હતી. શાહુડીના કાંટાની જેમ એમની મૂછના ભરાઉદાર વાળ પણ ઊભા થઈ ગયા હતા.

યોગેન્દ્ર મિત્રે બૂમ પાડીને કહ્યું: – "પાજી, નાલાયક, બદમાશ, તું અહીં શું કરી રહ્યો છે?"

પિતાના ક્રોધથી હરેન્દ્ર સારી રીતે પરિચિત હતો. પોતે એ ક્રોધનો ભોગ કોઈને કોઈ દિવસે જરૂર થઈ જશે એની પણ તેને

ખાત્રી હતી. એટલે જ એ પિતાની સાથે બહુ ઓછું બોલતો અને તેમના ક્રોધનો ભોગ ન થઈ પડાય તેની તે પૂરી સાવચેતી રાખતો. આ સમયે પણ તેણે પિતાને કંઈ પણ ઉત્તર આપ્યો નહિ અને તેમની નજરમાંથી બચવા તે જરા આડો ઊભો રહી મસ્તક ઝુકાવી જમીનની તરફ નજર કરી જોઈ રહ્યો. એની આ વર્તણુક એ પોતાની જાતને કેટલો સંભાળી રહ્યો છે તે સ્પષ્ટ બતાવી આપતી હતી.

પુત્રને મૌન જોઈને યોગેન્દ્રનો ક્રોધ શાન્ત થવાને બદલે વધી ગયો. એમણે હરનાથની પ્રતિ નજર કરી કહ્યુ: – " આ ગદ્ધાને તમારા જનાનામાં શા માટે ધુસવા દીધો ? એને હાલ જ જોડાં મારી બહાર કાઢી મૂકો. એક ક્ષણનો પણ વિલંબ ન કરો, હમણાં જ કાઢો. "

હરેન્દ્રે પિતાની તરફ મુખ ફેરવી અકમ્પિત સ્વરમાં કહ્યું: – " પારકાં ઘરમાં દાખલ થવું એ જો પાપ હોય તો હું એકલો જ પાપી નથી ! "

આ રીતે પોતાની વાતનો સખ્ત ઉત્તર સાંભળવાની જમીનદાર સાહેબને ટેવ નહોતી. અને આથી જ પુત્રનો ઉદ્દંડ ઉત્તર સાંભળીને તેમનાં ભવાં ઊંચા ચઢયાં, આંખમાં ખૂન આપ્યું અને હૃદયના ધબકારા વધુ તેજ બન્યા.

પણ તેમણે પોતાની જાતને સંભાળી લીધી. તેમના મનમાં વિચાર આવ્યો – આ અપમાનથી ડરી જવાની જરૂર નથી. કારણ એને નિવારવાની – એમાંથી બચી જવાની તેમનામાં પૂરી તાકાત છે.

બરાબર આ સમયે જ કમલિનીએ બૂમ પાડી: – " કાકા ! "

યોગેન્દ્ર મિત્રે એકવાર માત્ર એના મુખ પર દૃષ્ટિ નાંખીને તરતજ પોતાનું મુખ ફેરવી લીધું. એમના મનમાં થયું આ ભ્રષ્ટાની સાથે વાત પણ કરવી ન જોઈએ.

કિન્તુ કમલિનીએ તેમના ઉત્તરની પ્રતિક્ષા કરી નહિ. એણે ખૂબ સહજ ભાવથી પોતાની વાત કહેવા માંડી: –

" આપ લોકો વગર જાણે જ ભારે ભૂલ કરી હરેન્દ્ર દાદાને અપરાધી માની બેઠા છો. પણ હું આપને અરજ ગુજારીને કહું છું કે અમે લોકોએ રત્તીભાર પણ ગુન્હો કર્યો નથી. અને આથી જ અમે કોઈનાથી ડરતા નથી. જેઓ ગુન્હેગાર નથી, જેમણે કંઈપણ અપકૃત્ય કર્યું નથી તેમણે શા માટે કોઈનો ડર રાખવો? ધર્મને માટે, સત્યને માટે જો આપ લોકો તપાસ કરશો તો આપને સ્પષ્ટ માલમ પડી આવશે કે આપ અમને અન્યાય કરી કેવી ભયંકર ભૂલ કરી રહ્યા છો. મનુષ્ય – મનુષ્યનો વિચાર કરી શકતો નથી, એટલા માટે વિચારની પ્રાર્થનાને માટે હું આ બધું આપને કહી રહી નથી. પરન્તુ એટલા માટે કહું છું કે અમારા પ્રતિ અવિચાર કરીને આપ લોકો સ્વયં અપરાધી ન બનો! મારા કહેવા પર વિશ્વાસ રાખજો કે જે દિવસે આ અપવાદનો પડદો દૂર થઈ જશે તે દિવસે આપ લોકોના પશ્ચતાપની હદ રહેશે નહિ!"

હરનાથ હવે વધુ સહી શક્યા નહિ. એમણે વાઘની જેમ એકદમ જ ત્રાપ લગાવીને કમલિનીની ગરદન પકડી લીધી અને એને ઘસડતા ઘરની બહાર ખેંચી ગયા. એઓ બોલ્યા: – "હરામજાદી, આટલા દિવસોમાં તો નાટકનો અભિનય પણ શીખી આવી! ચુલ્હામાં જા – મારા ઘરમાં હવે તારે માટે જગ્યા નથી."

એ પછી એમણે જોરથી બારણું બંધ કરી દીધું. હરનાથની તરફ જ બધાનું ધ્યાન કેન્દ્રિત થયેલું હોવાથી હરેન્દ્ર ક્યારે બહાર નીકળી ગયો તે કોઈ જોઈ શક્યું નહિ.

યોગેન્દ્ર બાબૂ જેવા સ્તબ્ધ ગંભીર ભાવથી આવ્યા હતા તેવા જ ભાવથી પોતાના ઘર તરફ વિદાય થઈ ગયા. એ સમયે એમને વિચાર

પણ નહોતો આવ્યો કે આજની ક્ષણ ભરની અભિરીતી એક દિવસે જીવનની દુર્લભતમ વસ્તુ બની જશે.

*

પોતાને અત્યન્ત અસહાય જાણીને લાંબા સમય સુધી કમલિની રડતી રહી. પરન્તુ રૂદનથી મનુષ્યનું સંકટ દૂર થતું નથી. આકસ્મિક નિર્મમ આઘાતથી વિખેરાઈ ગયેલા – તૂટી ગયેલા મનને ફરી કમલિની એકત્ર એકાગ્ર કરીને – સમેટવા લાગી. એને મનુષ્યની સાન્ત્વના અને સહાનુભૂતિની વાતો સૌથી અધિક ભયની વસ્તુ જણાવા લાગી; આથી એ ધીરે – ધીરે એ જગ્યાએથી ઊઠીને બાગના એક ખુણામાં કે જ્યાં ઘણા વાંસોની ઘટા હતી, ત્યાં જઈને લપાઇ ગઈ. કમલિનીને ખાત્રી હતી કે પ્રાણનો મોહ રાખનારો કોઈ પણ મનુષ્ય આ સાપ-વિંછી વિગેરે વાળી જગ્યાએ આવવાની હિંમત કરશે નહિ અને એટલે જ તેણે આ ભય ભરેલી જગ્યા શોધી કાઢી હતી.

આ જગ્યાએ બેસીને એ વિચાર કરી રહી કે હવે તેણે પોતે શું કરવું જોઈએ. એણે પોતાના બન્ને હાથ જોડીને એકાગ્ર ચિત્તથી મનમાં ને મનમાં જ ભગવાનને પોકારી કહ્યું: – "હે પ્રભુ ! સાંભળ્યું છે કે આપ શરણાગત-વત્સલ અને દીનબંધુ છો. આશ્રય હીનને આપ આશ્રય આપો છો. આજે હું આશ્રયવિહોણી થઈ ગઇ છું. એકલી-નિરાધારપણે અહીં આવી પડી છું. મને માર્ગ બતાવો! મારું રક્ષણ કરી મને તમારા આશ્રયમાં લ્યો ! હું અસહાય અબલા છું. અજ્ઞાની છું, કંઈ જ જણાતી નથી."

બરાબર આ જ સમયે એને હરનાથના કઠોર શબ્દો યાદ આવી ગયા અને એના મનમાં પ્રશ્ન ઉઠયો – શું યમરાજનો જ હવે એને માટે અન્તિમ આશ્રય રહ્યો છે ?

એક ભીષણ આતંકથી એના સારાય શરીરના રૂંવાટા ઊભા થઈ ગયા અને એના મનમાં મહા ઉત્પાત વ્યાપી ગયો. આત્મહત્યા ? ના, ના, આત્યહત્યા એ કરી શકે એમ નથી. કયારેય પણ નહિ.

સાંભળ્યું છે કે, આત્મહત્યા કરનારનો આત્મા અનન્ત કાળ સુધી નરક-યાતના ભોગવે છે. પણ એ શા માટે આત્મહત્યા કરે? એણે એવો તે કયો અપરાધ કર્યો છે કે જેથી એને આત્મહત્યા કરવી પડે? એણે કયું પાપ કર્યું છે? પરન્તુ આ વાંસના વનની વચમાં બેસીને પણ સારીય જિન્દગી વિતે એવો સંભવ નથી! કોઈ ને કોઈ ઉપાય કરવો જ પડશે. એક આશ્રય તો એણે મેળવવો જ પડશે.

કમલિની ગાલ પર હાથ મૂકીને પુનઃ વિચારવા લાગી. હાય! આજે જો સતીશ એની પાસે હોત તો! સતીશ નિશ્ચય જ આ રીતે એની સાથે અન્યાય, એના પ્રતિ અવિચાર કરી શકતે નહિ.

કરી શકતે નહિ? શું આ વિચાર ઠીક છે? ઠીક, તો પછી એઓ ગ્રહસ્થાશ્રમને ત્યજીને સન્યાસી બનીને હિમાલય શા માટે ચાલી ગયા? શોકથી યા દુઃખથી? કમલિનીએ ધીરે-ધીરે શિર હલાવીને કહ્યું- મનુષ્યને સમજવાનું કાર્ય, એના હૃદયના ભાવને જાણવાનું કાર્ય કેટલું મુશ્કેલ છે! એ જે કંઈ વિચારી રહી છે, તે બધું એનું માત્ર અનુમાન જ છે. અનુમાન સાચું જ પડશે એ પણ કોણ કહી શકે એમ છે?

એણે એક લાંબો નિસાસો નાંખી કહ્યુંઃ- "બાપરે! હવે તો કંઈ જ વિચારી શકાતું નથી - થોડાંક સમય પછી સાંજ પડશે - થોડાંક સમય બાદ ગામના લોકો સૂઈ જશે! બસ, તે અરસામાં મને જે કંઈ સૂઝશે તે જ કરીશ. મારા મનમાં જ્યાં જવાનું યોગ્ય લાગશે ત્યાં જ ઊઠીને ચાલી જઈશ.

બન્ને ઘુંટણોમાં શિર રાખીને કમલિની કેટલાક સમય સુધી ચુપકીદીથી બેસી રહી. હવે આગળ પોતાના ભાવિના સંબંધમાં વિચાર કરવાનું એનું મન સાફ ના પાડતું હતું. જે થવાનું હોય તે ભલે થાય. મનુષ્ય જ્યારે પોતાના વિષયમાં વારંવાર વિચાર ચલાવે છે ત્યારે અન્તમાં એ ગુસ્સે થઈ જાય છે અને તે બાદ આપોઆપ જ એનો વિચાર બીજી તરફ ફેરવાઈ જાય છે.

અને આથી હવે કમલિની હરેન્દ્રના વિષયમાં વિચારવા લાગી. કાકા – પિતાએ તો એને ત્યજી જ દીધી છે. કિન્તુ એ મર્દ માણસ છે – એને કંઈ ચિન્તા કે ભય હોય? બધાંના જ પુત્ર પિતાની મિલ્કત પામતા નથી, બધાના બાપ જમીનદાર કે માલદાર હોતા નથી. પુરુષ કેવો સ્વાધીન છે, એ કેવો સ્વતંત્ર છે. અને અમે સ્ત્રીઓ કેવા બંધનમાં બંધાયલી છે! અમારા હાથપગ પણ કેવા જકડાયલા છે! અમે અસહાય – નિરાધાર છીએ! ઉફ્!

કમલિની જે સમયે પુરુષોના સુખ અને સુવિધાની તુલના પોતાના – અર્થાત્ સ્ત્રીઓના – જીવનના દુઃખો અને કષ્ટોની સાથે કરી રહી હતી, એ સમયે અચાનક જ એની નજર પોતાના ઘર પાસેના તળાવ પર ગઈ. એ તળાવના કિનારા પર કાણો શશી ઊભો હતો. એની કાણી આંખ કમલિનીની તરફ સ્થિર થયેલી હતી. જ્યારે બીજી સારી આંખ તળાવની અંદર એક ખુણામાંથી તે બીજા ખુણા સુધી પથરાયલી હતી – એમાં એ કોઈને શોધી રહ્યો હતો. એ નરાધમ – દુષ્ટ કોની શોધમાં આવ્યો હતો તે ચતુર કમલિની તરત જ સમજી ગઈ. એ શયતાન જોવા આવ્યો હતો કે કમલિનીની લાસ ફુલીને ક્યારે પાણીની ઉપર આવે. કારણ, એને પૂરો વિશ્વાસ હતો કે કમલિની ઘરથી નીકળ્યા પછી જરૂર જ ડૂબી મરી જશે.

કમલિની રૂદન અટકાવી ચૂપચાપ બેસી રહી. કારણ શશી એનાથી બહુ દૂર નહોતો. શશી કેટલાક સમય સુધી આમ – તેમ જોતો રહ્યો તે બાદ જ્યારે એને કંઈજ ન દેખાયું ત્યારે તે બોલી ઊઠ્યો: – "આટલી જલદી લાસ ફુલી પાણી ઉપર તરે એ હું માનતો નથી. કાલે સવારે એ જરૂર જ ફુલીને ઉપર તરવા લાગશે. હાઃ હાઃ હાઃ!"

એના મુખનું આ કુત્સિત પૈશાચિક હાસ્ય સાંભળીને કદાચ યમરાજ પણ કંપી ઊઠ્યા હોત! કમલિની ભયથી કંપી ઊઠી અને એણે ઝટ પોતાની બે આંખો બંધ કરી દીધી.

જોતજોતામાં સાંજ પડી ગઈ. કમલિની સ્તબ્ધ બનીને ત્યાંથી નીકળી જવાના સુયોગની પ્રતીક્ષા કરવા લાગી. શશી આખરે ઘેર ચાલી ગયો. મેદાનમાંથી આવવાના માર્ગમાં ચરીને પાછી આવતી ગાયોના ગળામાંની ઘંટીઓ પણ હવે વાગતી સંભળાવા લાગી.

પણ નાસવાની પ્રતીક્ષામાં બેસી રહેલી કમલિનીને એક ઝોકું આવી ગયું. એ ઝોકાંમાં તેણે પોતાના પતિને પોતાને ગામ આવેલો જોયો. પતિ કહી રહ્યો હતો – કમલિની! મેં તારી સાથે બહુ જ અન્યાય કર્યો છે. તને મેં અપાર દુઃખી કરી છે પરન્તુ હવે હું તને દુઃખી કરીશ નહિ. આવ, હું તારો સ્વીકાર કરું છું તું નિર્દોષ છે. તું એવી જ – પ્રથમ હતી તેવીજ સતી – સાધ્વી સ્ત્રી છે. આવ...

એકાએક કમલિની જાગી પડી! સ્વપ્ન ઉડી ગયું. એણે જોયું તો તે પોતે વાંસના વનમાં બેઠેલી જ જણાઈ. એની પાસે ન તો એના પતિ દેવ હતા કે ન તો કોઈ હતું. શું ત્યારે એ સ્વપ્ન જ હતું? કમલિની બહાવરી બનીને આમતેમ નજર દોડાવી રહી. અંતમાં નિરાશ બનેલી તેની આંખો પુનઃ એની પાસે આવી ગઈ. હા, એ સ્વપ્ન હતું. પણ કેવું મીઠું – મધુર હતું? કમલિની એ મધુર સ્વપ્નને પુનઃ જોવા માટે આંખો વીંચી ત્યાં જ પડી રહી.

## ૨૮

સતીશ જે ગાડીમાં બેઠો હતો તે એક બહુ જ ધીમી લોકલ ગાડી હતી. જેટલું એ ચાલતી તેથી અધિક એ સ્ટેશનો પર ઊભી રહેતી. દરેક સ્ટેશનો કરતી. કોઇપણ સ્ટેશનને બાકી રાખતી નહોતી. આવી લોકલ ગાડીમાં બેઠેલા સતીશનું ઉતાવળું મન પાંજરામાં પડેલાં પક્ષીની સમાન તરફડી રહ્યું હતું.

બપોરના સખ્ત તાપમાં જ્યારે ગાડી કોઇ સ્ટેશન પર આવીને ઊભી રહેતી, ત્યારે અંદર રહેવું પણ મુશ્કેલ થઇ પડતું. પ્લેટફોર્મો ઉપર પણ સખ્ત તડકો હતો. આવી રીતે મુસાફરી કરતાં કરતાં ત્રીજા પહોરે ગાડી મુગલસરાય સ્ટેશને આવીને ઊભી રહી. સતીશે અહીં ઊતરીને નાસ્તોપાણી કર્યા અને તે બાદ પ્લેટફોર્મ પર આમ–તેમ ફરવા લાગ્યો. હવે તાપ સહેજ નમતો થયો હતો.

આજ સમયે બીજી બાજુના પ્લેટફોર્મ પર એક બીજી ગાડી આવીને ઊભી રહી. એમાંથી કેટલાક લોકો ઊતરીને ગાંડાની જેમ દોડીને સતીશવાળી ગાડી પકડવા દોડયા.

એક વિધવા સ્ત્રી દોડતી—હાંફતી આવીને એક સેકન્ડ કલાસના ડબ્બાને ખાલી જોઈને એમાં બેસી ગઇ. ક્ષણુવાર પછી એક ટીકીટ-કલેકટર ત્યાં આવી પહોંચ્યો. તેણે આ સ્ત્રીને જોઈ અને દમ મારીને તેને તેમાંથી ઊતારી મૂકવાનો વિચાર કર્યો. વિધવા બીચારી ભયને લઈને વ્યાકુળ બની ગઈ. બોલી—" ભાઇ, એક ખુણામાં બેસી રહીશ, બેસવા દો. ઊતરીને બીજા ડબ્બામાં જવા જઇશ તો કદાચ ગાડી પણુ ઉપડી જશે."

એ સ્ત્રી બંગાળી હતી. બંગાળીમાં જ વાત કરી રહી હતી. ટીકીટ-કલેકટર હિન્દીમાં બોલી રહ્યો હતો. બન્નેમાંથી કોઇ કોઈની વાત ઠીક રીતે સમજી શકતું નહોતું. સતીશે જઇને એ વિધવાને કહ્યું :— "માજી, આપ બીજા ડબ્બામાં બેસો, ગાડી ઉપડવાને હજુ વાર છે. આ ડબ્બામાં બેસશો તો વધારાનું ભાડું આપવું પડશે."

સતીશે આ બંગાળીમાં સમજાવ્યું એટલે એ સ્ત્રી સમજી ગઈ અને એ ડબ્બામાંથી નીચે ઊતરી ગઇ. એ બોલી: —" બેટા, તું મને તારા ડબ્બામાં બેસાડ. મને રસ્તો વિગેરે કંઇ જ માલમ નથી! મોટી મુસીબતમાં પડીને એકલી જ ઘરથી નીકળી આવી છું!"

"ઠીક તો આવો" કહીને સતીશ તેઓની સાથે પોતાના ડબ્બા તરફ આગળ વધ્યો. ગાર્ડે સીટી મારી દીધી હતી. લીલો વાવટો એ બતાવી રહ્યો હતો.

સતીશે જોયું કે ડબ્બા સુધી જવું મુશ્કેલ છે એટલે એ જે ડબ્બો નજીક હતો તેમાં જ ચઢી ગયો અને વિધવાને પણ તેમાં ચઢાવી દીધી.

વિધવાની વય લગભગ ૪૦ વર્ષની હતી. એના દેહનો રંગ પ્રથમ શ્વેત હશે પરન્તુ હાલમાં દુઃખ, ચિન્તા અને કષ્ટથી એ રંગ કરમાઈ શ્યામ થઈ ગયો હતો. માથાનાં વાળ કાળાં હતાં. એમાં એક પણુ સફેદ વાળ દેખાતો નહોતો. પણુ વાળ ટૂંકા અને કપાયલા જેવા હતા. નાક અને કપાળ પર છુંદણા પણુ છુંદાવેલા હતા.

થાક ઉતર્યા પછી જ્યારે એને નિરાંત વળી ત્યારે એ બોલીઃ– "ભાઈ, તું ક્યાં જાય છે?"

સતીશે કહ્યુંઃ–"હું પણ બર્દવાનની પાસે જ ઊતરવાનો છું. એ પછી જગદીશપુર જઈશ. સ્ટેશનથી જગદીશપુર બહુ દૂર નથી."

વિધવાએ આશ્ચર્ય અને સંતોષની સાથે કહ્યું:–"જગદીશપુર જવાના છો? આહા! ત્યાંનો વિચાર આવતાં જ દુઃખ ઉત્પન્ન થાય છે. ભાઈ, એ ગામમાં મારી એક દૂરની માસી રહે છે. એને એક લાયક અને ડાહ્યો કમાઉ છોકરો છે; પણ નાલાયક વહુને લીધે બીચારીનું ઘર બરબાદ થઈ ગયું છે–ભરેલું ઘર આજે ઉજ્જડ થઇ ગયું છે! સાંભળ્યું છે–બદચાલની વહુ પિતાને ઘેર ગઈ હતી; ત્યાં ગામના જમીનદારના પુત્રની સાથે મુખ કાળું કરીને નાસી ગઈ! અને આ સમાચાર સાંભળીને માસીનો છોકરો ભગવાં પહેરી કોણ જાણે ક્યાં ચાલી ગયો છે તેનો પત્તો જ નથી! હાય–હાય માસીનું નસીબ ફુટી ગયું. કેવો લાયક પુત્ર હતો! સાંભળ્યું હતું કે પશ્ચિમમાં એને એક મોટાં પગારની નોકરી પણ હતી. પાંચસોથીય વધુ પગાર મળતો હતો. પરન્તુ સ્ત્રીને લીધે એ બધું છોડી નાસી ગયો! વૃદ્ધ માનો પણ કંઈ વિચાર ન કર્યો! એની સ્ત્રી સાંભળવા મુજબ બહુ જ સુન્દર છે–એવી ખૂબસૂરત સ્ત્રી તો હજારમાં એક જ મળે. હું તો કહું છું, એવું રૂપ ચુલ્હામાં જાય! એના જેવી તો એને સત્તર મળી રહેશે. બંગાળમાં એવી સુન્દરીઓનો ટોટો નથી. પાંચસો રૂપીઆનો પગાર મળે છે. છોકરીઓના ઢગ ખડકી દઉં! સમજ્યાં......"

એ વિધવા પોતાની મેળે જ આ લવારો કરી રહી હતી. સતીશને સ્ત્રીની આ વાતથી ખૂબ હસવું આવતું હતું પણ એ હાસ્યને તેણે પ્રકટરૂપ આપ્યું નહિ. નકલી દાઢી મૂછ લગાવીને માણસ જ્યારે પોતાનું વિકૃતરૂપ આરસીમાં જોઈને હાસ્યને રોકી શકતો નથી તેવી જ

રીતે સતીશ પણ પોતાને લગતી આ વાતો સાંભળીને હસવાને રોકી શક્યો નહિ. પોતાની આ દૂરની સગીને સૌથી વધુ દુઃખ તો પાંચસો રૂપીઆની નોકરીને માટે થતું હતું. સતીશે મનમાં ને મનમાં હસીને કહ્યું. ભારતના નર – નારી, ડોસાં – જુવાન વિગેરે બધાંની જ ગુલામીની પ્રવૃત્તિ પ્રબળ બની ગઇ છે. આ દેશના લોકોને નોકરી એટલી તો વહાલી છે કે એને માટે તેઓ જાન પણ આપવા મંડી પડે છે! જો આ પ્રવૃત્તિ આટલી પ્રબળ ન હોત તો આ દેશનો આટલો અધઃપાત શા માટે થયો હોત? આ દેશ પરાધીન – ગુલામ શા માટે થઇ જાત? શા માટે એના શિલ્પ – વાણિજ્ય – વ્યવસાયનું નિકંદન નીકળી જાય?

સતીશે કહ્યું:– "આપ આટલા દૂર કાશીમાં રહો છો, છતાં પણ આપને આ બધી વાતની ખબર કેવી રીતે પડે છે?"

વિધવાએ કંઇક હસીને કહ્યું:– "ભાઇ, વિદેશમાં રહેવા છતાં આપણા લોકોની ખબર – અંતર જાણવાને માટે મન કેટલું વ્યાકુળ રહ્યાં કરે છે તેની તમને મર્દ લોકોને શું ખબર પડે! આ સિવાય એનું એક કારણ પણ છે. મને માલમ છે ત્યાં સુધી મારી માસીને શરૂઆતથી જ વહુની તરફથી અસંતોષ હતો. એ એની વિરૂદ્ધ જ રહેતી હતી. પોતાના પુત્રના બીજાં લગ્ન કરવાને માટે તેનું મન તલપાપડ થઇ ગયું હતું. મારી ફોઇના નણંદની એક છોકરીની સાથે એ છોકરાના વિવાહની વાતચીત પણ ચાલી હતી. કિન્તુ હવે એ વાત સાથે શું મતલબ! હવે તો નથી એ રામ, કે નથી એ અયોધ્યા. એ છોકરીના વિવાહ એક બીજી જગ્યાએ નક્કી થઇ ગયા છે. કદાચ માહ મહિનામાં લગ્ન પણ થઇ જશે."

સતીશ આ વાતો સાંભળીને એક તરહના આનન્દનો જ ઉપભોગ કરી રહ્યો હતો. કારણ, એ ખૂબ સારી રીતે જાણતો હતો કે એની

કમલિની આ સમયે ઘરમાં બેસીને એની માની સેવા કરી રહી છે. નહિ તો કદાચ એ આવી વાતો સાંભળીને ચિઢાઈ પણ ગયો હોત.

વિધવા હવે વધુ વાર સુધી બેસી શકી નહિ; એક ખુણામાં લપાઇને એ સૂઇ ગઈ. રાતના ધીરે ધીરે ઠંડક પ્રસરતાં, દિવસ ભરના શ્રમ પછી, સતીશને પણ સારી રીતે ઊંઘ આવી ગઈ. એ ખૂબ આરામથી સૂઈ રહ્યો; કારણ આગલે દિવસે આખી રાત એ જાગતો જ રહ્યો હતો.

સવારે જ્યારે મધુપુર જંકશને આવી ગાડી ઊભી રહી, ત્યારે સતીશે ઊતરીને બે પ્યાલા ચા પીને પોતાના શરીરને ગરમ બનાવી દીધું. વિધવાએ વૈજનાથ ધામના પંડયા પાસેથી કંઇક નિર્માલ્ય અને પ્રસાદના પેંડા પ્રાપ્ત કરી લીધા. બદલામાં એને કંઇક દક્ષિણા પણ આપવી પડી. પંડયાએ અનેક વાર કહીને વિધવાના મનમાં એ વાત ઠસાવી દીધી કે ગાડીમાં બેસીને બાબા વૈજનાથનો પ્રસાદ ખાવામાં કંઈ પણ હરકત કે દોષ નથી.

બર્દવાનમાં ચાર વાગે ગાડી પહોંચવી જોઈતી હતી. પરન્તુ કોણ જાણે કોઈક કારણસર આસનસોલમાં જ એ બે કલાક મોડી થઈ ગઈ. આથી બર્દવાન જતાં જતામાં તો દિવસ પણ પૂરો થઇ ગયો.

સતીશની સાથે જ એ વિધવા પણ ઊતરી પડી. યથા સમયે સતીશ પણ બેલતલી સ્ટેશને ઉતરીને એક મજુરના શિર પર સામાન મૂકી ઘર તરફ રવાના થયો.

રસ્તે ચાલતાં એ જેમ જેમ ઘરની સમીપ આવતો ગયો તેમ તેમ એનું મન ચિન્તાતુર બનવા માંડયું. મા બીમાર છે – એને શું થયું હશે? એની તબીયત કેમ હશે? પણ કંઈ ચિન્તા કરવાનું કારણ

નથી – નક્કી જ મેલેરિયા છે. બેચાર દિવસમાં તાવ આવી રહી જશે. એ પછી એને કમલિનીની યાદ આવી ગઇ.

માએ એને ઘરમાં ન રાખી હોય તો ? કાઢી મૂકી હશે તો ? એ પણ બનવાજોગ છે. પણ મને પૂછ્યા વગર જ મા આવું પગલું ભરી શકે ? હા, પણ હું ઘરમાં હતો જ કયાં ? ઘર છોડીને બહાર આમ – તેમ ભટકવામાં મારી ભારે ભૂલ થઇ ગઈ. હે હરી ! હે માતા દુર્ગા ! આવું ન બન્યું હોય તો તને નારિયેળ ચઢાવીશ.

ગામની અંદર જ્યારે સતીશ દાખલ થયો ત્યારે સારી રાત પસાર થઇ ગઈ હતી. એ સમયે ગામના કોઇ માણસ સાથે માર્ગમાં મુલાકાત થાય એવો સંભવ નહોતો.

સતીશે ભગવાનનું નામ લેતાં લેતાં રામકૃષ્ણ – મિશનના દવાખાનાની પાસે આવતાં જ ઊભા રહી જોયું તો ડૉક્ટર ભૂપેન્દ્ર બાબૂ ત્યાં નહોતા. કમ્પાઉન્ડર એક તૂટેલા બાંકડા પર બેસીને એક બંગાળી પત્ર વાંચી રહ્યો હતો.

સતીશે બૂમ પાડીને કહ્યું: – " નિતાઇ, ડૉકટર કયાં ગયા છે ? "

" હાલ જ એક રોગીને જોવા ગયા છે. આપ કયારે આવ્યા ? કંઈ જરૂર છે ? હમણાં જ આવશે. ઉતાવળ હોય તો માણસ મોકલી તેડી મંગાવું ? "

સતીશે કહ્યું: – " ના, કંઈ જરૂર નથી. માની તબીયત કેમ છે ? તને કંઈ ખબર છે કે નહિ ? "

" જી, એમને તો બરાબર કિવનાઇન – મીક્ષ્ચર આપવામાં આવે છે. "

સતીશ કંઇક શેકાઇને આગળ વધ્યો. ઘરની સામે આવતાં જ તેનું કલેજું ભરજોરથી ધડકવા લાગ્યું. મજુરે બે – ચાર બૂમો મારી

પણ ઘરમાંથી કંઈ પણ જવાબ મળ્યો નહિ. અન્તમાં જ્યારે જોરથી બારણું હચમચાવવામાં આવ્યું ત્યારે દુર્ગાદેવીએ જાતે આવીને દરવાજો ઉઘાડયો. પણ એ ઉઘડતાંની સાથે જ એ ચોંકી ગઈ. જેવી રીતે કોઈ ભૂતની સામે દ્રષ્ટિ કરી તેની સામે જ એકીટશે જોઈ રહે તેમ એ પુત્રની સામે જ નજર નાંખી રહી. એ પછી એ જોરથી રડી પડી.

સતીશે એને રડતાં અટકાવી ઘરની અંદર લઈ જઈ મજુરને મજૂરી આપી વિદાય કરી દીધો. એ પછી માએ રડતાં રડતાં જે વર્ણન કર્યું, તેનો સારાંશ એ હતો કે એ કાળી નાગણ (કમલિની) આવી હતી અને દુર્ગાદેવી કંઈ બોલી નહોતી તો પણ એ પોતાનું મગજ બતાવી રોકબંધ બાપને ઘેર ચાલી ગઈ. એણે એને રોકવા બહુ પ્રયત્ન કર્યો, કિન્તુ –

માની આ વાત સાંભળી સતીશ કંઇપણ બોલ્યો નહિ. એ ઘરથી નીકળ્યો અને કાલીગ્રામ જવા લાગ્યો. આખો દિવસ થયો હતો તો પણ એ નાહ્યો કે જમ્યો નહોતો. પોતાના પગ તેજીની સાથે ઉપાડતો એ ચાલી રહ્યો હતો.

રસ્તો નિર્જન અને એકાન્ત પૂર્ણ હતો. ચાલતાં ચાલતાં સતીશ થાકી ગયો. તો પણ એણે તેની દરકાર કરી નહિ. એ જેમ બને તેમ કાલીગ્રામ પહોંચી કમલિનીને જોવા ઇચ્છતો હતો. અને એટલે જ એ પોતાની જાતની દરકાર કર્યા વગર ચાલી રહ્યો હતો.

આખરે એ બહુ જ થાકી ગયો. હવે તો એના પગે આગળ ચાલવા સાફ ના પાડી દીધી. એક ઉંચા ટેકરા પર એ હતાશ થઈ બેસી ગયો. તો પણ એની નજર તો કાલીગ્રામના સીધા રસ્તા પર જ ટીકાયલી રહી.

પાએક કલાકની વિશ્રાન્તિ બાદ એ પુનઃ ઉઠયો અને ચાલવા લાગ્યો. બે ડગલા ચાલ્યો નહિ ત્યાં તો એના પગ ભરાઈ આવ્યા.

એટલે એ ત્યાં જ એક લીંબુના ઝાડ નીચે બેસી ગયો. એના પગ થાક અને સખ્ત ચાલને લઈને પથ્થર જેવા થઈ ગયા હતા.

ચારે તરફ ચાંદની વ્યાપેલી હતી. એ ચાંદનીના ધવલ પ્રકાશમાં થોડેક જ દૂર આવેલું કાલીગ્રામ ચળકી રહ્યું હતું. સતીશ આંખો બંધ કરી કેટલીક વાર સુધી બેસી જ રહ્યો. એ પછી જેવો એ ઉઠવા ગયો કે તરતજ એને કોઈક ચાલી જતું હોય એવું જણાયું. ચાલનાર વ્યક્તિ કોઈ સ્ત્રી જણાઈ અને તે ભય ભરેલી હાલતે આમતેમ નજર નાંખતી દોડી રહી હતી. સતીશથી એ થોડેક જ દૂર હતી. સંભવ છે કે એ સ્ત્રીએ કદાચ એને જોયો પણ ન હોય.

સતીશ ઝટ ઊઠી ઊભો થઈ ગયો. એના પગ નીચે કેટલાક સૂકાં પાંદડા પડેલાં હતા. આ પાંદડાઓનો ખટખડાટ સાંભળતાં જ એ સ્ત્રી જરા ધ્રુજી ઉઠી. સતીશ ચુપચાપ એ જગ્યાએ જ ઊભો રહી ગયો. કોઈને ન જોતાં એ સ્ત્રી પુનઃ આગળ વધી. એકાએક જાણે દૈવી પ્રેરણા થઈ હોય તેમ સતીશ બોલી ઊઠયો:–"કોણ જઈ રહ્યું છે? કમલિની કે?"

અને આ સ્વર સાંભળતાં જ રસ્તામાં જ એ સ્ત્રી તુરત બેહોશ બની નીચે પડી ગઈ. સાચે જ એ કમલિની જ હતી.

સતીશ ત્યાં દોડી ગયો. બેહોશ બનેલી કમલિનીનું શિર ગોદમાં લઈને એજ જગ્યાએ એ બેસી ગયો. કમલિનીની આ દશા જોઇને સતીશની આંખોમાંથી આંસુઓની ધારા વહેવા લાગી.

૨૯

વાલ્મીકિના અવતાર મનાતા કૃત્તિવાસ ઓઝા રચિત બંગાળી રામાયણમાં સતીશે સીતાની અગ્નિ – પરીક્ષાની કથા અનેક વાર વાંચી હતી. એને લાગ્યું, આ કમલિનીની પણ અગ્નિ – પરીક્ષા છે — "ના હોને દહન, તનુ – પતન હોઈલો આગે!" અર્થાત્ દહન પહેલાં જ શરીર પડી ગયું.

"ના, ના, આ અગ્નિ – પરીક્ષા નથી. આ તો અજ – વિલાપ છે." સતીશના અન્તર્યામીએ કહ્યું.

કેટલીક ક્ષણ આમ જ પસાર થઈ ગઈ. સતીશ કમલિનીના મુખ પ્રતિ જ નજર નાંખી રહ્યો. હજુ ય એ બેહોશ પડેલી હતી. સતીશને આશા હતી કે થોડાક જ સમયમાં એ જાગ્રત થઈ જશે પરન્તુ એની એ આશા મિથ્યા ગઈ.

કમલિનીની બેહોશી કેવી રીતે દૂર કરવી તેની ચિન્તામાં સતીશ પડ્યો. સતીશે પોતાના દુપટ્ટાની ઘડી વાળી તેનો તકિયો બનાવી

એના પર કમલિનીનું શિર ધીરેથી મૂકી દીધું. એ પછી ક્યાંકથી પાણી લાવવા માટે તેણે ઉઠવા પ્રયત્ન કર્યો. આ સમયે એક વાદળું કે જેણે ચન્દ્રને છૂપાવી રાખ્યો હતો તે ખસી ગયું. અને એ ખસી જતાં જ ચન્દ્રના પ્રકાશમાં કમલિનીનું સુન્દર નિર્મળ મુખ દેખાયું. સતીશ એના મુખની આવી અપ્રતિમ જ્યોતિ જોઈને જ ત્યાં મંત્ર મુગ્ધ બની બેસી ગયો.

આ એ જ કમલિની છે કે જેનું પ્રફુલ્લિત પદ્મ – પુષ્પ જેવું શુચિ – સુન્દર મુખ લગ્ન પહેલાં તળાવના ઘાટ પર જોઈ સતીશનું વિરક્ત મન સંસારની ઉપર આસક્ત બની ગયું હતું ! આ તે જ કમલિની છે ! પ્રથમના જેવી જ એ સુન્દર, એવી જ નિર્મળ, એવી જ નિષ્કલંક છે ! ઉપવાસને લઈને સહેજ કરમાયલું કમલિનીનું મુખ લગ્નની રાત્રિએ શુભ દૃષ્ટિના સમયે તેને જેવું જણાયું હતું તેવું જ તે આજે પણ દેખાતું હતું ! એ એવું જ ભોળું, એવું જ નિર્દોષ જણાતું હતું. લગ્નને બીજે વર્ષે જ્યારે કમલિની સાસરે આવી હતી ત્યારે એક દિવસે એ પતિની વાટ જોતી ચાંદની રાતમાં આવી જ રીતે ખુલ્લી અગાસીમાં બિછાના પર પડી સૂઈ ગઈ હતી. પોતે સ્ત્રીને વશ નથી એ મિત્રોને બતાવવા માટે સતીશ તે દિવસે બહુ જ મોડો ઘેર આવ્યો. જ્યારે એ ઘેર આવ્યો ત્યારે મધ્યરાત્રિનો સમય હતો. આકાશમાં ચાંદની પૂર બહારમાં ખીલી રહી હતી. ચાંદનીના સાગરમાં ખિલેલું કમલિનીનું મુખ – કમલ જોઈ સતીશનું હૃદય કોઈ અવનવા ભાવથી નાચી ઊઠ્યું. એના હોઠ ધીરે – ધીરે કમલિનીના હોઠ તરફ ખેંચાવા લાગ્યા અને અન્તમાં એના હૃદય અને હોઠનું આકર્ષણ એટલું તો વધી ગયું કે ચાંદનીમાં સૂઈ રહેલી કમલિનીના કમલ જેવા મુખને એણે એક ગાઢ ચુમ્બનથી ચુમી લીધું.

સતીશે જોયું તો આજે પણ એને એવો જ ભાવ ઉત્પન્ન થઈ રહ્યો હતો. અને જે બની રહ્યું હતું, મનમાં જે લાગણીઓ

જન્મી રહી હતી તેને રોકવાની, અવરોધવાની શક્તિ સ્વામી આત્માનંદના પ્રિય શિષ્ય સતીશચન્દ્રમાં રત્તીભાર પણ નહોતી. સૂઈ રહેલી કમલિનીના બન્ને પરિપુષ્ટ ગુલાબી હોઠોના દુર્નિવાર આકર્ષણથી વૈરાગી સતીશની ગરદન ધીરે–ધીરે નીચે ઝુકવા લાગી. ભગવામાં નશો ઉત્પન્ન થવા માંડયો. મમત્વની વીણાના બધા તાર એકીસાથે એકાએક જ રણકી ઊઠયા. આ એક ઘડીના એક બૂંદ અંતરમાં જાણે હજારો ચાંદની રાતોની બેશુમાર જુઈ–ચમેલીની કળીઓ ખિલી ઊઠી.

અને બરાબર આજ સમયે બેહોશ કમલિનીનું નિષ્પન્દ શરીર જરા હાલી ઊઠયું. સ્વપ્નાવિષ્ટ સતીશને હોશ આવી. એણે જોયું, કમલિનીએ આંખો ઊઘાડી છે–મૂર્ચ્છા–નાગિનીનો નાગપાઠ ખુલી ગયો છે. એના અસમાપ્ત ચુમ્બનના ચુમ્બક આકર્ષણથી કમલિનીની ચેતના પુનઃ સતેજ બની ગઈ. સતીશે ધીરા સ્વરથી પોકાર્યું–
" કમલિની ! "

કિન્તુ કમલિની કંઈ પણ બોલી શકી નહિ. માલમ પડતું હતું કે એ સમયે એનામાં બોલવાની શક્તિ પણ નહોતી. ખુલેલી એની બન્ને આંખોમાં આંસુઓ ભરાઈ આવ્યા અને એ પછી આંખના ખુણાઓમાંથી એ ધારાબંધ ટપકવા લાગ્યા.

સતીશ આ આંસુઓ જોઈ જ રહ્યો. એ પણ કંઈ બોલી શકયો નહિ. કમલિનીના મુખથી ઉત્તર સાંભળવા એનું હૃદય ઉત્સુક બની ગયું હતું. પરન્તુ કમલિનીએ પોતાના હૃદયનો ભાવ વાણીથી નહિ પરન્તુ આંસુઓથી બતાવી દીધો. સતીશ એ ભાવને સમજી ન શકે એવો મૂર્ખ નહોતો છતાંય એને કમલિનીના શબ્દો સાંભળવાની ઈચ્છા હતી પરન્તુ જયારે કમલિની કંઈ પણ ન બોલી–એ મૌન જ રહી ત્યારે એનાથી રહેવાયું નહિ. એણે ધીરા–અસ્પષ્ટ અને ત્રુટક અવાજમાં કહ્યું:–" ન રડ કમલિની, ક્ષિતીશ બાબૂના મુખથી હું બધું સાંભળી ચૂકયો છું. "

મૃગની જેમ વિશાળ નેત્રોને વધુ વિકસાવી કમલિનીએ કહ્યું: – " સાંભળી ચૂકયા છો ? આવી વિપત્તિ ભગવાન કરે, શત્રુના નસીબમાં પણ ન આવે ! "

આટલું કહીને એ ધીરે-ધીરે બેઠી થઈ ગઈ અને પોતાના કલકત્તા પ્રવાસની કહાણી કહેવા લાગી. સતીશનું મન એની અણ-જાણમાં જ કમલિનીના અહેવાલની સાથે ક્ષિતીશ બાબુના અહેવાલને મેળવતું રહ્યું હતું. અને એ અક્ષરશ: એક સરખું જ આવતું જોઈ એ ખૂશ થઈ રહ્યું હતું પરન્તુ જે ઘડીએ આ વાતની એને પ્રકટ જાણ થઈ તેજ ક્ષણે એ લજ્જિત બની ગયો અને બોલ્યો: — " રહેવા દે એ વાત, અત્યારે તું થાકેલી છે. તને એ કહેતાં દુઃખ પણ થઈ રહ્યું છે અને વળી આ બધી વાત હું સાંભળી પણ ચૂકયો છું. "

ચાણુકય તર્જની ઉઠાવીને સતીશને કહી રહ્યા હતા: — " विश्वासो नैव कर्तव्य : स्त्रीषु.. ... " કિન્તુ ખોવાઈ ને મળેલી સુન્દરી ઓના મનોહર મુખની સામે એ ચાણુકયની આ વાતને કોઈ રીતે પણ માની શકયો નહિ. સતીશે સુન્દરને જ સત્ય જાણી તેનો સ્વીકાર કરી લીધો.

કિન્તુ સતીશના આ કથનથી કમલિનીની શંકા નિર્મૂળ ન થઈ. એણે પુનઃખાત્રી માટે કહ્યું: " – તો શું તમે મને નફરત કરતાં નથી ને? તમને મારા પર અવિશ્વાસ તો નથી ને ? "

અને આ વાત મુખથી ઉચ્ચારતાં તેનો કંઠ કંપી ગયો. ફરીથી આંસુ ઉભરાઈ આવ્યા. સતીશે સ્નેહપૂર્વક દ્રઢ સ્વરમાં કહ્યું: — " જરાય નહિ. અવિશ્વાસ કે સન્દેહ જો હોત તો હું આગ્રાથી સીધો જ તને શોધવાને માટે કાલીગ્રામ સુધી ન દોડી આવ્યો હોત ! "

કમલિની સીધી થઈને બેસી ગઈ. અપમાન, લાંછના, ધિક્કાર અને અનાહારથી એનું શરીર શિથિલ અને મન નિર્જીવ-નિશ્ચેતન

થઈ ગયું હતું. સતીશના આ શબ્દોએ એનામાં મૃત-સંજીવનીનું કામ કર્યું. એની સારી ય ક્લાન્તિ, સારું ય કષ્ટ જાણે ક્ષણભરમાં ક્યાંનું ક્યાં ચાલી ગયું તેની તેને ખબર પણ ન પડી. એને લાગ્યું કે એણે એનો પુરાણો અધિકાર પુનઃપ્રાપ્ત કરી લીધો છે. અને એથી જ એણે પહેલો પ્રશ્ન એ પૂછ્યો – આગ્રાથી આવી રહ્યા છો ? તો હજુ સુધી તમે કંઈ ખાધું પણ નથી ?"

સતીશે કહ્યું :–"ખાઈ લઈશ. તેં કંઈ ખાધું પીધું છે ? દેખાય છે કે તેં પણ આજે આખા દિવસમાં કંઈ ખાધું નથી—કેમ ?"

કમલિનીએ એનો કંઈપણ જવાબ ન આપ્યો. બન્ને જણ કંઈકવાર સુધી મૌન જ રહ્યા. એ પછી એકાએક વગર પૂછે જ સતીશે પોતાની વિતક-કથાનું વર્ણન કરવા માંડયું. નનામા પત્રની વાત, લાંબી મુસાફરીનું વર્ણન, આગ્રામાં ક્ષિતીશ સાથે થયેલી આકસ્મિક મુલાકાત અને તેના મુખથી સાંભળેલી બધી હકીકત એ બધું એણે વિગતવાર કહી બતાવ્યું. એક પણ વાત છૂપાવી નહિ. એણે સ્પષ્ટ કહી દીધું કે એ નનામા પત્રમાં તારા સંબંધમાં જે ખરાબ વાતો લખી હતી એના પર મને વિશ્વાસ નહોતો આવ્યો તો પણ મારા મનમાં શંકા તો જરૂર જ જન્મી હતી; પણ ક્ષિતીશે જ્યારે ભારપૂર્વક જણાવ્યું કે એ પોતાની માતાના ચરિત્રને જેવું નિર્મળ અને નિષ્કલંક સમજે છે, તેવું જ તારા ચરિત્રને પણ ગણે છે. એની આ વાતે, એના નેત્રોની નિઃસંકોચ દ્રષ્ટિએ અને એના સ્વરની દ્રઢતાએ મળીને તારા ઉપરની મારી શંકાને નિર્મૂળ બનાવી દીધી. મારી દ્રઢ માનતા છે કે જેના વિષયમાં રત્તીભર પણ શંકા હોય, તેના ચરિત્રની સાથે કોઈપણ પોતાની માતાના ચરિત્રની તુલના કરી શકે નહિ. અને આથી જ હું તને પવિત્ર સતી સાધ્વી સ્ત્રી માની તારો સ્વીકાર કરું છું.

કમલિનીએ કહ્યું: — "તો તમે મારા પર વિશ્વાસ કરો છો ને?"

સતીશે જવાબ આપ્યો - "હા, જરૂર."

"પ્રથમની જેમ જ."

"હા"

કમલિનીએ પ્રણામ કરીને સતીશની ચરણરજ પોતાના શિર પર ચઢાવી. આ સમયે એની આંખમાંથી આંસુઓની ધારા વહેવા માંડી અને તેણે સતીશના પગોને પણ ભીંજવી દીધી. ક્ષણવાર પછી પોતાની જાતને સંભાળીને આંસુઓ લૂછી એ બોલી: - "આપ મારા પર અવિશ્વાસ કરતાં નથી તે જાણી મને ઘણી જ ખૂશી થઈ છે. મારે આટલુંય બસ થશે. હવે જો હું મરી જાઉં તો પણ મને દુ:ખ ન થશે. હું મારી જાતને મહાસંતોષી માનીશ."

સતીશે કહ્યું: - "જવા દે એ વાતોને, ચાલો ઘેર જઈએ."

કમલિનીનું કલેજું કંપી ઊઠયું. એની છાતી ધબકારા મારવા લાગી. એ બોલી: - "ક્યાં ઘેર? - ઘરમાં મા મને જગ્યા આપશે?"

સતીશે કહ્યું: - "મને જો ઘરમાં જગ્યા આપશે તો તેણે તને પણ આપવી પડશે. ઠીક, મેં સાંભળ્યું હતું કે તું માની માંદગીના સમાચાર સાંભળી એની પાસે ગઈ હતી. ત્યાં શું થયું?"

કમલિનીએ એનો કોઈ ઉત્તર ન આપ્યો. એની આંખમાં આંસુ ભરાઈ આવ્યા, જે સતીશે ચાંદનીના પ્રકાશમાં સ્પષ્ટ રૂપમાં જોઈ લીધા.

સતીશે કહ્યું: - "રહેવા દે, હું સમજી ગયો છું. તેણે તારા હાથની સેવા નહી સ્વીકારી એજ ને! ઠીક, હવે એ બધું બરાબર થઈ જશે. મૂળ વાત એ છે કે પાડાપાડોશની સ્ત્રીઓની ઉશ્કેરણીને લઈ-ને જ માનો સ્વભાવ બદલાઈ ગયો છે. એ લોકોની ભંભેરણીને લઈને જ મારી મા મારા બીજાં લગ્ન માટેની તૈયારીઓ કરી રહી હતી,

તું જરા પણ ગભરાઈશ નહિ, કંઈપણ ચિન્તા ન કર, હું બધું બરાબર કહી દઈશ. ચાલ હવે ઘેર જઈએ. ચાલી શકશે ને?"

કમલિનીએ મુખથી તો કહી દીધું કે ચાલી શકીશ; પરન્તુ જ્યારે એ ગામની દિશાએ ચાલવા લાગી ત્યારે દરેક પગલે સતીશને એ અનુભવ થવા લાગ્યો કે એનાથી હવે આગળ ચાલી શકાશે નહિ. આટલી રાત્રિના કમલિની જગદીશપુરને રસ્તે ચાલી રહી હતી એથી સતીશે સારી રીતે જાણી લીધું કે બાપના ઘરમાં એને આશ્રય મળ્યો નથી. સતીશે એકવાર એમ પણ વિચાર્યું કે એ બન્ને જણુ સીધા જ લખનઉ ચાલ્યા જાય. પરન્તુ આટલી મોડી રાતના પશ્ચિમ જનારી કોઈપણ ગાડી બેલતલી સ્ટેશન પર ઊભી રહેતી નહોતી. એટલે ન છૂટકે બન્ને જણુ પડતાં – આખડતાં જગદીશપુર તરફ જ જવા લાગ્યા.

ધતુરાથી ભરેલાં ઝાડના જંગલમાં તારા ચમકતાં અને પાછા છૂપાઈ જતાં. જાણે સંતાકૂકડીની રમત ન રમી રહ્યા હોય! કંસારી-ઓ અને તમરાઓનો ઝીણો – ઝીણો અવાજ પણ ચાલુ હતો. હવામાં બોરસલીનાં ફૂલોની મહેક ભરી હતી અને એ હવા મનને મસ્ત બનાવી દૂર સુધી ફેલાતી હતી. આવા સમયે ચાંદની રાતમાં આંસુઓથી ભીંજાયલા, નિષ્કલંક અને નિઃસંકોચ બન્ને પ્રાણી સડક પર બેધડક ચાલી રહ્યા હતા. કમલિનીને આ સમયે પોતાના લગ્નની રાત યાદ આવી ગઈ. એ દિવસે પણ આવી જ ચાંદની ખિલેલી હતી. એ દિવસ પણ આવી જ ખૂશીનો હતો. એ દિવસે પણ આખા દિવસના ઉપવાસ પછી આવી જ રીતે શરીર હલકું થયેલું જણાતું હતું. આવી જ આશંકાની સાથે આશાનો આનંદ હૃદયમાં ભરેલો હતો.

સતીશના મનમાં પણ આજ વિચાર આવી રહ્યો હતો. એણે કહ્યું: – "કમલિની, આજે તારે પણ ઉપવાસ છે અને મારે પણ. લગ્નનો દિવસ યાદ આવે છે ને! એ દિવસે પણ આપણે બન્નેએ

અન્ન–જળ વગર સારો ય દિવસ વિતાવ્યો હતો. આજે આપણું ફરીથી નવું લગ્ન છે."

કમલિનીએ હસીને કહ્યું :–"હા, મારો પણ આજે નવો જન્મ જ થયો છે."

એકાએક દૂર કોઈના ગીતનો સ્વર સંભળાયો. કોઈ મોટા સાદે ગાઈ રહ્યું હતું:–

"ઓ હે દીનબંધુ હરિ!
એકવાર દેખાદાઓ રાંગાચરન દુઈખાની."

અર્થાત્–હે દીનબંધું હરિ! એકવાર મને તમારા બે રંગીન ચરણોના દર્શન કરવા દો!

કોઈ બળદગાડી મળવાની આશાથી સતીશ અને કમલિની બન્ને ઊભા રહ્યા. જ્યારે એ માણસ પાસે આવ્યો ત્યારે સતીશે એને કહ્યું:–"કેમ ભાઈ ચૌધરી, આ બાજુ તમે કોઈ બળદગાડીને રસ્તામાં આવતાં જોઈ છે?"

એ માણસ ગાવાની ધૂનમાં એવો તો મસ્ત થઈ ગયો હતો કે એક વાર માત્ર "ના" કહીને ચિડાઈને ફરીથી ગાતાં ગાતાં ચાલી ગયો.

સતીશે કમલિનીને કહ્યું;–"જુવે છે, ગાવામાં કેવો પાગલ બની ગયો છે!"

કમલિનીએ હસીને કહ્યું:–"આવી ચાંદની રાતમાં ગાવાની ધૂન ચઢે એમાં કોઇ આશ્ચર્ય નથી!"

સતીશે કહ્યું:–"કેવી ધૂને ચઢ્યો છે. બસ ગમે તેમ રાગ કાઢી ગાવાનું જ સમજે છે!"

કમલિનીને રાગ વિગેરેની સમજ નહોતી તો પણ સતીશે પકડેલી ભૂલ જોઇ એ હસી પડી.

સતીશે વિચાર્યું, આગળ ચાલું કે અહીં જ ઊભો રહી ગાડી આવવાની રાહ જોઉં ? પરન્તુ એ કંઈ પણ નક્કી કરી શક્યો નહિ. એટલામાં કમલિની બોલી ઊઠી:–"સાંભળો, ફરીથી કોઈ ગાતું ગાતું આવી રહ્યું છે." પરન્તુ હવે તો ગળાંના અવાજની સાથે ગાડીના પૈંડાઓનો અવાજ પણ સ્પષ્ટ રૂપથી સંભળાવા લાગ્યો.

સતીશે કાન માંડી સાંભળ્યું, સાચે જ કોઇ ગાડી આવી રહી છે. ગાડીવાન ગાઈ રહ્યો હતોઃ–

જાઓ હે, જાઓ હે ઓ કાલા ચાંદ !
તુમિ આર એસના આમાર બાડી
એબાર એલે આમાર બાડી
દેબ તોમાય ખ્યાંબાર વાડી

અર્થાત્–હે કાળાં કૃષ્ણ તમે જાઓ, મારે ઘેર આવશો નહિ. આમ છતાંપણ આ વખતે તમે મારે ઘેર આવશો તો તમારું અપમાન થશે.

વીસમીસદીના રસિયાની આવી અભ્યર્થના સાંભળી સતીશ રડે કે હશે તે કંઇપણ નક્કી કરી શકયો નહિ. એટલામાં બળદગાડી વળાંક લઈને એની પાસે આવી. આ સમયે ગાડીવાળો ગાઈ રહ્યો હતોઃ–

બાઇરે તોમાર લંબા કોંચા
ધરે તે ચડે ન ટાંડી
(તોમાર) ખેતે માંખ્તે તેલ જોટેના
ક્યા — રા — સ્નિને
બાગાઓ તે ડિ......ઈ......ઇ......

અર્થાત્ – "બહાર છેલછબીલા થઇને ફરો છો, પરન્તુ ઘરમાં તો અન્ન પણ નથી. માથું ચોળવાને તેમજ ખાવાને માટે તેલ પણ નથી બાળવાને માટે કેરોસીન પણ નથી; છતાંય વાંકી સેંથી પાડી ફરો છો !

તાનસેનના એ ઓરમાન ભાઈને રોકીને, બહુ જ વિનય-પ્રાર્થના કર્યા બાદ અન્તમાં એક રૂપીઓ ભાડું ઠેરવીને સતીશ કમલિનીની સાથે ગાડીની અંદર જઈ બેઠો. રસ્તામાં ધીસૂ હલવાઈની દુકાને થોડીવાર ગાડી ઊભી રાખવાનું કહીને સતીશે તેને ચાલવાની આજ્ઞા આપી.

ગાડીવાળાએ 'બહુ સારું" કહી પોતાની ખાસ ભાષામાં બળદને બેચાર શબ્દો સંભળાવી તેનું પૂંછડું આમળી જગદીશપુરની દિશામાં ગાડી હાંકી મૂકી.

# ૩૦

વગર વાંકે જ વારંવાર અપમાન સહી – સહીને હરેન્દ્રનું મન ઘણાં દિવસથી બળવો જગાવવા માટે તત્પર બની ગયું હતું. કિન્તુ આજે એના પિતાએ બધા લોકોની સામે જ એનું જે અપમાન કર્યું, તેથી તો હદ થઈ ગઈ. એના સારાય શરીરમાં ક્રોધાગ્નિ ભભૂકી ઉઠ્યો, એની નસે નસમાં ક્રોધ – અપમાનની જ્વાળા ફેલાઈ ગઈ, એના રોમે – રોમમાંથી ચિનગારીઓ નીકળવા લાગી. કિન્તુ ચિરકાળથી ચાલતાં આવેલાં સંસ્કારને લઇને એ પિતાની સામે કંઇ પણ બોલી શકયો નહિ. એટલું જ નહિ પરન્તુ એનો ઉત્તર સરખો પણ આપી શકયો નહિ. હોઠથી હોઠ દબાવીને ક્રોધથી કંપતો કંપતો તે ત્યાંથી ચાલી ગયો. અત્યાર સુધી એ અવિચાર, અપમાન સહન કરતો આવ્યો હતો; પરન્તુ હવે એનાથી એ સહી શકાયું નહિ. એનો સારોય આવેગ, વજ્રની જેમ કોઇના ઉપર પડીને, કંઇ તોડી – ફોડી નષ્ટ કરી નાંખવા માટે એને પાગલ બનાવી રહ્યો હતો. એટલે જ્યારે બધાનો ક્રોધ અને ગુસ્સો કમલિની ઉપર ગયો ત્યારે પોતાની જાતને એક મહાપાપમાંથી બચાવવાને માટે કંઈ પણ વિચાર્યા વિના જ, હવાઈની જેમ જ તેજીની સાથે એ ત્યાંથી નીકળી નાસી ગયો. આ

દરમ્યાન ચાલતાં ચાલતાં તેને એકાએક જ શશી મુકરજી યાદ આવી ગયો. એ જુઠું બોલનારો શયતાન સારા અનર્થની જડ છે! ગુસ્સામાં ને ગુસ્સામાં હરેન્દ્ર એની ખબર લેવા માટે પોતાના ઘરની કચેરીની તરફ ત્વરાથી દોડ્યો. ત્યાં જઈ સાંભળ્યું તો શશી તબીયત ઠીક ન હોવાનું કારણ બતાવી રજા લઈ ઘેર ચાલી ગયો છે. એની સાથે સાથે એક નોકરે હરેન્દ્રને એ પણ સમજાવી દીધું કે તબીયતનું તો બહાનું છે. આજે રાત્રિની ગાડીમાં મેજીસ્ટ્રેટ સાહેબ કાલીગ્રામ આવવાના છે. એટલે બધા જમીનદારના નોકરોને આજે કંઈક વધુ મહેનત અને દોડધામ કરવી પડશે, પરન્તુ શશી તો આખા હાડકાંનો એટલે સદા મહેનતથી વેગળો રહે છે. પારકાં ઉપર હુકમ ચલાવવાનું, બીજાંની પાસેથી કામ લેવામાં એ એક્કો છે. પરન્તુ કામની વખતે એનો પત્તો લાગતો નથી. એટલે એ આજે પહેલાંથી જ તબીયત ખરાબ હોવાનુ બહાનું કાઢી છ પાંચ ગણી ગયો છે."

આ વાત પૂરી સાંભળ્યા વગર જ હરેન્દ્ર ત્યાંથી શશીના ઘર તરફ ચાલી ગયો. ત્યાં જઇને એણે બે – ત્રણ વાર શશીને બૂમ મારી. એક બારી કે જેના ઉપર ફૂલની વેલ ખિલેલી હતી તે જરા ખુલીને પાછી તરત જ બંધ થઈ ગઈ. કોઇએ ઉત્તર ન આપ્યો પરન્તુ હરેન્દ્રે પાવડીઓનો સ્પષ્ટ અવાજ અંદર સાંભળ્યો. એ સમજી ગયો કે શશી આ સમયે ઘરમાં જ છે. એણે ફરીથી બૂમ મારી – "અરે શશી, ઘરમાં તો છે ને? જાગતો કેમ સૂઈ રહ્યો છે?" બહુ જ બૂમ અને ચીસ પાડચા બાદ એક નાગો છોકરો કેરીનો ટુકડો ચુસતો બહાર નીકળ્યો.

હરેન્દ્રે પૂછ્યું: – "અરે પટલા, તારો બાપ ક્યાં છે?"

છોકરાએ કેરીના ટુકડા તરફ નજર રાખી ધીર ધીરે શાન્ત ભાવથી કહ્યું: – "બપ્પા! એં? બપ્પા? – બપ્પા – ઘેર...ના...ના... ક્યાંક ગયા છે."

"કેમ રે સુવર જુઠું બોલવાનું અત્યારથી જ શીખી લીધું કે શું!" કહીને હરેન્દ્ર જેવો એના કાન આમળવા આગળ વધ્યો કે તરત જ છોકરો ચપળતા પૂર્વક અંદર ઘૂસી ગયો અને અંદરથી દરવાજો બંધ કરી લીધો.

હરેન્દ્રે દરવાજામાં એક લાત મારી કહ્યું: – "ક્યાં સુધી છૂપાઈ રહેશે. બચ્ચા?"

કહીને હરેન્દ્ર થોડેક દૂર જઈ એક આંબાના ઝાડ નીચે ઘણાં સમય સુધી ઊભો રહ્યો. એ પછી બેસી ગયો. આમ એ લાંબા સમય સુધી બેસી રહ્યો. ઝાડનો છાંયો માથા ઉપરથી પૂર્વની તરફ ખસી ગયો. સૂર્ય અસ્ત થઈ ગયો; તો પણ શશીને ઘરમાંથી ન નીકળતાં જોઈને હરેન્દ્ર ખિજવાઈ ઊભો થઈ ગયો. હરેન્દ્ર જ્યારે તિરમુહાનીની પાસે પહોંચ્યો, ત્યારે એને જરા હોશ આવી. ક્રોધ ઊતરતાં ભૂખે જોર પકડ્યું એટલે એ પાછો ઊભો રહી ગયો. વિચારવા લાગ્યો, સીધો સ્ટેશન પર જઈને ગાડીમા બેસી જાઉં કે પછી પહેલાં બજારમાં જઈને કંઈક ખાવાની વ્યવસ્થા કરું? આ વિચારનો નિર્ણય કરવાને માટે હરેન્દ્ર પોતાનું પાકીટ ઊઘાડી રહ્યો હતો ત્યાં કોઈએ પાછળથી બૂમ પાડી: – "હરેન્દ્ર દાદા!"

હરેન્દ્ર ચોંકી પડ્યો, પાછળ ફરીને જોયું તો અરુણ આવી રહ્યો છે.

હરેન્દ્રે કહ્યું: – "કેમ અરુણ?"

અરુણે કહ્યું: – "હરેન્દ્ર દાદા તમે બહેનને આ બાજુ ક્યાંક જોઈ છે? એને હું શોધી રહ્યો છું."

"કેમ, શું એ ઘરમાં નથી?"

અરુણે ઉતરેલાં મુખે કહ્યું: – "ના, ઘરમાં તો નથી. બાપુએ એને ઘરમાંથી કાઢી મૂકી છે. અમને શોધવા પણ ન જવા દીધાં.

જ્યારે તેઓ ઘરમાંથી ગયાં ત્યારે જ હું તેની શોધમાં નીકળી શક્યો છું. પરન્તુ એ તો ક્યાંય નથી. જતી વખતે બાપૂએ બહેનને કહ્યું હતુંઃ – "ચુલ્હામાં જા!" બહેન કોઈની પણ સખ્ત વાત સહન કરી શકતી નથી. એણે શું સાચે જ —

અરુણથી આગળ બોલી શકાયું નહિ. એની આંખોમાં પાણી આવી ગયાં. ગળું રૂંધાઈ ગયું. એણે પોતાનું મુખ ફેરવી લીધું.

હરેન્દ્ર રસ્તાની વચમાં જ જમીન પર બેસી ગયો. એની સમજમાં કંઈ પણ ન આવ્યું. તે માત્ર એટલું જ જાણી શક્યો કે કમલિની એના પિતાને ઘેર નથી.

થોડાંક સમય સુધી સ્તબ્ધ બનીને ઊભા રહ્યા બાદ અરુણે કહ્યુંઃ – "બહેન મહોલ્લામાંના કોઈને ત્યાં જાય એવો સંભવ નથી અને એથી મેં કોઈને ત્યાં જઈને એની તપાસ કરી નથી. હા, બગીચામાં, કાલિકાના મન્દિરમાં, ગામ બહારના ઝાડ – જંગલ વિગેરે બધી જગ્યાએ હું તપાસ કરી આવ્યો છું. પણ એ ક્યાંય નથી."

હરેન્દ્રે કહ્યુંઃ – "જોયુંને, વગર વાંકે કેવી સજા કરવામાં આવી!"

આટલું બોલીને એ ફરી પાછો ચિન્તાના અગાધ જળમાં ડૂબી ગયો. બેએક મિનિટ બાદ એ બોલી ઊઠ્યોઃ – "સ્ટેશનની તરફ તો નથી ગઈને? ચાલ, જરા તે તરફ શોધ કરીએ."

અરુણે કહ્યુંઃ – "સ્ટેશન તરફ તો બાપૂ હાલમાં જ ગયા છે, એટલે હું નહિ આવું. મને જોશે તો પાછા ક્રોધે ભરાશે."

હરેન્દ્રે પૂછ્યુંઃ – "કેમ? સ્ટેશને શા માટે ગયા છે?"

"સ્ટેશન પર તો નથી ગયા. પરન્તુ રેલ્વે લાઈનની પેલી તરફ કોઈ યજમાન આખર સ્થિતિમાં છે. એને કંઈક દાન – પુણ્યનો સંકલ્પ કરાવવાનો છે. એ માટે એક જણ આવીને લઈ ગયો છે. હું તો તે તરફ આવાશ નહિ. તમે પણ તે બાજુએ —

આટલું બોલીને અરુણ અટકી ગયો.

હરેન્દ્રે મુખ મચકોડીને વિચારીને કહ્યું:—"મારે માટે ચિન્તા કરવાની જરૂર નથી. તું ચાલ. એઓ ત્યાં કંઈ થોડાં જ ઊભા રહેવાના છે! તારે શા માટે ગભરાવું જોઈએ?"

અરુણના બન્ને પગ આપોઆપ જ હરેન્દ્રની પાછળ પાછળ ઉપડવા લાગ્યા. કંઈક દૂર ગયા પછી હરેન્દ્રને ઉદ્દેશીને તે બોલ્યોઃ— "હરેન્દ્ર દાદા, માલમ પડે છે કે તમે હજુ સુધી કંઈ ખાધું પણ નથી."

હરેન્દ્રે કહ્યું:—"ના. તેં, તમે લોકોએ કંઈ ખાધું—પીધું છે ખરું?"

અરુણે કહ્યું:—"ઊંહૂં, અમારામાંના કોઈએ કંઈ પણ ખાધું નથી."

"ઠીક ચાલ, બજારમાંથી કંઈ લઈ ખાઈ લેજે. આજે બજારનો દિવસ પણ છે. ફળ પણ મળશે, ખાવાનું પણ તાજું મળશે." હરેન્દ્રે કહ્યું.

"અને તમે?"

"સ્ટેશને જઈ આવ્યા પછી વાત."

આટલું કહીને બન્ને જણ સ્ટેશનની તરફ ચાલવા લાગ્યા. રસ્તામાં જ્યારે તેઓ બજારની પાસે આવ્યા ત્યારે સાંજ પડી ગઈ હતી. એક જગ્યાએ કેટલાક માણસો તાડી પી ખૂબ જોરથી ઢોલક વગાડી રહ્યા હતા. એમાંનો એક માણસ નાચનારીઓની જેમ વસ્ત્રો પહેરી, દાઢી–મૂછ ઢાંકી મટક–મટક કરતો ગાઈ રહ્યો હતો.

આ લોકોની ભીડ જોઈને હરેન્દ્રે અરુણને ત્યાં ઊભો રહેતો અટકાવ્યો. તાડીની વાસ નાકમાં જવાથી બન્ને જણા નાક આગળ

કપડું રાખી વારંવાર થુંકતાં થુંકતાં આગળ વધવા લાગ્યા. વચમાં વચમાં મેજીસ્ટ્રેટ સાહેબના શુભાગમનના ઉપલક્ષમાં નારિયેળના તથા કેળના પાંદડાઓથી રસ્તો શણગારવામાં આવતો હતો. ઠેકાણે ઠેકાણે થાંભલાઓ રોપી બત્તીને માટે પણ વ્યવસ્થા કરવામાં આવી હતી. હરેન્દ્રનું ધ્યાન આ બધા ઠાઠ – માઠ તરફ જરાય નહોતું. એ અરુણને ખવડાવવા માટેના વિચારથી તાજાં ફળોની શોધમાં બન્ને આંખો ફાડીને આમતેમ જોતો જઈ રહ્યો હતો.

થોડેક આગળ જતાં એક જગ્યા પર વળી પાછી ભીડ જણાઈ. અહીં ટોળું મોટું હતું અને અવાજ પણ વધુ હતો. આજે બજારમાં એકાએક આટલી મોટી ભીડ શા માટે જામી છે તે જાણવાને માટે બાળક અરુણ ફરી પાછો ભીડની અંદર ઘૂસી ગયો. એની પાછળ પાછળ હરેન્દ્ર પણ ઘૂસ્યો. કિન્તુ અંદર ઘૂસીને કંઈક દૂર જતાં હરેન્દ્રે જોયું તો એક સ્ત્રી માથા પર પાટો બાંધીને રડતી – ચીસો પાડીને કોઈને ગાળો દઈ રહી હતી.

“ચાલ અરુણ, એમાં શું જોવાનું છે ?” કહીને હરેન્દ્ર અરુણને પકડીને બહાર કાઢતો હતો એટલામાં એ ટોળામાંથી જ કોઈનો ઘાંટો સંભળાયો – “ખબરદાર ચોકીદાર ! નીચ વર્ણનો હોવા છતાં બ્રાહ્મણને હાથ લગાવે છે. ખબરદાર, જો અડકયો તો ! શું તું એમ જાણે છે કે તારે મર્યા પછી યમરાજની સામે ન આવવું પડશે ? બ્રાહ્મણના દેહ પર હાથ ઉગામે છે ! તને શ્રાપનો પણ ભય નથી ? ખબરદાર !”

હરેન્દ્રને આ અવાજ ઓળખીતો હોય એમ લાગ્યું. એણે આગળ વધીને જોયું, તો એ માણસ બીજો કોઈ જ નહિ. પરન્તુ સારાય ઝઘડાનું મૂળ, એના બાપનો નોકર શશી મુકરજી જ હતો ! શશીનો અવાજ સાંભળતાં જ જે સ્ત્રી માથાપર પાટો બાંધીને રડતી રડતી બૂમો તેમ જ ગાળો દઈ રહી હતી, તે એકદમ ઊઠીને ઊભી

થઈ ગઈ અને નાગણ જેવી રીતે ફેણ ફેલાવી ડંખવા દોડે તેમ એ કમરમાં હાથ રાખી ફુંફાડા મારતી શશીના મુખ પાસે બીજો હાથ લંબાવી બૂમ પાડી – પાડીને કહેવા લાગી: – "વાહ આ તે બ્રાહ્મણ છે! એના શ્રાપના ડરથી દુનિયા પણ કંપી ઉઠવાની – અરે વાહ!

શાંપે બામૂન શાંપે
આમાર નખેર કૂનિ કાંપે
આમાર ભૂરૂર રોમાં કાંપે

અર્થાત્ – બ્રાહ્મણના શાપથી મારા રોમેરોમ કંપે છે.

"બાંધી લે ચોકીદાર, બાંધી લે આ હરામજાદા ને! એણે આ સ્ત્રીનું ખૂન કરી નાંખ્યું છે! તેં જોયું નહિ?"

"ખૂન" નું નામ સાંભળતાં જ ભીડને દૂર હટાવી વાઘની જેમ ત્રાપ મારીને હરેન્દ્રે શશીની ગરદન પકડી લીધી.

ગરદન પકડીને હરેન્દ્રે જોરથી એક ધક્કો લગાવવાનો વિચાર કર્યો પરન્તુ એને એકદમ નિર્જીવ અને પાંદડાની જેવો હલકો જોઈને તેનો અર્ધો ક્રોધ ઓછો થઇ ગયો. ભીડમાં એક આછો ગણગણાટ વ્યાપી ગયો – "છોટા બાબૂ! છોટા બાબૂ આવ્યા છે!"

ચોકીદારે હજુ સુધી ગુન્હેગારને પકડેલો ન હોવાથી એણે ખિજાઈને શશીને હચમચાવતાં કહ્યું: – "તમે લોકો આટલા બધા હોવા છતાં પણ આ મુડદાંને હજુ સુધી પકડી શકતાં નથી? લો હું પકડી રાખું છું, બાંધી લો એને!"

જે લોકો મેજીસ્ટ્રેટ સાહેબના સ્વાગત માટે રસ્તાઓ પર શણગાર કરવા આવેલા હતા તેઓ પણ અવાજ ગરબડ સાંભળીને અહીં દોડી આવ્યા. એમના હાથમાં રસીના કેટલાક ટુકડા હતા. એમાંના એક માણસે રસી આગળ ધરી. ચોકીદારે છોટા બાબૂને જોયા એટલે તેને હિંમત આવી ગઈ. એણે ખૂબ કસીને શશીને બાંધી લીધો.

હરેન્દ્રે શશીને ચોકીદારના હાથમાં સુપ્રદ કરી દીધો. હવે એ પાછળ ફરી અરુણને કંઈક કહેવા માટે આમતેમ જોવા લાગ્યો આ સમયે શશીએ મોઢું ચઢાવી અસ્પષ્ટ સ્વરમાં કહ્યું: – “વાહ! રૂઆબ તો જુઓ! બાપે ઘરમાંથી કાઢી ન મૂક્યો હોત તો જમીન પર પણ દીકરાના પગ ન પડત!”

શશીના આ શબ્દો હરેન્દ્રના કાન સુધી પણ પહોંચવા પામ્યા નહિ, એટલામાં તો માથા પર પાટો બાંધેલી એક આધેડ વયની સ્ત્રી હાથ જોડીને હરેન્દ્રના પગ પાસે બેસીને કહેવા લાગી: – “બચાવો, છોટા બાબૂ, બચાવો આ બેશરમ પાજી બ્રાહ્મણે મારી બહેનનું ખૂન કરી નાંખ્યું છે! હું વચમાં પડી તો મારું પણ માથું ફોડી નાંખ્યું! આ જુવો આપ માલિક છો, જમીનદાર છો! હું તમારી આગળ ફરીયાદ કરું છું. ઈન્સાફ કરો!”

હરેન્દ્રે કહ્યું: – “ખૂન કરી નાંખ્યું છે? – તારી બહેનનું? એની લાશ કયાં છે?”

“ત્યાં છે બાબૂ સાહેબ પેલી ઓરડીમાં જરા જઈને જુઓ તો ખરા કે આ ખૂનીએ કેવો ગજબ કરી નાંખ્યો છે!” આમ કહીને એ સ્ત્રી આગળ જવા લાગી.

હરેન્દ્રે એ સ્ત્રીની પાછળ પાછળ જતાં અરુણને કહ્યું: – “પોલીસમાં લાશની તપાસ થાય તે પહેલાં તું જરા દોડીને ડૉકટર બાબૂને ખબર આપી આવ કે જેથી તેઓ એની એકવાર તપાસ કરી લે.”

અરુણની પણ આજ ઈચ્છા હતી. લાશ જોવાની તેની જરા પણ મરજી નહોતી. કારણ, એ ભૂતથી બહુ જ ડરતો હતો. હરેન્દ્રની આ વાત સાંભળીને એના જીવમાં જીવ આવ્યો એ ત્યાંથી એકદમ દોડીને ગામ તરફ નાસી ગયો.

## ૩૧

જે આધેડ સ્ત્રી લાશ બતાવવાને માટે હરેન્દ્રને લઈ ગઈ હતી તે હતી માતીની બહેન કાતી, અર્થાત્ માતંગિનીની બહેન કાત્યાયની. આ માતંગિનીની સાથે ઘનિષ્ટતા યા અવૈધ સમ્બન્ધ હોવાને લઇને જ હરનાથ મૈત્રે એક દિવસે શશી મુકરજીને સમાજથી બહિષ્કૃત કરવા પ્રયત્ન કર્યો હતો. હરનાથના આ પ્રયત્નોનું પરિણામ એ આવ્યું કે શશી મુકરજીની પ્રણયિની કૈવર્ત - કન્યા માતંગિનીને ગામ છોડીને ગામથી દૂર વસ્તીના છેડા ઉપર જઈ રહેવાનો વખત આવ્યો.

જમીનદારના સખ્ત હુકમને લીધે માતંગિનીને જ્યારે બીજા ઘરમાં, ગામની બહાર, જઈને રહેવાનો પ્રસંગ આવ્યો, ત્યારે એની સાથે એની બહેન કાત્યાયનીની મોદીની દૂકાન પણ જૂની જગ્યા છોડી ત્યાં ચાલી ગઈ. કાત્યાયનીને એનાથી લાભ થયો. આસપાસના ત્રણ - ચાર ગામના માણસ તેના ખરીદદાર બની ગયા. એ સિવાય એ સ્ટેશનના રસ્તા પર હોવાથી નાના મોટા બધાં લોકો એની દૂકાને આવતાં અને જરૂરની ચીજો લગભગ બેવડી કિંમત આપીને

પણ ખરીદતાં. એને લઈને કાત્યાયનીની આવક પહેલાં કરતાં પણ વધી ગઈ. પરન્તુ એનો સારોય યશ શશી પોતાની કાર્યકુશળતાને આપવા લાગ્યો. એ કહેતો કે એને લઇને જ કાત્યાયનીની દૂકાન આ જગ્યાએ આવી છે. સીધી સાદી ગામડાની આ બે સ્ત્રીઓ એની આ વાતનો પ્રતિવાદ કરતી નહોતી; અને ધીરે-ધીરે તો તેમનામાં પણ એવો વિશ્વાસ આવ્યો કે શશીને લઈને જ આ બધું થયું છે નહિ તો આવી મોખરાની જગ્યાએ દૂકાન થાય એ સર્વથા અસંભવ જ હતું.

એ જગ્યા શશીને માટે કંઇક દૂર તો હતી જ, તોપણ એનું આવવું-જવું બંધ ન થયું.

માતંગિની હતી ભકત યા ઉપાસક અને શશી હતો એનો ઇષ્ટદેવ. પોતાના ઇષ્ટદેવનો સારોય ઉપદ્રવ સહીને પણ એની સેવા કરવી એ કર્તાભજા (આ એક પંથ છે. માત્ર બંગાળામાં જ આ પંથના લોકો મળી આવે છે.) સંપ્રદાયના મર્મની વાત છે. કિન્તુ ધર્મની આ સુસ્પષ્ટ આજ્ઞામાં રહેવા છતાં પણ કેટલાક દિવસોથી માતંગિનીનો ભાવ કંઇક બદલાઈ ગયો હતો. એ પહેલાંની રીતે હવે શશીની સેવા કરતી નહોતી. કિન્તુ એને માટે માતંગિનીને વિશેષ દોષ દઈ શકાય નહિ. કેટલાક મહિના પહેલાં માતંગિની પોતાની કલકત્તા પ્રવાસિની મરણાસન્ન માસીનો તાર મળતાં જ તેની સેવા કરવાને માટે કલકત્તા ગઈ હતી. કાત્યાયની દૂકાનને લઈને ત્યાં જઈ શકી નહોતી. ત્યાં માતંગિની ચૂડામણિ-યોગમાં સ્નાન કરીને અને માસીને સ્વર્ગમાં મોકલીને ઉત્તરાધિકાર-સત્રથી માસોના કેટલાક સોના અને ચાંદીના ઘરેણાં, સાત-આઠ ગીની અને સો દોઢસો રૂપીઆ વિગેરેની પોટલી બાંધીને પોતાને ગામ પાછી ફરી.

ગામમાં આવ્યા પછી જે દિવસે માતંગિનીએ શશીને પોતાને વારસામાં મળેલો આ માલ બતાવ્યો તે જ દિવસથી શશી એને

કેવી રીતે હસ્તગત કરવો તેની પેરવીમાં પડ્યો. આખરે લોભ–લાલચમાં માતંગિનીને લપટાવીને રૂપીઆ વ્યાજે મૂકી તે વધારવાનો લોભ બતાવી શશીએ એ રકમ પોતાના હાથમાં લઇ લીધી. આ રૂપીઆથી શશીએ યોગેન્દ્ર મિત્રના એક દેવાદાર ખેડૂત પાસેથી કેટલાંક વીઘાં જમીન પાણીને મૂલે લઇ લીધી અને તે પોતાને નામે ચઢાવી દીધી. માતંગિનીને એની જરાય ખબર ન પડી. જ્યારે વ્યાજ પાકવાનો વખત થતો ત્યારે માતંગિની તેને માટે તગાદો કરતી. શશી આજ–કાલ કરી તેની વાતને ઉડાવતો. આખરે એનું પરિણામ એ આવ્યું કે માતંગિનીને શશી પરથી વિશ્વાસ ઉઠી ગયો અને તે તેના પ્રત્યે શંકાની નજરથી જોવા લાગી.

આ વિષયમાં શું કરવું તે હવે બન્ને બહેનોની ચર્ચાનો મુખ્ય વિષય થઇ પડ્યો. શશીને સાફ–સાફ સંભળાવી દેવા બન્ને બહેનો નિશ્ચય કરતી પરન્તુ શશીને જોતાં જ તેમનો એ નિશ્ચય ચલિત થઇ જતો અને તેમની હિંમત છૂટી પડતી. શશી જમીનદારનો નોકર ઠર્યો. એક વારમાં જ કલમ ફેરવીને સાચાને જુઠું અને જુઠાંને સાચું કરી શકે. એને ચિડવવાથી લાભ કરતાં હાનિની જ સંભાવના અધિક છે. એ સિવાય કાત્યાયની કહેતી હતી–"માસીની ઇચ્છા હતી એટલે માતંગિનીને તે બધું આપી ગઈ, પરન્તુ માતીના નસીબમાં ભોગવવાનું લખ્યું નહોતું એટલે કેવી રીતે એ ભોગવી શકે? મને તો માસી કંઈ પણ આપી ગઇ નથી. તો પણ આ દુકાન ચલાવી મહેનત મજુરી કરી આનંદથી બે રોટલા ટીપી ખાઉં છું. મારે ઓશિયાળાં તો રહેવું પડતું નથી ને?"

કાત્યાયનીના આ શબ્દોથી માતંગિની વિશેષ ચિડાતી. એનાથી કોઇનો ટાણો સહી શકાતો નહિ. બંને બહેનો વચ્ચે અંદર–અંદર ઝઘડો થતો અને પછી માતંગિની માથું પછાડતી પોતાની કોટડીમાં પૂરાઇ રહેતી. આજે પણ આ વાત પર ઝઘડો કરીને માતંગિની

પોતાની કોટડીમાં ચાલી ગઇ હતી. એટલામાં શશીએ આવીને બારણાને ધક્કો માર્યો. માતંગિનીએ બારણું ઉઘાડયું. શશીને જોતાં જ એ મુખ ફેરવી ફાનસની સામે બેસીને સોપારી કાપવા લાગી.

માતંગિનીનો રંગ શ્યામ હતો. એનું માથું ભારે અને મોટું હતું. માથાના પ્રમાણમાં મોઢું નાનું હતું. શરીરનો રંગ, માથા અને મુખનો ઘાટ વિગેરે મળીને એની આકૃતિ જરા વિચિત્ર લાગતી હતી. અધુરામાં પૂરૂં એ પોતાના કાન અને નાકમાં મોટી લંબગોળ વાળીઓ પહેરતી, ગળામાં તુળસીની કંઠી અને એમાં વળી નાની સાઈઝના સોનાના તાવીજ પણ હતા. હાથમાં લીલા રંગની ચુડીઓ હતી. આ બધો પહેરવેશ તેમ જ એના શરીરની આકૃતિ એના પ્રતિ લોકોનું આકર્ષણ જમાવતી અને એને જોવાની એક પ્રકારની કુતૂહળ વૃત્તિ જન્માવતી હતી.

ઘરનાં સામાનમાં માત્ર એક ખાટલો, એક માટલું, એક હુક્કો ચાર – છ વાસણ, બે – ચાર લુગડાં અને એટલી જ ચોળીઓ અને ભીંત પર ટાંગેલી કેટલીક સસ્તી છબીઓ એટલું જ હતું.

શશી જે સમયે માતંગિનીના ઘરમાં આવ્યો હતો તે સમયે સાંજ પડવાની હતી. હરનાથ મૈત્રના ઘરની પાસેના તળાવના કિનારા પરથી જ્યારથી એ પાછો ફર્યો હતો, ત્યારથી એના મનની એક અસ્વાભાવિક અવસ્થા થઈ રહી હતી. એણે સમજી લીધું હતું કે કમલિની ડૂબી ગઈ છે. એથી એને ખૂશી થવું જોઈતું હતું. કારણ, કમલિની હરનાથની છોકરી હતી અને હરનાથે એને સમાજમાંથી અલગ કરવાનું આન્દોલન ઊભું કર્યું હતું. કમલિનીનું મૃત્યુ શશીના એ અપમાનનો બદલો હતો. માત્ર એને બેચેની એટલા માટે થઈ રહી હતી કે તેને પોતાની પ્રસન્નતા પ્રકટ કરવાને માટે કોઈ બીજો માણસ નજરે પડતો નહોતો. એ બહુ જ વહેલો માતંગિની આગળ પોતાનો

આ આનંદ બતાવવા આવવાનો હતો પરન્તુ યોગેન્દ્ર મિત્રનો બદમાશ છોકરો હરેન્દ્ર દરવાજા પર જ બેસી રહ્યો હતો એટલે અહીં આવતાં આટલું મોડું થઈ ગયું. હરેન્દ્ર ત્યાંથી ચાલ્યો ગયો કે તરત જ શશી સીધો માનાને ઘેર આવ્યો અને ત્યાં પહોંચતાં જ બગલમાં છૂપાવેલી બૉટલ કાઢી તેનો ઉપભોગ કરવા લાગ્યો.

ત્રણ – ચાર પ્યાલી પીવા છતાં પણ જ્યારે નશો નહિ જામ્યો, ત્યારે શશી માતંગિનીને એક પ્યાલી પ્રસાદ આપીને પોતે ગાંજો મસળવા બેઠો. આ સમયે માતંગિનીની તબીયત ખૂશ નહોતી એટલે શશીની નજર ચૂકવી તેણે સારોય પ્રસાદ મોરીમાં પધરાવી દીધો.

આ બાજુ શશીએ ચલમ તૈયાર કરીને એમાં દેવતા મૂકી, કપડું લપેટી, કસ–કસ કરી ત્રણ-ચાર દમ લગાવ્યા. તે બાદ ઓરડીમાં ધુમાડો કાઢી ચલમને નીચે મૂકી એ આપોઆપ જ હસવા લાગ્યો. માતંગિનીએ શશીના તરફ પગથી માથા સુધી એક તીવ્ર દ્રષ્ટિ નાંખી અને પછી બોલી : – "ગાંડાની જેમ હસો છો કેમ ? – ગાંડા તો નથી થઈ ગયાં ને ?"

શશીએ બન્ને આંખો ઉપર ચઢાવીને સારુંય શરીર કંઈક હલાવી કહ્યું: – "ખુશી થવાથી હસવું આવે છે, હસવું આવવાથી ખુશી ઉપજે છે ! એને કહે છે હસી ખુશી !"

માતંગિનીએ કહ્યું: – "હસી-ખુશી તો બહુ જોઉં છું ! હવે મારા રૂપીઆ ક્યારે આપવા છે ? એનું શું થયું છે ?"

શશીએ કહ્યું: – "અરે રૂપીઆની વાત કહે છે ? હું તને એવી ખબર સંભળાવું કે જેની કિંમત જ લાખ રૂપીઆ છે – રૂપીઆ રૂપીઆ શું કરે છે ? – આજે શું થયું છે તે જાણે છે ? – નથી જાણતી ? ઠીક, સાંભળ – પેલી પુરોહિતની છોકરી કમલિની – કમલિની ડૂબી મરી ગઈ છે. કોઈએ પણ જગ્યા ન આપી, સાસુએ પણ નહિ, મા–બાપે

પણ નહિ – પછી જાય ક્યાં ? તળાવમાં ડૂબીને જાન આપી દીધો; હું મારી આંખોથી હાલ જ એ જોઈ ચાલ્યો આવું છું."

જો કે શશીએ કમલિનીને ડુબતા જોઈ નહોતી, તો પણ એણે જોર દઈને કહ્યું; – " હું મારી સગી આંખોથી જોઈ આવ્યો." શશીના જેવા જેઓ પાકા ખેલાડીઓ છે, તેવો પોતાની ચાલ અને બુદ્ધિની ઉપર અથાગ વિશ્વાસ રાખે છે અને પોતાને એક રીતે દિવ્ય – દૃષ્ટિવાળાં ગણે છે. પોતાના ઉપર અવિશ્વાસ કરવાનું તેઓ જાણતા નથી. આ વિષયમાં તો શશી શયતાનનો કાકો હતો. પોતાને મન ફાવતી કલ્પનાને એ કૌશળપૂર્વક અનેકવાર સત્ય બનાવી શક્યો હતો; અને એથી એણે નક્કી કરી રાખ્યું હતું કે જે એ ધારશે તે જ બનશે. એણે સ્પષ્ટ જોયું હતું કે કમલિની મરી ગઈ છે, એકદમ મરી ગઈ છે. એ ડૂબ્યા પછી મરી જ ગઈ હશે, અને એની લાશ પાણીની ઉપર તરતી પણ હશે. અને એથી એણે કહ્યું કે – હું મારી સગી આંખોથી એ જોઈ આવ્યો છું."

માતંગિનીએ આંખો ચઢાવી ક્ષણભર આશ્ચર્યથી જોયાં બાદ કહ્યું: – " શું સાચે જ છોકરી પાણીમાં ડૂબી મરી ગઈ ?"

"હા, ડૂબીને મરી ગઈ. એણે આત્મહત્યા કરી છે – ચૂડેલ બનશે. અને પછી જો તું રૂપિઆનો તગાદો કરશે તો તારી ગરદન મચડી નાંખશે – હું બ્રાહ્મણ છું – મારી વાત કદી પણ ખોટી પડતી નથી."

માતંગિની ચિડાઈ ગઈ. એ બોલી: – " ગરદન મારી મચડશે કે તમારી ? તમે જ તો બ્રાહ્મણની છોકરીનું નામ નાહકનું બગાડી તેના પર કલંક લગાવી આ અનર્થ કરાવ્યો છે ! રામ રામ ! બિચારીનો જીવ નકામો જ ગયો. સ્ત્રી હતી અને તે પણ બ્રાહ્મણની – છીઃ !"

શશીએ એક તીક્ષ્ણ કટાક્ષ છોડી કહ્યું: – " માતી ! તું નશામાં છે કે ?"

માતંગિનીએ છણકો કરીને કહ્યું: – " નશામાં તો એ છે કે જે બાટલી પર બાટલી ઢીંચે છે. તમારી શરાબ તો આ મોરીમાં પડી છે. ખાતરી કરવી હોય તો સૂંઘીને જોઈ લો. છી–છી ! ભગવાન આટલો જુલ્મ સહી શકશે. "

શશી માતંગિનીના આ શબ્દોથી ઉશ્કેરાટ અનુભવી રહ્યો હતો. એણે નશાથી લાલઘૂમ બનેલી આંખોને વિકટ રૂપથી નચાવીને વિદ્રુપ સ્વરમાં કહ્યું: – " બ્રાહ્મણ છું ! પુરોહિત પણ કોઈ બ્રાહ્મણ છે ! મારાથી પવિત્ર અને ઉંચો એવો તે બીજો કયો બ્રાહ્મણ હશે ? હું મુકરજી, નસીરામ મુકરજીનો પુત્ર શશી મુકરજી છું. સા.........મને દોસ્તદારીમાંથી કાઢવા ઈચ્છતો હતો. "

માતંગિનીએ કહ્યું: – " જાવ, જાવ, મોટી બડાઈ ન મારો. હું તો સાચી વાત જ કહીશ, પછી ભલે લોકો ક્રોધે ભરાય કે ખૂશ થાય. કહ્યું છે કે:—

અશેષ પાપેર પાપી, પંચમ પાતકી,
તાહાર અધિક પાપી, બિશ્વાસઘાતકી.

તમે પણ બ્રાહ્મણ છો ! તમે મહાપાપી છો ! જેણે પોતાનો આલોક અને પરલોક બગાડી તમારી આટલા દિવસ સેવા કરી, તેને વ્યાજનો લોભ બતાવી, ફોસલાવી તેના સર્વસ્વને લૂંટી લીધું. એક સ્રીના રૂપીઆ હજમ કરી લીધા ! એટલું જ નહિ પણ એક ભલા માણુસની છોકરી પર ખોટું કલંક લગાડી તેનો જાન પણ લઈ લીધો ! તમે આવા બ્રાહ્મણ છો ! આવા નર – પશુ છો ! "

શશીએ ચિડાઈને કહ્યું: – " માતી તને કહું છું કે મને ન ચિડવ. મેં નકામું જ કલંક લગાડયું નથી ! મારી સગી આંખોએ – મેં જે જોયું હતું..............

માતીએ તેને અટકાવીને જ કહ્યું: —

" જેને સુને મિથ્યે બલે
તાર દોલાં નરકે દોલે !

અર્થાત્ – જાણી – બુઝીને જે અસત્ય બોલે છે તેનો નરકમાં જ વાસ થાય છે.

જાણી બુઝીને જે જુઠું બોલે છે, એ નરકનો કીડો છે ! તમે જાણી જોઈને કમલિની પર જુઠું તહોમત નથી લગાવ્યું ? મારી માસી જ્યારે માંદી હતી, ત્યારે કલકત્તા તમે જે પત્ર લખ્યો હતો તેમાં તમે શું લખ્યું હતું એ યાદ છે ખરું ? તમે નકામું જ એ ગરીબ છોકરી પર કલંક લગાડયું છે ? શું તમે જુઠ્ઠાં નથી ? "

શશી લાલચોળ બની ગયો. એણે લાલઘૂમ ડોળાં કાઢી ભવાં ચઢાવ્યાં.

માતીએ કહ્યું: – " એમ ડોળાં કાઢી બિવડાવો છો શા માટે ? શું આંખો કાઢી લેવી છે ? "

આંખો કાઢી લેવાની વાત સાંભળીને શશીના ક્રોધની સીમા ન રહી. એણે ઝટ દઈને માતીના મુખ પર એક થપ્પડ ખેંચી કાઢી અને બોલ્યો: – " તો લે હરામજાદી ! નાને મોઢે મોટી વાત કરે છે ! નીચ કૈવર્ત હોવા છતાં પણ બ્રાહ્મણનું અપમાન કરવાની હિંમત કરે છે ! "

માતી પણ ભીડી અને ઊભી થઈ ગઈ. એ હાથ પહોળા કરી બોલી: – " ખબરદાર બ્રાહ્મણ, જો હવે હાથ ઉપાડયો છે તો ! નીકળી જા, મારા ઘરમાંથી ! મારા પર હાથ ચલાવવાવાળો તું કોણ ? મારું સર્વસ્વ હજમ કરીને હવે કહે છે કે ' તું કૈવર્ત છે ! બેશરમ ! નીચ ! શરમ નથી આવતી ! ચાલ્યો જા, મારા ઘરમાંથી ! "

"જો માતી, તું ગમે તેમ બકી રહી છે! જમીનદાર તને ગામમાંથી બહાર કાઢી મૂકતાં હતાં; મેં એમને સમજાવી તને અહીં જગ્યા અપાવી, એટલે તો તને અહીં આશ્રય મળ્યો છે. હવે મારા પર ચિડાય છે. ઊભી રહે, હમણાં જ તારું શિર મુંડાવી ગધેડા પર ચઢાવી ગામમાં ફેરવી બહાર કાઢી મૂકવાની વ્યવસ્થા કરું છું. કાલે જ જમીનદાર સાહેબને બધી વાત સમજાવી દઈશ. તું મને શું સમજે છે? મારી સાથે વેર?"

માથું મુંડવાની વાત સાંભળીને માતીનો મિજાજ હાથથી ગયો. એ બોલી:—"જમીનદાર? એમની પાસે જા તો ખરો? હું પણ ત્યાં જઈ શકું છું. જઈને તારી બધી પોલ ઉઘાડી દઈશ. એમના બેટા પર જુઠું તહોમત લગાવી તેને ઘરમાંથી બહાર કાઢી મૂકાવ્યો છે તે વાત પણ કહી દઈશ. અને જમીનદારની વહુ આગળ પણ આ વાત કરીશ. તું હજુ મને પૂરેપૂરી ઓળખતો નથી!"

શશીએ કહ્યું:—"જા, જા, કસ્બીની વાત પર કોણ વિશ્વાસ કરે? જા તો ખરી, તારી રેવડી જ કરી નાંખું છું!"

માતંગિની પર ભૂત સવાર થઈ ગયું હોય એમ જણાયું. એણે કહ્યું:—"મારી વાત પર વિશ્વાસ કરે છે કે નહિ તે હું જોઈ લઈશ. કલકત્તાનો પેલો તારો પત્ર પણ લેતી જઈશ. જઈને જમીનદાર બાબૂને અને એમની સ્ત્રીને બતાવીશ. ત્યારે તો વિશ્વાસ કરશે ને? તું સમજતો હશે કે મેં એ પત્ર ફેંકી દીધો હશે. પણ મેં એ ફેંકી દીધો નથી, એ મારી પાસે જ છે."

હવે એકાએક જ શશી નરમ બની ગયો. તે બોલ્યો:—"માતી તું નારાજ થઈ ગઈ?"

માતીએ છણકો કરીને કહ્યું:—"રહેવા દે તારો પ્રેમ! કાતીની બહેન માતી હવે તારી વાતોમાં ફસાઈ શકે એમ નથી."

"એ પત્ર તેં ક્યાં રાખ્યો છે? જરા બતાવ તો ખરી?"

"હા, બતાવીશ કેમ નહિ? ના, નહિ બતાવું, જોઉં તો ખરી કે તું મારું શું કરી શકે છે? હું તારા દાંત તોડી નાંખું એવી છું. તેં મારી સારી ય મુડી હજમ કરી લીધી છે! મારું સર્વસ્વ લૂંટી લીધું છે! બધું જઈને કહી દઈશ. જુગારી, ઠગ, બેઈમાન."

શશી ક્રોધથી ધુંઆ-પુંઆ થઈ ગયો. એ બોલ્યો:-"નહિ આપશે?"

"ના, નહિ આપું."

"એમ!"

"હા."

"આપવો છે કે નહિ?"

"ના-ના-ના-"

માતંગિનીની જીદ વધી ગઈ. એણે વારંવાર ત્રણ વાર ના-ના-ના કહી દીધી. શરાબ અને ગાંજાએ શશીના મગજ પર પૂરો કાબુ મેળવી લીધો. મગજ એકદમ ગરમ બની રહ્યું હતું; તેમાં માતંગિનીની આ વાતોએ આગમાં ઘીનું કામ કર્યું નોકરીની કે પછી દંડ-સજાની તેને પરવા ન રહી. માતી પાસેથી સમજાવટથી કામ લઈને કળ વતી એ પત્ર લઈ લેવાની સબુરી પણ તે ન ધરી શક્યો. બદમાશ શશીએ તરત જ ઝપટ મારીને માતીને નીચે પાડી નાંખી અને એની છાતી પર બન્ને ઘુંટણો ટેકવીને બેસી ગયો. માતી ગભરાઈ ગઈ, પણ આ નર-રાક્ષસ તેને છોડે એવો નહોતો. એણે પોતાના બે હાથથી એનું ગળું દબાવવા માંડ્યું. માતંગિનીનો આર્તનાદ અને તેની ચીસો સાંભળીને કાત્યાયની દૂકાનમાંથી ઊઠીને જ્યારે અંદર આવી, તે સમયે માતંગિની શાન્ત થઈ ગઈ હતી, એનો શ્વાસ પણ ચાલતો નહોતો.

"છોડ, છોડ, પાજીએ ખૂન કરી નાંખ્યું, ખૂન!!" કરતી ખૂમો પાડતી કાત્યાયનીએ સારો ય મહોલ્લો ગજાવી દીધો. આ જોઈને શશીએ માતીને છોડી શરાબની બાટલી કાત્યાયનીના માથા પર ફેંકી, જેનાથી એ પણ ઘાયલ થઈ ગઈ. કાત્યાયનીએ બહાર નીકળીને, ખૂમો પાડીને, ગાળો આપીને લોકોને ભેગાં કરવા માંડયા. આ તકનો લાભ લઈ શશી ત્યાંથી પોબારા ગણી જવાની પેરવી કરવા લાગ્યો. પરન્તુ એક તો બજારનો દિવસ હતો, બીજું મેજીસ્ટ્રેટ સાહેબ આવવાના હતા અને એમના સ્વાગતને માટે બજાર – દુકાનો – રસ્તાઓ વિગેરે શણગારાતા હતા, જેથી અનેક બેકાર અને આતુર લોકો સાંજ થતાં ત્યાં ભેગાં થઇ ગયેલાં હતાં અને મેજીસ્ટ્રેટનાં આગમનની રાહ જોઈ રહ્યાં હતાં. આ કારણથી શશીની મનની ઈચ્છા મનમાં જ રહી ગઈ, એ નાસી શક્યો નહિ. જમીનદારનો નોકર હોવા છતાં પણ તે ગિરફતારીમાંથી બચી શક્યો નહિ.

૩૨

જે ગાડીમાં મેજીસ્ટ્રેટ કાલીગ્રામ આવવાના હતા, તે ગાડીમાં તેઓ ન આવ્યા. યોગેન્દ્ર મિત્રે સ્ટેશન પર જઈને જોયું તો એમને બદલે એમને એક તાર આવીને મળ્યો. એ તારમાં જે કંઈ લખ્યું હતું, તેને મર્મ એ હતો કે એકાએક તબીયત બગડી જવાથી સાહેબ ગામ જોવા આવી શકયા નથી એટલે તેઓ દિલગીરી દર્શાવે છે. તોપણ બે-ચાર દિવસમાં સારા થઈ જવાની તેઓ આશા રાખે છે અને સારા થશે કે તુર્ત જ તેઓ કાલીગ્રામ આવશે. બધી તૈયારી નિષ્ફળ જવાથી તેમજ પુનઃ ખર્ચ કરવો પડશે એ જોઈને યોગેન્દ્ર મિત્ર મનમાં ને મનમાં બહુ ક્રોધે ભરાયા. પરન્તુ કરે શું? મેજીસ્ટ્રેટ માટે એમણે જે હાથી મોકલ્યો હતો તેને પાછા જવાનો હુકમ આપ્યો અને પોતે ટમટમ હાંકીને, ગામની તરફ રવાના થયા. થોડેક દૂર ન ગયાં હશે ત્યાં તો ચાંદનીના પ્રકાશમાં એકાએક હરનાથ મૈત્ર પર તેમની નજર પડી. એમને જોઈને તેમણે પોતાની ટમટમ ઊભી રાખી.

યોગેન્દ્ર મિત્રે કહ્યું:–" પ્રણામ મૈત્ર મહાશય, આ સમયે આટલી રાત્રિના ક્યાં ગયા હતા ?"

હરનાથે કહ્યું:–"રેલ્વે લાઈનની પેલે પાર ડોમાઈ ચંડીતલા ગામમાં એક કામ હતું. એક યજમાનને ત્યાંથી અંગ પ્રાયશ્ચિત કરાવવાને માટે બોલાવવા આવ્યું હતું. એ ઘણાં દિવસોથી બીમાર હતો. જઈને સાંભળ્યું, કે એ મરી ગયો છે એટલે પાછો આવતો રહ્યો."

" ઠીક આવો, મારી ગાડીમાં બેસી જાઓ."

મૈત્ર મહાશય કંઈક સંકોચની સાથે ટમટમમાં બેસી ગયા. ટમટમ કેટલેક દૂર સુધી સડક પર ચાલીને ગામની કાચી સડક પર ચાલવા લાગી.

યોગેન્દ્ર મિત્ર પોતે જ ગાડી હાંકી રહ્યા હતા. એકાએક તેમને સિગાર પીવાની પ્રબળ ઈચ્છા થઈ આવી. હવે તેઓ દોરી, ચાબુક સિગાર, દિવાસળી વિગેરે કેવી રીતે પકડે. હાથ તો બે જ હતા. એટલે તેમણે લાચાર બનીને ટમટમ ઊભી રાખી. એ પછી ખુલ્લા મેદાનમાં જઈ તેમણે મહા મુશ્કેલીએ સિગાર સળગાવી. આ સમયે "ઊભા રહો! નો અવાજ સાંભળી તેઓ ચોંકી પડચા. સામે જોયું તો ડૅાકટર સાહેબની પાલખી આવી રહી છે. ડૅાકટર બાબૂ પાલખીમાંથી ઉતરીને ટમટમની પાસે હાજર થયા. દોરી અને ચાબુક બન્ને એક સાથે નાકની બરાબર ઊંચા કરી યોગેન્દ્ર મિત્રે કહ્યું:–"ગુડબાઈ ડોકટર બાબૂ!"

ડૅાકટર બાબૂ કાલીગ્રામમાં હાલ જ નવા-સવા આવ્યા હતા. તેઓ જાતિના બ્રાહ્મણ હતા. એટલે અવસ્થામાં યોગેન્દ્ર મિત્રથી નાના હોવા છતાં પણ તેમણે ગુડબાઇ પણ ન કરી. ડૅાકટર બોલ્યા:– "જરા ડોમાઈ ચંડીતલા જઈ રહ્યો છું, એક રોગીને જોવો છે."

યોગેન્દ્રે કહ્યું:–" ત્યાં જવાનું કષ્ટ શા માટે ઉઠાવો છો – એ

રોગી તો મરી પણ ગયો છે. આ મૈત્ર મહાશય ત્યાંથી જ આવી રહ્યા છે."

હરનાથે કહ્યું: "ડોમાઈ ચંડી – તલાના ચૌધરી – પરિવારમાં જ આપ જવાના છો ને? એ રોગીનો તો સ્વર્ગવાસ પણ થઈ ગયો છે."

ડોક્ટર મુંઝવણમાં પડી ગયા. તેઓ ઘર તરફ પાછા વળે કે પછી ચૌધરી બાબુના મકાને જઈ જરા શોક બતાવી આવે તેના વિચારમાં તેઓ લીન બની ઊભા – ઊભા જ ટમટમના ઘોડાના પૂંછડા તરફ જોઈ રહ્યા. એકાએક ડૉક્ટર સાહેબના મગજમાં એક ત્રીજો વિચાર આવી ગયો. તેઓ બોલ્યા:– "ઠીક છે, એક વાત કહેવાની હું ભૂલી જ ગયો. આપની જમીનદારીમાં કામ કરતાં શશી મુકરજી પર મોટી મુસીબત આવી પડી છે. એ પોલીસની જાળમાં ફસાઈ ગયો છે."

યોગેન્દ્ર બાબુએ વિસ્મિત બનીને પૂછ્યું: – "કેવી રીતે? એ તો માંદગીને લીધે રજા લઇ ગયો હતો ને? મારો નોકર પોલીસની જાળમાં કેવી રીતે આવી શકે?"

ડૉક્ટર સાહેબે પોતાની ગૂમાવેલી ફીનો શોક ભૂલીને મોટા આનંદ અને હાસ્યની સાથે આદિથી તે અન્ત સુધી બધો હાલ કહેવો શરુ કર્યો. એમણે જે કંઇ કહ્યું, તેનો સાર એ હતો કે -

ઘરમાંથી ચૌધરી બાબૂને ત્યાં રોગીને જોવા માટે ડૉક્ટર સાહેબ જ્યારે ઘરમાંથી નીકળી બજારની પાસે પહોંચ્યા, તે સમયે હરનાથ મૈત્રનો છોકરો (અરુણ) દોડતો અને હાંફતો એમની સામે ઉપસ્થિત થયો. એક જરૂરી કેસ બતાવી એ એમને બજારની અંદર લઇ ગયો. એમણે પણ જરૂરી કેસ સાંભળી ફીનું કંઇપણ નક્કી કર્યું નહિ. ડૉટકરનું એ સમયે જે કર્તવ્ય

હોય તે તેમણે કર્યું. ત્યાં તેઓ જેને જોવા ગયા હતા તે એક સ્ત્રી હતી. પ્રથમ તો એ મરણ પામેલી જણાતી હતી. પરન્તુ જ્યારે ઉપચાર કર્યા ત્યારે તે જીવતી માલમ પડી. મહા પ્રયત્ને તે હોશમાં આવી. એક સ્ત્રી કે જે એની બહેન હતી તે પણ ત્યાં હાજર હતી. એણે કહ્યુઃ–"શશી મુકરજીએ નશામાં બોટલ પટકી એનું શિર ફોડી નાંખ્યું છે." ગમે તે હોય એના મસ્તકની પીડા બહુ ભારે નથી. પહેલી સ્ત્રીને તેનું ગળું દાબી શશી ગુંગળાવી રહ્યો હતો. આ જોઇ બીજી સ્ત્રી એને બચાવવા ગઈ, એજ એનો અપરાધ હતો. ડોકટરે દરોગા સાહેબને ખબર મોકલી. એણે આવીને બંને સ્ત્રીઓની જુબાની લખી લીધી છે. ડૉક્ટર બાબૂ આ સંબંધમાં કંઇ પણ જાણતા નથી. કારણ, બનાવ બન્યો ત્યારે તેઓ એ ગામમાં આવ્યા પણ નહોતા. જુબાનીમાં તેમણે જે કંઇ સાંભળ્યું હતું તે જ તેઓ કહી રહ્યા છે. એ માટે મૈત્ર મહાશય કંઈ મનમાં ન લાવે. જુબાની–તપાસમાં જાહેર થયું કે શશી મુકરજીની સાથે પહેલી સ્ત્રીનો અનુચિત સમ્બન્ધ હતો અને આજ વાત પ્રકટ થતાં તથા તેનો ફેલાવો થતાં મૈત્ર મહાશયે શશીને સમાજમાંથી અલગ કરવાની ચેષ્ટા કરી હતી શશી આ કારણને લઈને મૈત્ર મહાશય સાથે નારાજ રહેતો હતો. જ્યારે મૈત્ર મહાશયની પુત્રી કમલિની કલકત્તામાં ખોવાઈ ગઇ, ત્યારે એમના પર બદલો લેવાને માટે શશીએ એક ખોટાં કલંકની વાત બનાવી કાઢી. આજે એ વાતને લીધે જ એ સ્ત્રીની સાથે શશીને તકરાર જામી ગઇ. એ સ્ત્રીએ કહ્યું કે એ શશીના આ કુકર્મની વાત પ્રકટ કરી દેશે અને તેની પોલ ઉઘાડી પાડી દેશે. આથી શશીએ ચિડાઇને નશાના ઘેનમાં જ તેના પર પ્રહાર કર્યો અને તેનું ગળું દબાવી દીધું. એ સ્ત્રીએ કહ્યું હતું, કે તે ચુડામણી યોગના સમયે કલકત્તા ગઇ હતી. આ અવસરે શશીએ એક પત્ર એને લખ્યો હતો, જેમાં એણે લખ્યું હતું કે હરનાથ મૈત્ર પર બદલો લેવાને માટે મેં આ અદ્ભુત ઉપાય શોધી કાઢ્યો છે. આ

વાતનું વર્ણન એણે તે પત્રમાં ખૂબ વિસ્તાર પૂર્વક કર્યું હતું. કારણ એ સ્ત્રી સાથે તે વખતે એને કોઈ તકરાર કે અણબનાવ નહોતો. સ્ત્રી એ પત્રને ફેંકી દેતી હતી, પરન્તુ ઈશ્વરની ઈચ્છા કંઈક બીજી જ હતી. એને એની માસી તરફથી જે બોકસ મળ્યો હતો તેની નીચે એક કાગળ પાથરવામાં આવ્યો હતો. આ કાગળ ખવાઇ ગયેલો હોવાથી તેણે તે કાઢી નાંખ્યો અને તેની જગ્યાએ તે સમયે બીજો કોઇ કાગળ ન હોવાથી પેલો પત્ર જ તેણે તેમાં પાથરી દીધો અને તેના ઉપર ઘરેણાં ગોઠવી દીધાં. એટલે જ એ કાગળ આજે એક પુરાવા તરીકે તેની પાસે સચવાઈ રહ્યો છે. એ કાગળ પણ પોલીસે પોતાના હાથમાં લીધો છે.

ડોકટર બાબૂનો વિસ્તૃત અહેવાલ સમાપ્ત થયા પછી રકતવર્ણ અને ભયંકર મુખ કરી જમીનદાર યોગેન્દ્ર મિત્ર બોલી ઊઠયાઃ– "હરામજાદાની આટલી હિંમત ! વાઘની ગુફામાં શિયાળનો મુકામ ! સા.........ને જેલમાં ન સડાવી દઉં, પાજીનું ઘર ખેદાન – મેદાન ન કરી નાંખું તો મારું નામ યોગેન્દ્ર મિત્ર નહિ ! ઓહ ! આવો શેતાન – કમબખ્ત નીકળ્યો ! "

હરનાથ મિત્રનું મુખ પણ ક્રોધથી તપી લાલચોળ બની ગયું. એમની આંખમાં આંસુ આવી ગયા. લલાટની નસો ફુલી ગઈ. એમણે તૂટયા – ફૂટયા સ્વરે એટલું જ કહ્યું: – "પિશાચ ! " એ સિવાય તેઓ બીજું કંઈ પણ બોલી શકયા નહિ.

યોગેન્દ્ર મિત્રે ડોકટરને પાછળ આવવાનું કહી જોરથી ટમટમ હાંકી મૂકી.

# ૩૩

કમલિની અને સતીશ જ્યારે ધીરે ધીરે ઘરની સમીપ જઈ રહ્યા હતા તે સમયે ગાડીના બન્ને બળદોની ધીમી ચાલ તેમને તદ્દન જ ખરાબ નહોતી લાગી. એ ગાડી -- બળદગાડી નહોત અને જો મોટર જ હોત તો કમલિની પોતાની વિતક – કથા આ રીતે કહેવાને અને સતીશને એ સાંભળવાનો સુયોગ કદી પણ ન આવ્યો હોત. કમલિનીને તો પોતાના વિષયમાં ઘણું – ઘણું કહેવાનું હતું. એણે પોતાના સ્વામીની આગળ પોતાના જીવનનો નવીન ઇતિહાસ કહેવામાં કંઈપણ બાકી રાખ્યું નહિ. પ્રથમથી તે અન્ત સુધી બધો વૃત્તાન્ત સાંભળીને સતીશે મનમાં જ કહ્યું: – આ તો બધું હું પહેલાં જ સાંભળી ચૂક્યો છું. ક્ષિતીશે પ્રથમ જે કંઇ કહ્યું હતું, તેની એ અક્ષરશઃ બીજી નકલ જ હતી.

કિન્તુ નકલ હોવા છતાં પણ ક્ષિતીશે કહેલાં અહેવાલમાં કંઈક ફેરફાર અવશ્ય હતો. તો પણ સતીશને ક્ષિતીશના વર્ણન કરતાં કમલિનીનું વર્ણન ગમી ગયું અને તેને દૃઢ થઈ ગયું કે કમલિનીની

બધી વાતો સાચી જ છે. હવે તેનામાં એ વિશેની જરા પણ આશંકા રહેવા પામી નહિ. સતીશે મનમાંને મનમાં જ પ્રતિજ્ઞા કરી કે ગમે તેમ હોય, લોકો ગમે તે બોલે તો પણ એ પોતાના જીવતાં સીતાના વનવાસનો પુનઃ અભિનય થવા દેશે નહિ. સતીશનો વ્યહવાર, એની વાતચીત, એના કંઠ – સ્વરથી કમલિની સમજી ગઇ કે એ સ્વામીનો પૂર્ણ વિશ્વાસ પુનઃપામી ગઈ છે! અને ત્યારે એને માલમ પડયું કે એ ગંગા સ્નાનને દિવસે થાકીને સૂઈ ગઈ હતી તે હાલ જ જાગી છે. આ વચમાં જે ઘટનાઓ બની ગઈ તે બધી એને એક દુઃસ્વપ્ન સિવાય બીજી કોઈ જ જણાઇ નહિ.

## ૩૪

આ તો થઇ એના મનની વાત. પરન્તુ મનુષ્યને શરીર પણ છે, જેની એ સુખમાં કે દુ:ખમાં કોઇ પણ દશામાં ઉપેક્ષા કરી શકતો નથી. આ એક દિવસના બનાવ પર જ ધ્યાન દઈને વાચકો સહજ જ અનુમાન કરી શકશે કે કમલિની અને સતીશનું મન કેટલું થાકી ગયું હતું. વળી ભૂખ – તરસ પણ તેમને સતાવતી હતી. ગાડી જેમ જેમ ઘરની પાસે પહોંચવા લાગી તેમ તેમ આ બે માણસોને ભૂખ અને ઊંઘ પીડવા લાગી.

કિન્તુ ખાવું – પીવું કે સૂવાનું ભગવાને એ દિવસે તેમનાં ભાગ્યમાં લખ્યું નહોતું. કહેવાની જરૂર નથી, કે એ રાત્રિના તેઓ પોતાને ઘેર અવશ્ય પહોંચ્યા હતા, કારણ બળદગાડીમાં ગમે તેવો દોષ હોય તો પણ તેમાં એક ભારે ગુણ રહેલો છે. એ કદીપણ બીજી ગાડી સાથે લડતી નથી, અને જો કદાચ એવો અકસ્માત થઇ જાય તો એનું પરિણામ ગંભીર આવતું નથી.

સતીશ અને કમલિનીને એ રાત્રિના પણ પોતાને ઘેર પહોંચવા છતાંય આશ્રય ન મળ્યો. બહુ બકબકાટ કર્યા બાદ દુર્ગાદેવીએ પોતાના

પુત્રને અન્તિમ ફેંસલો સુણાવતાં કહ્યું કે, તે કમલિનીના હાથનું પાણી કદી પણ પીશે નહિ – બનાવેલી રસોઇ માટે તો કંઇ કહેવું જ નહિ! એ પોતે વહુની સાથે કોઇ રીતે પણ ઘરની અંદર રહી શકે એમ નથી. મતલબ એ કે સતીશ બેમાંથી એકને ત્યજી દે, એની મરજીમાં આવે તો એ પોતાની સ્ત્રીને કે પછી પોતાની માને.

કમલિનીના ચરિત્રમાં કોઇ કલંકનો સ્પર્શ થયો નથી. એ વાત પર દુર્ગાદેવી રંજ માત્ર પણ વિશ્વાસ કરી શકી નહિ. કારણ, સતીશનો સ્ત્રી પરનો પક્ષપાત જોઇ – સાંભળીને તેના મનમાં એવી ધારણા જડ કરી બેઠી કે વહુએ છોકરા પર જાદુ કર્યો છે. સતીશે માને બહુ સમજાવી, વિનંતિઓ કરી, ક્રોધ બતાવ્યો, ધમકી પણ આપી; તો પણ એની માન્યતામાં ફેર ન પડયો. સતીશે જ્યારે જોયું કે કમલિનીની નિર્દોષતા માટે એની માને જરાય ખાત્રી થતી નથી, ત્યારે એના મુખથી એકાએક બોલાઇ ગયું:– "કમલિની ચાહે સતી હોય કે અસતી, તો પણ હું કોઇ રીતે ય પણ તેનો ત્યાગ કરી શકું એમ નથી."

આ સાંભળી દુર્ગાદેવીના આખા દેહમાં અરેરાટી છૂટી ગઇ. એને સતીશ પર અપાર ક્રોધ આવ્યો પરન્તુ જ્યારે એને પોતાની નિસહાય સ્થિતિનું ભાન થયું ત્યારે તેણે એ ક્રોધને અંદર સમાવી લીધો. એ પછી બહુ જ ધીરા સ્વરમાં એણે કહ્યું: – "ભગવાને મારા ભાગ્યમાં જો એમ જ લખ્યું હોય તો તે પ્રમાણે બનો. હું પુત્રને છોડી દઇશ પણ ધર્મને છોડી શકીશ નહિ."

કમલિની અત્યાર સુધી પુતળાંની જેમ એક ખુણામાં ઊભી રહી હતી. એણે પોતાના મુખથી એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. જ્યારે એના પિતાએ જ એને ચોટલો પકડીને ઘરની બહાર કાઢી મુકી હતી ત્યારે એની સાસુ એને ઘરમાં જગ્યા ન આપે તો એમાં આશ્ચર્યની કઇ વાત હતી. અને દુ:ખની પણ શું વાત હોઇ શકે?

સતીશ માને પ્રણામ કરી ઊઠયો અને બોલ્યોઃ – " ચાલ કમલિની આપણે જઈએ."

કમલિનીએ પૂછયુંઃ – " કયાં ?"

" જ્યાં આપણું ભાગ્ય લઈ જાય ત્યાં."

" એટલે ?"

" દેશ છોડીને ચાલ્યા જઈએ, જ્યાં સુખ મળે ત્યાં."

" દેશ, સમાજ, માને છોડીને ચાલ્યા જતાં પહેલાં તમારા હૃદયને પૂછી જુવો કે તમે જે કાર્ય કરી રહ્યા છો, તેને અન્ત સુધી નિભાવી શકશો ખરાં ?"

" હું મારા મનને સ્થિર કરી ચૂકયો છું. મેં મારો અન્તિમ નિશ્ચય કરી દીધો છે. ગમે એ થાય તને આ ઘડીએ જ લઈને ગામની બહાર ચાલી જઈશ. હવે એ માટે ચિન્તા કરવાનો મને અત્યારે અવકાશ નથી."

અને આમ કહીને સતીશ કમલિનીનો હાથ પકડી પોતાના બાપ – દાદાના ઘરમાંથી નીકળી ગાઢ અંધકારમાં વિલીન થઈ ગયો.

## ૩૫

ઘરમાંથી નીકળ્યા પછી સતીશ અને કમલિનીએ નક્કી કર્યું કે તેઓ કલકત્તા થઇને લખનઉ જશે. લખનઉ બે દિવસમાં પહોંચી જવાશે. કારણ સતીશની રજા પૂરી થવાની હજુ વાર છે. આ સિવાય સતીશ કમલિનીના મા-બાપને એ જીવતી છે અને તે એના પતિની સાથે છે એ સમાચાર આપ્યા વિના દેશ છોડવાનું યોગ્ય ધારતો નહોતો. રસ્તામાં સ્વામી અને સ્ત્રીએ સલાહ કરી નિશ્ચય કર્યો કે તેઓ કલકત્તામાં હરેન્દ્રને મળશે અને તેની જ દ્વારા તેઓ આ ખબર કમલિનીને પિયર મોકલી આપશે. હરેન્દ્રને શોધી કાઢવામાં સતીશને કંઈ બહુ તકલીફ પડે એમ નહોતું. કારણ, કમલિની હરેન્દ્રનું ઘર જાણતી હતી.

સતીશ અને કમલિની પાછલી રાતની ગાડીમાં બેલતલી સ્ટેશનથી બેસીને યથા સમયે કલકત્તા પહોંચી ગયા એ પછી તેઓ એક ભાડાની ગાડીમાં બેસી બાઉબજારમાં આવેલા હરેન્દ્રના મકાને ગયા. સતીશ ગાડીમાંથી ઉતરીને હરેન્દ્રને મળવા ગયો પરન્તુ પાંચ જ મીનીટમાં

તેણે પાછા આવી – કમલિનીને સમાચાર આપ્યા કે હરેન્દ્ર હવે એ ઘરમાં રહેતો નથી. થોડાક દિવસ પહેલાં હરેન્દ્રના પિતા ત્યાં આવ્યા હતા અને તેઓ હરેન્દ્રનો બધો સામાન ઉઠાવી લઈ ગયા છે.

કમલિનીએ પૂછ્યું: – "શું મકાનનો કોઈ ભાડુત એઓ ક્યાં રહેવા ગયા છે તે જાણતો નથી?"

સતીશ ફરી પાછો ગયો અને હરેન્દ્ર ક્યાં રહે છે તે પૂછી આવ્યો. કમલિનીએ એ રસ્તાનું નામ અને ઘરનો નંબર સાંભળી કહ્યું: – "આ તો ક્ષિતીશ બાબૂના ઘરનું સરનામું છે."

સતીશે કહ્યું: – "ચાલો, ત્યાં જ જઈએ."

કમલિનીએ એના પર કંઈ મુશ્કેલી ઊભી ન કરી. સાચી વાત તો એ હતી કે કમલિનીએ કલકત્તા થઈને લખનઉ જવાનો પ્રસ્તાવ એ જ આશાએ કર્યો હતો કે ત્યાં જતાં કદાચ એકવાર ક્ષિતીશ બાબૂની મુલાકાત પણ થઈ જાય.

૩૬

ક્ષિતીશને ઘેર પહોંચતાં સતીશની જેની સાથે પહેલી મુલાકાત થઈ તે હતો કમલિનીનો ભાઈ અરુણ. કમલિની ગાડીમાં બેઠી છે એ સમાચાર સતીશના મુખથી સાંભળતાં જ અરુણ આનંદથી અધીર બની ગયો. એ દોડતો પોતાની બહેન પાસે પહોંચી ગયો અને તેની આગળ જઈને એને એવી તો અસબંધ વિચિત્ર જેવી વાતો એક શ્વાસમાં કહેવા લાગ્યો કે જે સાંભળી કમલિની આશ્ચર્ય પામી ગઇ.

એની આ બધી વાતોમાંથી સતીશ અને કમલિનીએ એટલો સાર કાઢ્યો કે બધો બખેડો શાન્ત થઈ ગયો છે. શશીએ બિછાવેલી જાળ પકડાઈ ગઈ છે, અને તેની સારીય પોલ ઉઘાડી પડી ગઇ છે. આખા ગામમાં કમલિનીનો પત્તો ન મળતાં હરનાથ મૈત્ર, યોગેન્દ્ર મિત્ર, હરેન્દ્ર અને અરુણ કાલ રાતના અહીં આવ્યા છે. નિર્દોષ કમલિનીને તેમની જ ભુલથી આટલું કષ્ટ સહેવું પડ્યું અને તેને ઘરમાંથી બહાર નીકળવું પડ્યું તે જોઈને હરનાથ અને યોગેન્દ્ર બાબૂ

બન્ને બહુ જ દુઃખી થઇ ગયા અને પશ્ચાતાપ કરવા લાગ્યા. અન્તમાં તેમને કંઇ ન સૂઝવાથી તેમણે હરેન્દ્ર અને અરુણુની સલાહ પર ચાલવાનું છોડી દીધું. એ બન્ને એ વૃદ્ધોને લઈને અહીં આવ્યા. તેમને ખાત્રી હતી કે જો કમલિનીએ આત્માહત્યાનું પાતક ન વહોર્યું હશે તો તે જરૂર જ ક્ષિતીશને ઘેર ચાલી ગઈ હશે. કારણુ, ક્ષિતીશ સિવાય નિકટમાં જ તેને બીજે ક્યાંય આશ્રય મળે એમ નહોતું. મનુષ્ય જ્યારે જળમાં પડીને ડૂબવા લાગે છે, મરણનો ભય એને ઘેરી વળે છે, ત્યારે એના હાથમાં જે કંઈ આવે છે તેને પકડવાની જ એ ચેષ્ટા કરે છે.

એ પછી અરુણુ કમલિનીને ખેંચતો "બહેન આવી ગઈ! બહેન આવી ગઈ!" કરતો બૂમ પાડતો તેને ક્ષિતીશના ઓરડામાં ખેંચી લાવ્યો. અહીં બધા જ હાજર હતાં.

હાસ્ય અને રૂદનની સાથે કમલિનીનું એના સ્વજનો સાથે મિલન થઈ ગયું. ભાગ્યના કોપથી વિભિન્ન થયેલું એક પરિવાર પુનઃ ભાગ્યની કૃપાથી જેવું હતું તેવું થઇ ગયું. જેની જ્યાં જગ્યા હતી ત્યાં બેસી ગયા. બહાર માત્ર ક્ષિતીશ જ રહી ગયો. આ મિલનોત્સવનાં ક્ષેત્રથી ક્ષિતીશ ખસી ગયો; પરન્તુ બધા ખુશી આનંદમાં મગ્ન થયેલાં હોવાથી, લાંબા સમય સુધી કોઇનું ધ્યાન તેની તરફ ન ગયું.

અન્તમાં યોગેન્દ્ર મિત્રે હરેન્દ્રની દ્વારા ક્ષિતીશને બોલાવી મંગાવ્યો. ક્ષિતીશના આવ્યા પછી યોગેન્દ્ર મિત્રે શિષ્ટાચારના બચાવ માટે કહ્યુઃ – "જુઓ ક્ષિતીશ બાબૂ, આ ગોટાળા માટે અમે વૃદ્ધ મૂર્ખાઓ જ પૂર્ણરૂપમાં જવાબદાર છીએ. એને માટે આપને જે સજા કરવી હોય તે કરજો."

ક્ષિતીશે હસીને ઉત્તર આપ્યોઃ – "મારી સમજ મુજબ તો આપ લોકોનાં કરતાં અમે જુવાન – મુર્ખાઓ જ અધિક ગુન્હેગાર છીએ

જો મેં કમલિનીને મારે ઘેર ન લાવતાં હોસ્પીટલમાં જ મોકલી આપી હોત તો આટલો ગોટાળો થવા પામતે નહિ. એટલે સજા તો તમારે મને જ કરવી જોઈએ."

ક્ષિતીશના આ કથનમાં એટલી તો સચ્ચાઈ હતી કે કોઈ એનો પ્રતિવાદ કરી શક્યું નહિ. થોડીક વાર પછી હરેન્દ્રે કહ્યું:– "જે કંઇ બનવાકાળ હતું તે બની ગયું, હવે એને માટે ચર્ચા કરવી નકામી છે. એને માટે નથી તમે ગુન્હેગાર કે નથી હું. જો કોઈ પણ ગુન્હેગાર હોય તે આપણો બદનસીબ સમાજ જ છે."

સતીશ બોલ્યો:– "દોષ સમાજનો નથી, આપણા સ્વભાવનો જ છે. આપણે યૌવનનો ભય કરીએ છીએ અને સ્ત્રી–જાતિ પર આપણો વિશ્વાસ નથી."

સતીશના આ શબ્દો સાંભળી વૃદ્ધોએ શું વિચાર્યું, તે એમણે પ્રકટ ન કર્યું. પરન્તુ આ ચર્ચાને દબાવી દેવા માટે યોગેન્દ્ર મિત્રે સતીશને પૂછ્યું:– "ભાઇ, હવે શું કરશો? ક્યાં જવાનો નિશ્ચય કર્યો છે?"

સતીશે કહ્યું:– "આજે રાત્રિના જ હું લખનઉ જવા ધારૂં છું.

"આપની માને આ શુભ સમાચાર આપવા ન જશો?

"આપ લોકો એને આ સમાચાર મોકલી આપજો. મારા કહેવા પર એને વિશ્વાસ આવશે નહિ."

"કમલિની પોતાની માને મળવા એક વાર ગામ ન જાય?"

આ સાંભળતાં જ કમલિની બોલી ઊઠી:– "ના, હમણાં નહિ. અત્યારે ગામમાં જવું મારે માટે અસંભવ જ છે. મારું શરીર અને મન એટલું શિથિલ થઈ ગયું છે કે મને હવે થોડાંક દિવસોની મૌન

શાન્તિની જરૂર છે. અને એ શાન્તિ મને દેશમાં નહિ પણ વિદેશ-માં જ મળશે."

આ સાંભળી કમલિનીના પિતાને તેમ જ યોગેન્દ્ર મિત્રને કંઈક દુઃખ થયું. તેમને લાગ્યું કે અમારા અન્યાયને લીધે કમલિની ત્યાં જવા ઇચ્છતી નથી. કિન્તુ એમણે કમલિનીની ઈચ્છાની વિરૂદ્ધ દબાણ કરવાનું છોડી દીધું, અને તેણે જે કહ્યું તેનો મૌન સ્વીકાર કરી લીધો.

ક્ષણ વાર પછી હરનાથે કહ્યું:–"ઠીક વાત છે, તો પછી કમલિની બે ત્રણ દિવસ તું અહીં રહી જા. હું તારી માને અહીં લઈ આવું છું. એને મળીને વિદાય થઇને પછી લખનઉ ચાલી જજે."

કમલિનીએ હસીને પિતાને કહ્યું:–"ક્ષિતીશ બાબુને ત્યાં ઘણાં દિવસ રહી ચૂકી છું. હવે અહીં એક દિવસ પણ વધારે રહેવું એ મારે માટે યોગ્ય નથી. સાંભળ્યું છે. કે દેવાલય કે ધર્મશાળામાં પણ અતિથિને બે રાત્રિથી વધુ આશ્રય મળતો નથી."

જ્યારે બધાએ જાણી લીધું કે કમલિનીને રોકવાની ચેષ્ટા વૃથા છે, ત્યારે એના પ્રસ્તાવનો બધાએ સ્વીકાર કરી લીધો. એ જ રાત્રિએ કમલિનીએ લખનઉ જવું એવું નક્કી કરવામાં આવ્યું. માત્ર અરુણે હઠ કરી કે એ બહેનની સાથે લખનઉ જરૂર જશે. એમાં કોઇને ખાસ હરકત જેવું જણાયું નહિ. અન્તમાં એ નક્કી કરવામાં આવ્યું કે કમલિની અને અરુણને ગાડીમાં બેસાડી હરનાથ, યોગેન્દ્ર, હરેન્દ્રે પણ રાતની જ ગાડીમાં પોતાને ઘેર ચાલ્યા જવું.

ક્ષિતીશે એ દિવસે પોતાના મહેમાનોને માટે મધ્યાન્હ – ભોજનની જે વ્યવસ્થા કરી હતી એ કંઇ સાધારણ નહોતી. એને જો વિવાહ કે લગ્નનું ભોજન કહેવામાં આવે તો તેને જરા પણ અતિશ્યોક્તિ ન કહી શકાય.

ભોજન બાદ કમલિની, હરનાથ મૈત્ર અને યોગેન્દ્ર મિત્ર એ ત્રણે જણા સૂવાને માટે ગયા. ક્ષિતીશ અને સતીશ શેતરંજ રમવા બેઠા. હરેન્દ્ર અને અરુણ એ જોવા લાગ્યા. ક્ષિતીશ ઘણો જ સારો ખેલાડી હોવા છતાં પણ સતીશને હાથે બાજી પર બાજી હારવા લાગ્યો. આખરે એ બોલ્યો: – "માથામાં બહુ જ વેદના થઈ રહી છે, એટલે રમવામાં મન લાગતું નથી."

સાંજ પડી ગઈ. સતીશે ક્ષિતીશને વાંસળી બજાવવા માટે આગ્રહ કર્યો, પરન્તુ ક્ષિતીશે એ માંગણી પાછી ઠેલી. તેને ખાત્રી હતી કે આજે એની વાંસળી તદ્દન બેસુરી જ વાગશે – તેના પ્રત્યેક છેદમાંથી સૂરને બદલે એના આંસુ જ વહેશે.

રાત્રિના નવ વાગે બધા હાવરા સ્ટેશને ગયા. સતીશ, કમલિની અને અરુણને બધાએ લખનઉ જનારી ગાડીમાં બેસાડી દીધા. એ પછી અર્ધા કલાક બાદ બીજી ગાડી દ્વારા યોગેન્દ્ર, હરનાથ અને હરેન્દ્ર પણ પોતાના ગામ તરફ જવા રવાના થઇ ગયા. ક્ષિતીશ એકલો જ સ્ટેશન પર પડી રહ્યો. કારણ શુન્ય ઘરમાં જવાની હવે તેની જરાપણ ઇચ્છા નહોતી.

એકાએક ક્ષિતીશને માલમ પડયું કે જાણે આ પૃથ્વી પર તે તદ્દન જ એકલો છે. આ વિચાર આવતાં જ તેને એક પ્રકારનો ભય જણાયો. બાકીની રાત્રિ કોઈ પણ રીતે વિતાવીને તે બીજા દિવસની સવારથી જ પોતાની મોટરમાં કલકત્તા શહેરના એક છેડાથી તે બીજા છેડા સુધી ઘૂમવા લાગ્યો – જાણે એ પોતાની પાસેથી જ નાસી જવાનો પ્રયત્ન ન કરી રહ્યો હોય!

ધીરે ધીરે એને માલમ પડવા લાગ્યું કે એ જો આવી જ રીતે ફરતો રહેશે. તો એ ગાંડો બની જશે. આ રીતે રહેવાથી એના મનની અશાન્તિ વધતી જ જશે. પરન્તુ એ કયું કામ હાથમાં લે કે

જેથી એનું મન પ્રવૃત્ત રહે. બહુ વિચાર કરવા છતાં પણ તેની સમજમાં કંઈ પણ ન આવ્યું. એટલામાં રસ્તામાં એક જગ્યાએ તેના કાન પર નીચેનાં શબ્દો પડ્યાઃ–

"મહાત્મા ગાંધીની જય! ભારત–માતાની જય! જનની જન્મભૂમિની જય!"

એણે પાછળ ફરીને જોયું, સ્કૂલ અને કોલેજના વિદ્યાર્થીઓ ત્રિરંગી ઝંડા હાથમાં લઈ સરઘસ આકારમાં ફરતાં ફરતાં ઉપરનાં સૂત્રો ઉચ્ચારી રહ્યાં હતાં. આ જયધ્વનિ સાંભળતાં જ એના સારાય શરીરમાં વિજળી દોડી ગઈ. એ મોટરની અંદર જ ઉછળી પડ્યો – બોલ્યો – "Thank God! મને મારે લાયક કામ મળી ગયું. આ સમયે માતાને મારી જરૂર છે! હું કાલથી જ કોલેજમાંથી નામ કઢાવી નન–કોઑપરેટર (અસહકારી) બની જઈશ!"

કહેવાની જરૂર નથી કે એણે તે પ્રમાણે જ કર્યું. એનાથી એને પરમ શાન્તિ પ્રાપ્ત થઈ. આજે એ એક દેશ–વિખ્યાત નેતા અને કોંગ્રેસનો વીર સૈનિક છે.

સ મા પ્ત

| | |
|---|---|
| રોહીણી | ૨-૦-૦ |
| સુનીતા શ્રોફ એમ. એ. | ૦.૧૨.૦ |
| લીલાદેવી | ૨-૮-૦ |
| સોનેરી સંદુક | ૩-૦-૦ |
| સફેદ શયતાન | ૩-૦-૦ |
| મધરાતની મહેમાન | ૨-૮-૦ |
| ભેદી જાસુસ | ૨-૦-૦ |
| ડીટેકટીવ દેવેન્દ્રના અદ્‌ભુત પરાક્રમો | ૩-૮-૦ |
| જીવતું હાડપીંજર | ૨-૦-૦ |
| વ્યાપારી નામું | ૪-૦-૦ |
| વ્યાપારી હીસાબ | ૨-૦-૦ |
| બીઝનેસ ગાઈડ યાને વેપારી ભોમીયો | ૩-૦-૦ |
| ઓલ ઈન્ડીયા મરચન્ટસ ડીરેકટરી | ૨-૦-૦ |
| વરૂનું સંગીત | ૦-૮-૦ |
| રામજીનો ખજાનો | ૦-૮-૦ |
| રસમય કહાણીઓ | ૦-૬-૦ |
| સહેલી વાતો | ૦-૪-૦ |
| અટકચાળા વાંદરા | ૦-૬-૦ |
| ચાલાકચોર | ૦-૫-૦ |
| પોચાના પરાક્રમો | ૦-૬-૦ |
| મુર્ખ મંડળ | ૦-૩-૦ |
| ચાલો ગાઈએ | ૦-૬-૦ |
| બાલબંસરી | ૦-૬-૦ |
| બચુકડો ઉંદર | ૦-૨-૬ |
| હસતાં બાળ | ૦-૫-૦ |
| જગતની મહાન જ્યોતીઓ | ૦-૫-૦ |
| બહાદૂર હંસા | ૦-૩-૦ |
| દૂધવાળી | ૦-૮-૦ |
| વાંદરાનો ન્યાય | ૦-૮-૦ |
| કિશોર વાર્તાવલિ | ૦-૬-૦ |
| વીર પન્ના | ૦-૬-૦ |
| ભવ્ય ભારત | ૦-૬-૦ |
| હાસ્યધારા | ૦-૬-૦ |
| પ્રશ્નધારા | ૦-૬-૦ |
| સત્ય કથાઓ | ૦-૬-૦ |

**એન. એમ. ઠક્કરની કું. બુકસેલર્સ અને પબ્લીશર્સ**

૧૪૦ પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.